

# હિંદુસ્તાનનો ઇતિહાસ

બનાવનાર

મા. હો. કાંગા.

# HISTORY OF INDIA.

COMPILED BY

**MANEKJI HORMUSJI KANGA.**

LATE HEAD MASTER-POONA CAMP GOVT. ENGLISH SCHOOL.

**Tenth Edition.**

2,000 COPIES.

**BROACH.**

PRNTED AT THE "PRINCE OF WALES" PRESS.

1911.



**Price 8 Annas.**

# હિંદુસ્તાનનો ઇતિહાસ.



બનાવનાર.

માણેકજી હોરમસજી કાંગા.

માજી હેડ માસ્તર, પુના-કેમ્પ ગવર્નમેન્ટ ઈંગ્લિશ સ્કુલ.

દશમી આવૃત્તિ.

૨,૦૦૦ નકલ.

ભરૂચ.

"પ્રિન્સ ઓફ વેલ્સ" પ્રિન્ટિંગ પ્રેસ.

સને ૧૯૧૧.





કિંમત આઠ આના.

# પ્રસ્તાવના.

આ ઇતિહાસની નવમી આવૃત્તિ થોડા વખતમાં ખપી ગયાથી આ **દશમી આવૃત્તિ** સુધારા તથા વધારા સાથ જાહેર પાડી છે.

જે શિક્ષકોએ આ ઇતિહાસ પોતાના તાબાની નિશાળોમાં દાખલ કરી એને પુરતો ઇન્સાફ આપ્યો છે, તથા જે ગ્રહસ્થોએ આ ચોપડી માટે સારા વિચાર દર્શાવ્યા છે તેમનો, તેમજ **બરોડા સ્ટેટની, વર્નેકયુલર એડયુકેશન કમિટીએ** આ ચોપડી તરફ પોતાની પ્રસન્નતા બતાવી ઉત્તેજન આપ્યું તેમનો અત્રે ઉપકાર માનું છું.

**મા. હો. કાંગા.**



# અનુક્રમણિકા.

## પ્રકરણ ૧ લું.



## પ્રકરણ ૨ જું.



## પ્રકરણ ૩ જું.



## પ્રકરણ ૪ થું.

**પ્રકરણ ૬ ઠ્ઠું.**



**પ્રકરણ ૭ મું.**



**પ્રકરણ ૮ મું.**



**પ્રકરણ ૯ મું.**

# હિંદુસ્તાનનો ઇતિહાસ.

## પ્રકરણ ૧ લું.

### બાબ ૧ લો.

**હિંદુસ્તાનની સીમા:**—હિંદુસ્તાનની પૂર્વે બ્રિટિશ બ્રહ્મદેશ તથા અગ્નિ કોણે બંગાળાનો ઉપસાગર, પશ્ચિમે અફગાનિસ્તાન અને બલુચિસ્તાન, તથા નૈઋત્યે અરબી સમુદ્ર, દક્ષિણે હિંદી મહાસાગર, અને ઉત્તરે હિમાલય પર્વત છે.

હિંદુસ્તાનમાં જમીન માર્ગે આવવાને માત્ર બે રસ્તા છેઃ—એક બ્રહ્મદેશમાંથી અને બીજો વાયવ્ય કોણ તરફ અફગાનિસ્તાન અને બલુચિસ્તાનમાંથી ખૈબર ઘાટ, બોલન ઘાટ, કુરમ ઘાટ, અને ગ્વાલેરી ઘાટને માર્ગે આવી શકાય છે.

**હિંદુસ્તાનનો વિસ્તાર અને વસ્તી.**

હિંદુસ્તાનનો વિસ્તાર પંજાબની ઉત્તરેથી તે કન્યાકુમારી સુધી ૧,૮૦૦ મૈલ કરતાં વધારે, અને તેની પહોળાઇ આસરે ૧,૫૦૦ મૈલની છે. એની વસ્તી આસરે ૨૮॥ કરોડની ગણાય છે, અને તે નીચે પ્રમાણેની છે.

બ્રિટિશ હિંદુસ્તાન...૨૨,૦૫,૦૦,૦૦૦
ખંડિયા રાજ્યો...... ૬,૪૮,૩૦,૦૦૦
પોર્ટુગીઝના સંસ્થાનો ... ૪,૦૦,૦૦૦
ફ્રેન્ચ સંસ્થાનો ... ... ૨,૭૦,૦૦૦

આખા હિંદુસ્તાનના $\frac{2}{3}$ બે તૃત્યાંશ ભાગપર બ્રિટિશ અમલ ચાલે છે અને બાકીના $\frac{1}{3}$ એક તૃત્યાંશ ભાગપર દેશી રાજાઓ અને બીજા રાજ્ય કરે છે.

બ્રિટિશ હિંદુસ્તાનના બાર ભાગ કે પ્રાંત કર્યા છે. એ દરેક ઉપર એકેકા ગવર્નર, લેફ્ટેનન્ટ ગવર્નર, કે કમિશનર અમલ ચલાવે છે, અને આ સર્વ અમલદારો વાઇસિરોયના હાથ નીચે રહી તેના હુકમ પ્રમાણે અમલ ચલાવે છે.

**હિંદુસ્તાનના ત્રણ પ્રદેશ તથા તેમની પેદાશ.**

હિંદુસ્તાનના ત્રણ કુદરતી ભાગો અથવા પ્રદેશ થયેલા છે. ૧ લો હિમાલયનો, ૨ જો નદીનો, અને ૩ જો દક્ષિણનો પ્રદેશ.

**હિમાલયનો પ્રદેશ:**—આ પ્રદેશમાં હિમાલય પર્વત તથા શિવાલીક પહાડ પૂર્વથી પશ્ચિમ સુધી લંબાયલા છે. એમાંથી સિંધુ, સતલજ, બ્રહ્મપુત્રા, ગંગા તથા જમના નદીઓ

નીકળે છે, અને એમાં જવ, બાજરી, કોયલા, ચાહ તથા ઇમારતી લાકડાં થાય છે. ૨ જો નદીનો પ્રદેશઃ—આ હિમાલયની દક્ષિણના મોટાં મેદાનમાં વહેનારી નદીઓનો પ્રદેશ છે, અને તે બંગાળાના અખાતથી તે અરબી સમુદ્ર સુધી લંબાયલો છે. એમાં બંગાળા, આસામ, અયોધ્યા, વાયવ્ય પ્રાંતો, પંજાબ, સિંધ, રજપૂતસ્તાન વિગેરે રાજ્યો આવેલાં છે. આ પ્રદેશમાં ડાંગર, બાજરી, ચોખા, રૂ, તંબાકુ, ચાહ, અફીણ, ગળી, નાળીએરી વિગેરે પાકે છે. ૩ જો દક્ષિણનો પ્રદેશઃ—આ હિંદુસ્તાનની દક્ષિણનો ત્રિકોણ ભાગ છે. એમાં મધ્યપ્રાંત, મદ્રાસ, મુંબઇ, વરાડ, મ્હૈસૂર, નિઝામનું રાજ્ય વિગેરે છે, અને નર્મદા, તાપી, ગોદાવરી, કૃષ્ણા અને કાવેરી નદીઓ વહે છે. પહેલી બે નદીઓ ખંભાતના અખાતને અને છેલ્લી ત્રણ બંગાળાના ઉપસાગરને મળે છે. આ પ્રદેશમાં ઘઉં, રૂ, સોનું, ત્રાંબું, લોઢું, બાજરી, ચોખા, તંબાકુ વિગેરે થાય છે.



## પ્રકરણ ૨ જું.

### બાબ ૧ લો.

**અનાર્ય લોક.** હિંદુસ્તાનના મૂળ વતનીઓ **અનાર્ય** કહેવાય છે. તેમને અક્ષર જ્ઞાન ન હોવાથી તેઓએ કાંઇ લેખ કે હકીકત કોતરી કે લખી રાખી નથી. તેઓ મુડદાંને દાટતા ને કોઇવાર તે ઉપર પથરા ઉભા કરતા. તેઓ શિકાર કરતા અને દૈત્યને પૂજતા. તેમને આર્ય લોક દસ્યુ એટલે દાસ, યજ્ઞમાં ભંગ કરનારા, દેવ વગરના, કદરૂપા, અને રાક્ષસ એવાં નામથી ઓળખતા. એમનાં ત્રણ કુળ છેઃ— ૧ ટીબેટ તથા બ્રહ્મદેશમાંથી આવી વસેલું, ૨—ઇશાન કોણ તરફથી આવી બંગાળામાં પેઠેલું અને ૩—વાયવ્ય તરફથી પંજાબમાં આવેલું. આ અનાર્ય જાતમાંની કેટલીક નિમકહલાલ, પ્રમાણિક અને બહાદૂર છે, અને તેઓ બ્રિટિશ ફોજમાં સારા સિપાઇઓ ગણાય છે. એમની સાત મુખ્ય જાતો છે.

**અનાર્યની ૭ જાતો.** ૧ લી—**એન્ડામાન બેટના રહેવાસી**—આ લોક માત્ર ૫૦ વરસ પહેલાં લુગડાં વગર ફરતા, માંસનો આહાર કરતા, ખુશાલીની વખતે શરીરે રાતી અને શોકની વખતે કાળી માટી ચોપડતા, અને બાળકના જન્મ્યા આગમજથી તેમનાં નામ પાડતા તેથી તે નામ સામાન્ય જાતીમાં આવતાં.

૨ જી—**મદ્રાસના ડુંગરી લોક**—એમની ૪ મુખ્ય જાતછેઃ-૧લી લાંબા વાળવાળી, ક્રૂર દેખાવની, નાના પ્રાણીનો ભક્ષ કરનારી ને દૈત્યપૂજક **પુલિયર** જાત. ૨જી-ઘાસની ઝુંપડી કે કોતરમાં રહેનારી **મુન્દવેર** જાત. ૩ જી-ઠીંગણી, જાડા હોઠવાળી **નેર** જાત, જેમનામાં સ્ત્રીને બહુ પતિ કરવાનો જંગલી રિવાજ છે અને જેઓ પોતાના છોકરાંને વારસો આપતા નથી પણ બ્હેનનાં છોકરાંને આપે છે. ૪ થી—જાડા હોઠવાળી, ઠીંગણી, શિકાર કરી ગુજરાન કરનારી **કદર** જાત છે.

૩ જી—**મધ્ય ભાગના અનાર્ય લોક**—આ લોકમાં બે મુખ્ય જાતો છે—**ગોંડ, અને મારી; ગોંડ** જરા સુધરેલી અને બળવાન જાત છે અને જબરાં કામઠાં તીર શિકાર માટે વાપરે છે. **મારી** જરા શરમાળ જાત છે ને ઘાસનાં ઝુંપડાં કરી રહે છે.

૪ થી—**પાંદડાં પહેરનારી ઓરિસ્સાની જાત**—આ એક ગરીબ જાત છે. માત્ર ૫૦ વરસ પહેલાં એમના બૈરાં નવસ્ત્ર ફરતાં અને કેડે મણકાની માળા બાંધી આગળ પાછળ પાંદડાંનો ઝુમખો રાખતાં.

૫ મી—**હિમાલયની ડુંગરી જાતો**—આ એક કાળા રંગની વિકરાળ જાત છે. પહેલાં એ લૂટફાટ કરી પોતાનો ગુજારો કરતી.

૬ ઠ્ઠી—**સંતાલ જાત**—આ જાત જરા સુધરેલી છે અને બંગાળાના ડુંગરી મુલકમાં રહે છે. એ ખેતી કરી પોતાનો ગુજારો ચલાવે છે, અને ૧૫ કે ૧૭ વરસની વયે પરણે છે. એમનામાં સ્ત્રીઓનું માન ઘણું હોય છે અને પોતાની બાયડીની મરજી શિવાય એમનાથી બીજી બાયડી પરણાતી નથી. એમનામાં જ્ઞાતિભેદ નથી. ગામનો વહીવટ ત્યાંનો મુખી પોતાના હાથ નીચે બીજાં કેટલાંક માણસો સાથે કરે છે. એમને ગુન્હા માટે જ્ઞાતિ બ્હાર કે ગામમાંથી કાઢી મેલવાની કે આખા ગામને ઉજાણી આપવાની શિક્ષા થતી. આ જાત ઘણા દેવને માને છે.

૭ મી—**કોંધ એટલે પર્વતવાસી જાત**—આ જાત ઓરિસ્સાના ડુંગરી મુલકમાં રહે છે અને ખેતી કરી પોતાનો ગુજારો કરે છે. તેઓ ખુનનો બદલો ખુનથીજ લેતા, પણ જો મારનાર મરનારના વારસને અનાજ ઢોર વિગેરે આપતા તો તેઓ શાંત થતા ને ફરી વેર વાળતા નહીં. તેઓ પૈસા આપી લગ્ન કરતા અને મોટી કન્યા પસંદ કરતા. તેઓમાં સ્ત્રીનો મિલકત ઉપર કંઇ દાવો રહેતો નથી. બાયડી જીવતી હોય ત્યાં સુધી બીજી પરણતા નથી. તેઓ ભૂદેવને માને છે અને આગળ તેને માણસનો ભોગ આપતા.

## બાબ ૨ જો.

**આર્ય લોક.** **આર્ય લોક પ્રથમ મધ્ય એશિયામાં** રહેતા. તેઓ અનાર્ય લોક કરતાં ઘણા સુધરેલા હતા, લોઢાનાં હથિયાર વાપરતા અને ખેતી કરી તેમજ ઢોર પાળી પોતાનું ગુજરાન ચલાવતા. તેમનામાંના કેટલાક પાછળથી પશ્ચિમભણી અને કેટલાક પૂર્વભણી જઇ વસ્યા. પશ્ચિમભણી જઇ વસનારાઓએ ઇરાન; અને પછી આગળ વધી ગ્રીસ, રોમ, અને ત્યાંથી વળી પોર્ટુગલ અને ઈંગ્લાન્ડ સુધી જઈ જુદાં જુદાં રાજ્ય સ્થાપ્યાં. પૂર્વભણી જઈ વસનારાઓ હિમાલયના ઘાટો ઓળંગી હિંદુસ્તાનમાં આવ્યા અને ત્યાંના મૂળ વતનીઓને હાંકી કાઢી ધીમે ધીમે દક્ષિણ તરફ વધતા ગયા. તેમનામાં ઘણી જાતો નહોતી; તેઓ સ્ત્રીઓને માન આપતા, સંપથી રહેતા, મુડદાંને બાળતા, ખેતી કરતા, અને અગ્નિ, સૂર્ય, ચંદ્ર, વાયુ વિગેરેની શક્તિને દેવ ગણી પૂજતા. એમનામાં સતી થવાનો ચાલ નહોતો. પોતાને માટે રાજા પોતેજ નિમતા, અને એમની મુખ્ય દોલત એમનાં ઢોર હતાં. **ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ,** અને **અથર્વવેદ** એવા એમના ચાર વેદ છે. એમાં ઋગ્વેદ આર્ય લોકોનો પ્રથમ ધર્મગ્રંથ છે; બાકીના ત્રણ **વેદ શાસ્ત્ર.** ઋગ્વેદને આધારે જેમ જેમ જરૂર પડતી ગઈ તેમ તેમ રચાયા. આગળ જતાં તેમાં બ્રાહ્મણ જાતી ઉત્પન્ન થઈ તેમને **બ્રાહ્મણો.** મુખ્ય ત્રણ દેવ કલ્પ્યા,—૧ લો બ્રહ્મા એ સરજાવનાર, ૨ જો વિષ્ણુ એ પાળનાર, અને ૩ જો શિવ એ સંહાર કરનાર તથા ફરીને ઉત્પન્ન કરનાર; વિષ્ણુ અને શિવનાં જુદાં જુદાં રૂપ એ હિંદના હાલના દેવો છે.

આર્ય લોક પંજાબમાં આવી વસ્યા પછી તેમના કામ પ્રમાણે તેમના ચાર વર્ગ પડ્યા. ૧ લો **બ્રાહ્મણ**—જેમણે વેદ પાઠે કર્યા અને **ચાર જ્ઞાતો.** અગ્નિ વિગેરે ક્રિયાનું કામ માથે લીધું. ૨ જો **ક્ષત્રી**—જેમણે અનાર્ય લોકને જીતી આર્યનું રક્ષણ કર્યું. ૩ જો **વૈશ્ય**—જે માત્ર ખેતી કરનારા હતા, અને ૪ થો **શુદ્ર**—તે જીતાયલા અનાર્ય લોક જેમનું ગુલામગીરી કરવાનું કામ હતું. આ ચાર જ્ઞાતિમાં બ્રાહ્મણોએ પોતાની સત્તા સ્થાપી; એમણે બીજાઓ માટે તત્ત્વજ્ઞાન, જ્યોતિષશાસ્ત્ર અને સંગીતશાસ્ત્ર બનાવ્યાં, અને એમ સમજાવ્યું કે બ્રાહ્મણ બ્રહ્માના મુખમાંથી, ક્ષત્રી બાહુમાંથી, વૈશ્ય જાંગમાંથી, અને શુદ્ર ચરણમાંથી ઉત્પન્ન થયા છે માટે અમો સૌથી ઉત્તમ છીએ. એમની સત્તા અદ્યાપિ સુધી કાયમ રહી છે અને એમને

બીજા વર્ગો માન આપે છે. જનોઈ દીધા પછી તેઓ બ્રાહ્મણ ગણાય છે, અને તેમના આયુષના ચાર આશ્રમ પડેલા છેઃ–૧લો **બ્રહ્મચર્ય**–એટલે ધર્મગુરૂ પાસે રહી અભ્યાસ કરવો અને ગુરૂની સેવા કરવી; ૨ જો **ગ્રહસ્થાશ્રમ**–એટલે પરણી છોકરાં ઉછેરવાં અને સંસારી કામો કરવાં; ૩ જો **વાનપ્રસ્થ**–એટલે વનમાં જઈ ઈશ્વર ભક્તિ કરવી; અને ૪ થો **સન્યસ્ત**–એટલે સંસારનો કેવળ ત્યાગ કરી જે મળે તે ખાવું અને બ્રહ્મ વિચારમાં વખત કાઢી બ્રહ્મ સાથે ભળી જવાને યત્ન કરવો.

**બ્રાહ્મણોના ચાર આશ્રમ.**

**બ્રાહ્મણોના કાયદા પુસ્તકઃ—ગૃહ્યસુત્ર** ઇ. સ. પૂ. ૭૦૦ વરસપર, (૨) **મનુસ્મૃતિ** ઇ. સ. પૂ. ૫૦૦ વરસપર, અને (૩) **યાજ્ઞવલ્કયસ્મૃતિ** ઇ. સ. પૂ. ૭૦૦ વરસપર રચાયલાં જણાય છે. એ દરેક પુસ્તકના ત્રણ ભાગ કરેલા છે. ૧ લો આચારાધ્યાય—એમાં ઘર સંસારી કામોનું, ૨ જો વ્યવહારાધ્યાય-એમાં ન્યાય પ્રકરણનું અને ૩ જો પ્રાયશ્ચિત્તાધ્યાય—એમાં પાપનું નિવારણ કરવાની ક્રિયાનું વર્ણન છે.

## બાબ ૩ જો.

**વીરરસ કાવ્યો—રામાયણ**–જનક રાજાને **સીતા** નામે એક સુંદર ગુણવાન કુંવરી હતી. તેને લાયક ભરથાર શોધવાને તે રાજાએ એક ભારે ધનુષ્ય એટલે કામઠું બનાવી જાહેર કર્યું કે જે કોઈ આ ધનુષ્ય ઉઠાવી લે તેને સીતા પરણે. આ કામ માટે ઘણાક રાજાઓ આવ્યા હતા પણ કોઈથી તે કામઠું ઉપાડી શકાયું નહી. આખરે સૂર્યવંશી અયોધ્યાના રાજા દશરથના ચાર કુંવરમાંના વડા કુંવર **રામચંદ્રે** તે કામઠું ઉઠાવીને તેના કકડા કરી નાંખ્યા, તેથી **સીતા** તેને પરણી. દશરથ રાજા ઘરડો થવા આવ્યો ત્યારે તેણે પોતાનું રાજ્ય **રામને** આપવાની ગોઠવણ કરી, પણ તેની બીજી રાણીને આથી અદેખાઇ આવી અને તેના પુત્ર ભરતને રાજગાદી અપાવી. આથી રામ, સીતા અને પોતાના બીજા ભાઇ લક્ષ્મણ જોડે ત્યાંથી જતો રહ્યો. ગોદાવરીને તીરે જ્યારે રામ આવ્યો ત્યારે લંકાના રાજા **રાવણની** બ્હેન તેને પરણવા આવી. પણ **રામે** તે કબુલ કર્યું નહીં તેથી **રાવણ** ગુસ્સે થયો, અને જ્યારે તે બન્ને ભાઇઓ શિકારે ગયા ત્યારે તે **સીતાને** ઉઠાવી લેઇ ગયો. **સીતાને** છોડવવાને અને રાવણને સજા કરવાને રામને **હનુમાન**, રાવણના ભાઈ **વિભિષણ** વિગેરે ઘણાક રાજાઓએ મદદ કરી. લડાઇમાં **રાવણ** તથા તેનો દીકરો **ઇંદ્રજીત** માર્યા ગયા. **રામે વિભિષણને** તેના ભાઇની ગાદી આપી

**રામાયણ.**

અને આખરે રામના ભાઇ **ભરતે** પોતાની ગાદી **રામને** સોંપી. આ કાવ્યના કર્તાનું નામ **વાલ્મીકિ** હતું.

**મહાભારત**—એમાં કૌરવ પાંડવની લડાઇનું વર્ણન છેઃ–ચંદ્રવંશના રાજા **પાંડુ** અને **ધૃતરાષ્ટ્ર** બે ભાઇઓ હતા; ધૃતરાષ્ટ્ર આંધળો હતો. અને તેને ૧૦૦ પુત્ર હતા, જેમાંનો વડો **દુર્યોધન** હતો. એઓ કૌરવો કહેવાતા.

મહાભારત.

**પાંડુને** યુધિષ્ટિર, **અર્જુન**, **ભીમ**, **સહદેવ** અને **નિકુળ** નામના પાંચ પુત્ર હતા. તેઓ પાંડવો નામે પ્રખ્યાત છે. પાંડુ રાજાના મરણ પછી ધૃતરાષ્ટ્રે તેના પાંચે છોકરાને ઉછેર્યાં અને યુધિષ્ટિરને ઉમરે પ્હોંચતાં તેના બાપનું આખું રાજ્ય સ્વાધીન કર્યું; આથી કૌરવ નાખુશ થયા અને પાંડુના દીકરાઓને ૧૩ વરસ દેશનિકાલ કર્યા; ત્યાંથી જ્યારે તેઓ પાછા ફર્યા ત્યારે **દુર્યોધને** તેમનો ગાદીપરનો હક ના કબુલ કરી તેમની સામે ઇ. સ. પૂ. ૫૦૦૦ માં (કુરૂક્ષેત્ર) **પાણીપતના** મેદાનમાં ૧૮ દિવસ લડાઇ કરી, જેમાં પાંડવના **યુધિષ્ટિરનો** જય થયો; પણ લડાઇમાં તેમના ઘણાક મિત્રો અને મદદગારો માર્યા ગયા તેથી ખેદ પામી **અભિમન્યુના** કુંવર **પરીક્ષિતને** રાજપાટ સઘળું સોંપી તેઓ હિમાલય પર્વત પર ગયા અને પરલોક પામ્યા; આ કાવ્ય રચનારનું નામ **વ્યાસમુનિ** હતું.

**શૃંગારરસ** નાટક—શકુંતલા–એટલે "ખોવાયલી વીંટી"નો નાટક રચનાર કાલિદાસ હતો. આ મહાકવિ ઉજ્જનના રાજા **વિક્રમાદિત્યના** દરબારમાં થઇ ગયો. આ નાટકમાં **હસ્તિનાપુરના*** **દુષ્યંત** રાજા અને એક બ્રાહ્મણની કન્યા **શકુંતલાના** એકાંતમાં લગ્ન થયાં તે, તથા શકુંતલાને તેના માબાપે કાઢી મૂકી, તેને વનમાં પુત્ર થયો, જેનું નામ ભરત આપ્યું:–(જે ઉપરથી ભરતખંડ નામ પડયું છે), તે પુત્ર સાથે તે રાજા પાસે ગઇ, અને રાજાએ તેને આપેલી વીંટી જે પહેલાં ખોવાઇ ગઈ હતી તેથી ઓળખી, એ સઘળાનું બ્યાન કરેલું છે.

આ વીરરસ કાવ્યો તથા નાટક પછી બીજાં ઘણાંક કાવ્યો અને નાટકો રચાયાં, જેમાંના મુખ્ય **માઘકાવ્ય**, **કુમારસંભવ**, **રઘુવંશ**, **નૈષધ**, **કાદમ્બરી**, **રૂતુસંહાર**, **મેઘદૂત** વિગેરે છે.

## બાબ ૪ થો.

**બૌદ્ધ ધર્મ**—આ ધર્મનો ઉદય ઇ. સ. ૬૦૦ વરસ પહેલાં થયો. આ ધર્મનો સ્થાપનાર **કપિલવસ્તુના**× રાજા **સુદ્ધોદનનો** પુત્ર **ગૌતમ બુદ્ધ** હતો, જે ઉપરથી આ ધર્મનું નામ બૌદ્ધ ધર્મ પડ્યું છે. એ ઇ. સ. પૂ. ૬૨૩માં

* ગંગા નદીપર, દિલ્હીની ઇશાન કોણે–૬૫ મૈલ પર.

× કપિલવસ્તુ—નેપાલની દક્ષિણે–ગોરક્ષપુરની પાસે–હાલમાં "નગરખાસ" નામથી ઓળખાય છે.

જન્મ્યો હતો અને એનું રાજ્ય કાશીની ઉત્તરે ૧૦૦ મૈલપર હતું.

આ રાજા સ્વયંવરમાં ગોપા નામની એક કન્યા પરણ્યો અને એની સ્રીને **રાહુલા** નામે એક પુત્ર સાંપડયા પછી ઓગણત્રીસ વર્ષની ઉમ્મરે પોતાનું સઘળું રાજપાટ છોડી દઇ એણે જંગલમાં જઇ ત્યાં વાસો કરી તપ કરવા માંડ્યું. જ્યારે એને લાગ્યું કે એમ દુઃખ વેઠવાથી મુક્તિ થવાની નથી ત્યારે એણે લોકમાં બોધ કર્યો. એનો બોધ એ હતો કે સર્વ માણસોને માટે મોક્ષ માર્ગ સરખો ખુલ્લો છે. સચ્ચાઇથી, પ્રમાણિકપણે અને માયાથી દુનિયામાં વર્તવું; મોક્ષ મેળવવાનો રસ્તો નીતિ, દયા, દાન, અને મનને વશ રાખવું એમાં છે; જેવું કરીશું તેવું પામીશું, અને આ ભવમાં સુખ કે દુઃખ જે પડે છે તે પાછલા ભવનું પરિણામ છે. આ પ્રમાણે બોધ કર્યા પછી તે ઇ. સ. પૂ. ૫૪૩ માં ૮૦ વરસની વયે મરણ પામ્યો. આ ધર્મને આશરો આપનાર **ચંદ્રગુપ્ત**નો પૌત્ર **અશોક** (ઇ.સ. પૂ. ૨૬૦–૨૨૦), **કનિષ્ક** (ઇ. સ. પૂ. ૪૦) **શિલાદિત્ય** (ઇ. સ. ૬૩૦) વિગેરે રાજાઓ હતા. એમણે ઠેકાણે ઠેકાણે વાવ, કૂવા, ધર્મશાળા, પાંજરાપોળ બંધાવ્યાં. આ ધર્મ છેક સિલોન (લંકા), નેપાળ, ટિબેટ, ચીન, સિયામ, બ્રહ્મદેશ, અને જાપાન સુધી ફેલાયો અને જો કે પાછળથી બ્રાહ્મણ લોકોએ તેમના ઉપર હુમલા કરી તેમને નસાડયા તોપણ હાલ તેમની વસ્તી પચાસ કરોડ ઉપરની ધારવામાં આવે છે. આ પછી **જૈન ધર્મ** ઉત્પન્ન થયો. એ બૌદ્ધ ધર્મની એક મોટી શાખા છે. એ ધર્મ પાળનારાઓની સંખ્યા લગભગ પાંચ લાખ માણસની છે; તેમની મોટી વસ્તી ગુજરાતમાં અને કર્ણાટકમાં છે. તેમનામાં થઇ ગયેલા ચોવીશ "**તીર્થંકરો**" ને તેઓ માને છે અને જીવની હિંસા કરતા નથી. તેઓમાં બે પંથ છે–દિગંબરી અને શ્વેતામ્બરી.

## બાબ ૫ મો.

**શંકરાચાર્ય, રામાનુજ, રામાનંદ, કબીર, ચૈતન્ય, વલ્લભસ્વામી અને સ્વામિનારાયણ** વિષે ટુંક હકીકતઃ—

**શંકરાચાર્ય** ( ઇ. સ. ૯ મા સૈકામાં ) નર્મદાકાંઠે વાઘ્રપુરની પાસે એક ગુફામાં રહેતા, મહાત્મા ગોવિંદનાથના શિષ્ય હતા; એ મલબારમાં જન્મ્યા હતા. એમણે હિંદમાં કાસ્મિર સુધી પ્રવાસ કરી વેદ ધર્મ, સ્થાપન કર્યો, બૌદ્ધ મતનું ખંડન કર્યું, અને ૩૨ વરસની વયે કેદારનાથમાં દેહ છોડયો. શંકરદિગ્વિજયના પુસ્તકમાં ઘણી રસિક ભાષામાં એમનાં કૃત્યો વર્ણવ્યાં છે.

**રામાનુજ** ઇ. સ. ૧૧૫૦ માં ચોલા રાજ્યમાં થઇ ગયા. આ વખતે ત્યાં શિવ ધર્મ ચાલતો હતો. ત્યાં વૈષ્ણવ ધર્મ ફેલાવામાં નિષ્ફળ થયાથી મ્હૈસૂર જઇ રહ્યા, જ્યાંના રાજા તથા પ્રજાએ એ ધર્મ કબુલ કર્યો. એમણે

આર્ય લોકોને ઉપદેશ કર્યો અને કેટલાક ઉત્તમ ગ્રંથો રચ્યા.

**રામાનંદ** ઇ. સ. ૧૪૪૦ માં રામાનુજ પછીના પાંચમા આચાર્ય થયા. એમણે વૈષ્ણવ મત ઉત્તર હિંદુસ્તાનમાં ફેલાવ્યો.

**કબીર** ૧૩૮૦–૧૪૨૦ એ રામાનંદ આચાર્યના શિષ્ય હતા. એમણે પોતાનો મત બંગાળમાં ફેલાવ્યો. એમના વખતમાં હિંદમાં મુસલમાનોનું આવવું થયું. એમણે હિંદુ અને મુસલમાન એ બન્નેને રૂચે એવો બોધ કર્યો. એમનો ઉપદેશ એ છે કે મોંઢામાં જે જાય છે તેથી કાંઇ મનુષ્ય વટલાતું નથી, પણ કામ, ક્રોધ, લોભ, હિંસા, પરનિંદા, મોહ વિગેરે જે મોંઢામાંથી નિકળે છે તેજ માણસને વટાળે છે; વળી તીર્થયાત્રા, સ્નાન, દેવદર્શન વિગેરેના બહારના આચારમાં ધર્મ સમાયલો નથી, પણ સારી કરણી અને પવિત્ર મન રાખવામાં સમાયલો છે.

**ચૈતન્ય** બંગાળામાં નદીઆ ગામમાં ઇ. સ. ૧૪૮૪–૧૫૨૭ માં થઇ ગયા. એમણે ઓરિસ્સામાં પોતાનો ધર્મ બહુ ફેલાવ્યો; ઇશ્વર ભજન કરવું, ગુરૂને દેવ સમાન નહીં પણ પિતા સમાન ગણવો, બધી જ્ઞાતિઓ ભક્તિથી સરખી શુદ્ધ થાય છે, અને પાપથી મૂક્ત થવું એ એમના બોધ છે.

**વલ્લભ**સ્વામીએ ઇ. સ. ૧૫૨૦ માં ઉત્તર હિંદુસ્તાનમાં પોતાનો ધર્મ ફેલાવ્યો. એમના બોધ એ છે કે આત્માના ઉધ્ધારને માટે કાંઇ કષ્ટ વેઠવાની જરૂર નથી, પણ પ્રેમ ભકિત કરવાથી મોક્ષ મળે. એ ધર્મ પાળનારા ઘણા શાહુકાર તથા વેપારી છે. એમનામાં આઠે પહોરની જૂદી જૂદી સેવા છે.

**સ્વામિનારાયણ**—એ પંથના ચલાવનાર **સહેજાનંદ** નામે સ્વામિ હતા. એ પંથ ગુજરાતના ઘણા ભાગોમાં ચાલે છે.

# પ્રકરણ ૩ જું.

## બાબ ૧ લો.

**હિંદુસ્તાનનો** થોડો ભાગ **સમશીતોષ્ણમાં**, અને થોડો ભાગ ઉષ્ણકટિબંધમાં આવેલો છે તેથી તે ઘણોજ રસાળ છે; અને એજ કારણને માટે એની આસપાસના તેમજ દૂર દેશના રાજાઓએ ઘણા અસલના વખતથી આ દેશપર ચઢાઇઓ કરી હતી.

### અસલના હિંદુ રાજ્ય કરતા કુટુંબો તથા તેમના મૂલકો.

૧ લું—**હસ્તિનાપુર**—જે દિલ્હીથી આસરે ૬૦ મૈલ દૂર ધારવામાં આવે છે, ત્યાં **પાંડવ** રાજ્ય કરતા હતા. તેમની સાથે કૌરવ તથા પાંડવ કૌરવ કુટુંબે કોઈ જગ્યાના વાંધાને લીધે આસરે ઈ. સ.

(કુરૂક્ષેત્ર)પાણીપત ની લડાઈ. ઇ. સ. પૂ. ૫૦૦૦. પૂ. ૫૦૦૦ વરસપર પાણીપતના મેદાનમાં લડાઇ ચલાવી જેમાં કૌરવોએ સજડ હાર ખાધી. પાંડુ વંશે પછી દિલ્હીમાં રાજ્ય કર્યું એવું ધારવામાં આવે છે.

૨ જું—મગધ (હાલ જેને બહાર પ્રાંત કહીએ છીએ) ત્યાં ચંદ્રગુપ્તના પૂર્વજો ઈ. સ. પૂ. ૩૧૫-૨૯૧ સુધીમાં રાજ્ય કરી ગયા. આ વંશના રાજ્યમાં બૌદ્ધ ધર્મનો ફેલાવો થયો.

૩ જું—ગુજરાતમાં કૃષ્ણે રાજ્ય ચલાવ્યું, જે પાંડવનો મિત્ર અને મદદગાર હતો.

૪ થું—માળવામાં ઉજ્જનનો રાજા વિક્રમાદિત્ય ઇ. સ. પૂ. ૫૭ માં રાજ્ય કરી ગયો. એના વખતથી હિંદુ સંવત ગણાય છે. વિક્રમાદિત્ય ઇ.સ.પૂ. ૫૭. આ પછી ઘણાક બીજા રાજા થઈ ગયા, જેમાં ભોજ પ્રખ્યાત છે. ઇ. સ. ૭૭ માં ગોદાવરી નદીપર પૈઠણ નગરનો હિંદુ રાજા શાલીવાહન શક લોકની સામો થયો, અને બ્રાહ્મણોને બૌદ્ધના જૂલમથી છોડાવ્યા માટે તેઓએ તેનો શક ચલાવ્યો. આ આખો પ્રાંત ઇ. સ. ૧૨૩૧ માં મુસલમાનોએ જીતી લીધો.

૫ મું—અયોધ્યામાં ચંદ્ર તથા સૂર્યવંશના રાજાઓ રાજ્ય કરી ગયા. પેહેલા વંશનો ક્ષત્રિની, અને બીજાને બ્રાહ્મણોની મદદ હતી.

૬ ઠું—મુંબઇની વાયવ્યકોણ તરફ શાહકુળના રાજા રાજ્ય કરી ગયા, ઇ. સ. ૬૦-૨૩૫.

૭ મું—કચ્છ અને તેની આસપાસની જગ્યામાં વલ્લભી રાજાઓએ રાજ્ય કર્યું.

૮ મું—કાંચીપુરમાં (હાલ કંજીવરમ) અને તેની આસપાસની જગ્યાપર ચોળ વંશના રાજાઓ રાજ્ય કરી ગયા.

૯ મું—બંગાળામાં પાળાવંશે રાજ્ય કર્યું.

૧૦ મું— મદુરામાં પાંધ વંશે રાજ્ય કર્યું.

૧૧ મું—કલ્યાણમાં ચાલુકય અને પછી કાળાભુરિયા વંશના રાજાએ રાજ્ય કરી ગયા.

૧૨ મું—તૈલંગણની રાજ્યધાની વરંગૂળમાં આંધ્ર વંશે રાજ્ય કર્યું.

૧૩ મું—મલબાર અને ત્રાવણકોરમાં ચેરા વંશે રાજ્ય કર્યું.

આ શિવાય બીજાં લગભગ ૧૦૦ હિંદુ રાજ્યો હતાં, જેને વિષે આપણે ચોકસ કહી શકતા નથી.

## બાબ ૨ જો.

## મુસલમાની રાજ્ય પહેલાં પરદેશી હુમલા.

સેમિરેમિસ ઇ. સ. પૂ ૨૦૦૦. એવું ધારવામાં આવે છે કે ઈ. સ. પૂ. સુમારે ૨૦૦૦ વરસ ઉપર એસિરિયાની રાણી સેમિરેમિસે અને ઇ. સ. પૂ. ૧૩૦૮ માં મિસર દેશના રાજા સિસોસ્ત્રિસે હિંદુસ્તાનપર ચઢાઈ કરી હતી; પણ તેઓએ કોઇ પણ જગ્યાપર સત્તા ચલાવી હોય એવું જણાતું નથી.

સિસોસ્ત્રિસ ઈ. સ. પૂ ૧૩૦૮.

દારાની ચઢાઈ ઇ. સ. પૂ. ૫૧૮. ત્રીજી માનવા જોગ ચઢાઇ **પારસી** રાજા **દારા** (ડરાયસ) એ ઇ. સ. પૂ. ૫૧૮ માં કરી. તેણે **સિંધુ** નદીના કાંઠા ઉપરનો દેશ જીતી લઇ ત્યાં અમલ ચલાવવાને એક હાકેમ નિમ્યો. **દારા** રાજા **હિંદુસ્તાનમાંથી** પુષ્કળ દ્રવ્ય અને સોનું લઈ ગયો.

મહાન સિકંદરની ચઢાઇ. સ. પૂ ૩૨૭. ચોથી સ્વારી **ગ્રીસ** દેશના રાજા **મહાન સિકંદરે** ઇ. સ. પૂ. ૩૨૭ માં કરી. એની સામે **પંજાબનો પોરસ** રાજા થયો, પણ તે **જેલમ** નદીને કાંઠે હારી ગયો અને તેનો કુંવર માર્યો ગયો. **સિંકદર** ઇ. સ. પૂ. ૩૨૩ માં મરણ પામ્યો. ત્યારે તેનાં બહોળાં રાજ્યના ભાગ થયા, જેમાં તેના લશ્કરના સરદાર **સેલ્યુકસને** હિસ્સે **બાક્ટ્રિયા** અને **હિંદુસ્તાન** આવ્યાં.

સેલ્યુકસ ઈ સ. . ૩૧૨. **સેલ્યુકસ હિંદુસ્તાનમાં** આવ્યો ત્યારે **મગધનો** રાજા **ચંદ્રગુપ્ત** તેની સામે થયો (ઇ. સ. પૂ. ૩૧૨), પણ થોડા વખતમાં એ બન્ને રાજાઓ વચ્ચે સંધિ થઇ, અને

અન્ટિઓકસ. **સેલ્યુકસે** પોતાની દીકરી **ચંદ્રગુપ્ત** સાથે પરણાવી. આ પછી ગ્રીક લોકો પોતાની **સત્તા** વધારી શક્યા નહીં. સેલ્યુકસના પૌત્ર **અન્ટિઓકસે** પણ **ચંદ્રગુપ્તના** પૌત્ર **અશોક** જોડે સંધિ કરી. આ અશોક રાજા **બૌદ્ધ** ધર્મનો બહુ ફેલાવો કરી ઇ. સ. પૂ. ૨૨૬ માં મરણ પામ્યો. જે થોડી જગ્યા **ગ્રીક** લોકના હાથમાં હતી તે સઘળી તેઓ પાછળથી ખોઈ બેઠા. આ પછી **સીથિઅન** લોકે ઇ. સ. પૂ. ૧૦૦ થી ઘણાક વરસો સુધી હિંદુસ્તાનપર હુમલા કર્યા. આ વંશનો પ્રખ્યાત રાજા કનિષ્ક હતો. આ સીથિઅન અથવા શક લોકને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢનાર ઉજ્જનનો રાજા **વિક્રમાદિત્ય** અને **શાલીવાહન** હતા. શાલીવાહને **શક લોકને હાંકી કાઢયા અને બ્રાહ્મણોને બૌદ્ધના જુલમથી છોડવ્યા માટે લોકોએ એનો શક ચલાવ્યો. આ શક નર્મદાથી દક્ષિણ સુધીમાં ચાલે છે.**

# પ્રકરણ ૪ થું.

## બાબ ૧ લો.

## હિંદુસ્તાનપર મુસલમાન રાજાઓના હુમલા તથા તેમના કારકીર્દિ.

હજરત મહમદનો જન્મ ઈ. સ. ૫૭૦ માં મક્કામાં થયો હતો, અને એ મુસલમાન ધર્મના સ્થાપનાર હતા. એણે પોતાનો ધર્મ આખા અરબસ્તાનમાં ફેલાવ્યો, અને ઈ. સ. ૬૩૨ માં એના મરણ પછી એના ખલીફોએ એ ધર્મ સિરિયા, મિસર, ઇરાન, તુર્કસ્તાન અફગાનિસ્તાનમાં પ્રસાર કર્યો. મહમદના મરણ પછી ૧૫ વરસે ઓસમાન નામના એક આરબે થાણા અને મુંબઇના કિનારા ઉપર એક દરિયાઇ કાફલો લૂટ કરવા માટે મોકલ્યો, પરંતુ તેમાં તેનો જય થયો નહીં.

હજરત મહમદના મરણ પછી ૩૨ વરસે મોહાલિબ નામના મુસલમાન સરદારે હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરી મુલતાન સુધી વધી આવ્યો અને ત્યાં લૂટ ચલાવી ઘણા લોકોને બંધીવાન કરી પાછો પોતાને દેશ ગયો; અને

મહમદ કાસિમે સિંધપર ચઢાઈ કરી ઇ.સ. ૭૧૨.

ઈ. સ. ૭૧૨ માં બસરાના હાકેમ હજાઝના ભત્રિજા મહમદ કાસિમે સિંધપર ચઢાઇ કીધી. આ વખતે સિંધમાં દાહીર નામે રાજા રાજ્ય કરતો હતો, અને તેની રાજ્યધાનીનું નામ દેવલનગર જેને હાલ કરાંચી કહે છે તે હતું. એ રાજાને કાસિમે હરાવી આખો સિંધ પ્રાંત જીતી લીધો, અને ત્યાંની વસ્તીનો નાશ કર્યો. દાહીર પણ લડતાં માર્યો ગયો અને તેની બે દીકરીને કાસિમે દેમાસ્કસમાં "ખલિફ" પાસે બંધીવાન કરી મોકલી આપી. મુસલમાન ઇતિહાસ લખનારા કહે છે કે આ છોડીઓમાંની એકે પોતાના બાપનું વેર લેવાને કાસિમપર કેટલાંક ખોટાં તહોમત મુકયાં, જેથી તે ખલિફે ગુસ્સે થઇને કાસિમને જીવતો એક ચામડાના કોથળામાં ઘાલી પોતાની પાસે લાવવાનો હુકમ કર્યો. કાસિમ જ્યારે આથી મરણ પામ્યો (ઇ. સ. ૭૧૪) ત્યારે તે છોડીએ તે તહોમત ખોટાં હતાં એમ કબુલ કર્યું. કાસિમની આ ફતેહ થયા છતાં મુસલમાન સત્તા નામનીજ રહી, અને થોડા વખતમાં તે જગ્યા રજપૂતોએ પાછી જીતી લીધી. હિંદુસ્તાનમાં જે મુસલમાન વંશે રાજ્યનો પાયો નાંખ્યો, અથવા જીતો મેળવીને પોતાની ખરી રાજ્ય સત્તા સ્થાપી, તે ગિઝની વંશ હતો.

## ગિઝની વંશની સ્થાપના.

ઈ. સનની નવમી સદીમાં સેમેનીસ નામે ઓળખાતો તાતાર વંશ ખોરાસાનમાં રાજ્ય કરતો હતો, અને તેનું પાયતખ્ત બોખારા હતું. આ વંશના પાંચમા રાજા અબ્દુલ મલિકનો અલપ્તગીન નામે એક તુર્કી ગુલામ હતો, જે પાછળથી ખોરાસાનનો હાકેમ થયો; પણ રાજાનો કાળ થયાથી એ ગિઝની*માં ન્હાસી ગયો, જ્યાં એ ઈ. સ. ૯૭૬ માં સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યો.

અલપ્તગીન ૯૭૬.

એની પછી એનો ગુલામ તેમજ જમાઈ સબક્તગીન ગિઝનીના રાજ્યનો ધણી થયો. એને માટે એમ કહે છે કે રાજા થયા પહેલાં એક દિવસ શિકાર કરતાં એણે એક હરણના બચ્ચાંને પકડયું, અને તે બચ્ચાં સહિત ઘર પાછો ફરતો હતો તેવામાં એણે તે બચ્ચાંની માને પોતાની પંછવાડે દોડતી દીઠી, તેથી એને દયા આવી અને તે બચ્ચાંને છોડી દીધું. તે મા પોતાના બચ્ચાં સહિત ન્હાસી જતાં જાણે સબક્તગીનનો, તેની દયા માટે ઉપકાર માનતી હોય તેમ તેણે પાછળ પાછળ જોયા કર્યું. તેજ રાત્રે સબક્તગીનને સ્વપ્નામાં એક દેવદૂતે કહ્યું કે તું ગિઝનીનો રાજા થશે, અને જે પ્રમાણે તે હરણના બચ્ચાંપર તેં દયા બતાવી તેવીજ તારી રૈયત ઉપર પણ બતાવજે. સબક્તગીને રાજયગાદી મેળવ્યા પછી બલૂચિસ્તાન તુર્કસ્તાન વગેરે મૂલકો જીતી પોતાનું રાજ્ય વધાર્યું. આથી લાહોરના રાજા જયપાળે એની ઉપર પેશાવર આગળ ઈ.સ. ૯૭૭ માં હુમલો કર્યો, પણ ત્યાંથી હાર ખાઈ તેને પાછું હઠવું પડયું. સબક્તગીન હવે જયપાળ ઉપર વેર લેવાને પંજાબ ઉપર ચઢી આવ્યો. જયપાળની મદદે દિલ્હી,+ કનોજ, કલિંજર અને અજમેરના રાજાઓ આવ્યા હતા, પરંતુ તેમનો પરાભવ થયો. સબક્તગીને સિંધુ નદી આગળની કેટલીક જગ્યા જીતી લીધી, અને પુષ્કળ લૂટ મેળવી પાછો ગયો. સબક્તગીન ૫૬ વરસની વયે ઈ. સ. ૯૯૭ માં મરણ પામ્યો, અને એની પાછળ એનો દીકરો મહમદ ૩૦ વરસની વયે ગાદીએ બેઠો.

પેશાવર આગળ લડાઈ ૯૭૭.

### ભાગ ૨ જો.

### ગિઝનો વંશ ૯૭૬—૧૧૮૬

મહમદ ગિઝનવી ૯૯૭—૧૦૩૦.

**મહમદ ગિઝનવી ૯૯૭—૧૦૩૦—**મહમદ પોતાના બાપની સાથે જયપાળ અને તેના મળતીઆઓ સામે

---

* કાબુલની દક્ષિણે. + લખનોથી ૬૫ મૈલ દૂર.

ઘણી બહાદુરીથી લડયો હતો. એના બાપના મરણ પછી એણે "સુલતાન" પદ ધારણ કર્યું. લૂટ મેળવવાના તથા પોતાનો ધર્મ હિંદુસ્તાનમાં ફેલાવવાના વિચારથી એણે ભરતખંડ ઉપર ૧૨ સ્વારીઓ કરી. એ સ્વારીઓમાં એણે પુષ્કળ દોલત મેળવી, લાખોના જાન લીધા, અને લાખોને મુસલમાન કરી ગુલામ તરીકે વેચ્યા. એને ઇતિહાસ કર્તાઓ "**આઇકોનો ક્લેસ્ત**" એટલે મૂર્તિ તોડનારના નામથી ઓળખે છે.

પેહેલી સ્વારી ૧૦૦૧-જયપાળ ઉપર.

પેહેલી સ્વારી ૧૦૦૧ માં—એણે **લાહોર**ના રાજા **જયપાળ** ઉપર કરી અને તેને **પેશાવર** આગળ હરાવી પકડયો. **જયપાળે** એને ખંડણી આપવા કબુલ કર્યું ત્યારે તેને છોડયો. **જયપાળ**નું આગલી તેમજ આ હારથી જે અપમાન થયું હતું તે ન **સહન** થવાથી પોતાની ગાદીપર પોતાના દીકરા **અનંગપાળ**ને બેસાડી પોતે બળી મૂઓ.

બીજી સ્વારી ૧૦૦૪-ભાટીઆના રાજાપર.

બીજી સ્વારી ૧૦૦૪ માં-એણે **મુલતાન**ની પાસે **ભાટી**આના રાજા **વિજયરાય** ઉપર કરી અને તેને હરાવ્યો, કારણ કે એ રાજા ખંડણી અટકાવી બેઠો હતો.

ત્રીજી સ્વારી ૧૦૦૫અબદુલ ફાતલોદીપર.

ત્રીજી સ્વારી ૧૦૦૫માં-આ સ્વારી એણે **મુલતાન**ના સરદાર **અબદુલ ફાત**લોદી સામે કરી તેને હરાવ્યો.

ચોથી સ્વારી ૧૦૦૮-અનંગ પાળપર.

ચોથી સ્વારી ૧૦૦૮ માં-આ ચઢાઇ **મહમદે લાહોર**ના રાજા **જયપાળ**ના છોકરા **અનંગપાળ** સામે કરી. એ રાજા દિલ્હી, કલિંજર, કનોજ અને બીજા રજપૂત રાજાઓ સાથે મળી જઇ સામો લડવા ગયો, પણ વૈહિંદગઢ આગળ હાર્યો. આ પછી **મહમદે નગરકોટ**નું દહેરૂં લુટયું જ્યાંથી પુષ્કળ દ્રવ્ય એને મળ્યું.

પાંચમી સ્વારી ૧૦૧૦-મુલતાનપર

પાંચમી સ્વારી ૧૦૧૦ માં—આ સ્વારીમાં એણે **મુલતાન** જીતી લીધું, અને ત્યાંના સરદાર **અબદુલ ફાતલોદી**ને કેદ કર્યો.

છઠ્ઠી સ્વારી ૧૦૧૧-સ્થાણેશ્વર ઉપર.

છઠ્ઠી સ્વારી ૧૦૧૧માં—**સરસ્વતી** અને **જમના** નદીના વચ્ચે **સ્થાનેશ્વર** ઉપર કરી અને બે લાખ હિંદુઓને કેદ કરી ગુલામો તરીકે વેચ્યા.

સાતમી તથા આઠમી સ્વારી ૧૦૧૪-૧૦૧૫ કાશ્મીરપર.

સાતમી તથા આઠમી સ્વારી ૧૦૧૪-૧૦૧૫ માં—આ વખતે **મહમદ ગિઝનવીએ કાશ્મીર** ઉપર ચઢાઇ કરી, પણ તેમાં એને સખત હાની થઇ અને માર ખાઇ પાછું ફરવું પડયું.

નવમી સ્વારી
૧૦૧૯ કનોજપર.

નવમી સ્વારી ૧૦૧૯ માં—આ સ્વારી એણે કનોજ ઉપર કરી. ત્યાંનો રાજા કુંવરરાય એની સામે લડયો નહીં, પણ એને તાબે થઇ દ્રવ્ય આપ્યું, તેથી મહમદે તેને કાંઇ દુઃખ દીધું નહીં. ત્યાંથી મહમદ મથુરા* ગયો. આ નગરમાં એણે વીશ દિવસ સુધી લૂટ ચલાવી અને ૫૩,૦૦૦ હિંદુઓને ગુલામ કરી બબે રૂપિએ વેચ્યા.

દશમી તથા
અગીઆરમી
સ્વારી ૧૦૨૨-
૨૩ કલીંજરપર.

દશમી તથા અગીઆરમી સ્વારી ૧૦૨૨–૨૩માં—આ ચઢાઈ એણે કલીંજરના રાજા ઉપર કરી. આ વખતે અનંગપાળના છોકરા જયપાળ બીજાએ આ રાજાને મદદ કરી; તેનું પરિણામ એ નિપજ્યું કે મહમદે લાહોર ખાલસા કર્યું. અને ત્યાં રાજ્ય ચલાવવાને એક મુસલમાન સૂબો નિમ્યો. હિંદુસ્તાનમાં મુસલમાન રાજ્યની સ્થાપના આ વખતથી થએલી ગણાય છે. આગળ જોકે મુસલમાનોએ ચઢાઈ કરી ઘણીક જીતો મેળવી હતી ખરી, તોપણ હિંદુસ્તાનની એકે જગ્યાના તેઓ ધણી થયા નહોતા.

બારમી સ્વારી
૧૦૨૪-સોમનાથ
પર.

બારમી સ્વારી ૧૦૨૪ માં—આ વખતે મહમદે પોતાની છેલ્લી ચઢાઈ ગુજરાતમાં સોમનાથપર કરી, અને ત્યાંનું અતિ સુંદર દેહેરૂં લૂટયું. ત્રણ દિવસ સુધી લડાઇ ચાલી, અને જોકે તેનો બચાવ કરવાને ચામુંડનો પાટવી કુંવર વલ્લભસેન, તેનો ભત્રિજો ગુજરાતનો રાજા ભીમદેવ, અને બીજા રજપૂત રાજા તથા સરદારો આવ્યા હતા, તોપણ આખરે મહમદ જીત્યો. આ દેહેરૂં લગભગ સો વરસ સુધી ભાંગી હાલતમાં પડી રહ્યું, અને પછી કુમારપાળ, જે ૧૧૬૬ માં મરણ પામ્યો, તેણે પાછું સમરાવ્યું.

મહમદની મરજી ગિઝનીની ગાદી પોતાના પુત્ર મસુદને આપી ગુજરાતમાં પોતે રાજ્ય કરવાની હતી; પણ લશ્કરના સરદારોના સમજાવ્યાથી તે વિચાર તેણે છોડી દીધો અને ત્યાં કોઇ પાદશાહી કુટુંબના બ્રાહ્મણને સૂબો ઠરાવી ગિઝની જવા નિકળ્યો. અજમેરનો રાજા એક મોટા લશ્કર સહિત રસ્તો રોકી બેઠો છે તે સાંભળીને તેની સામે ન થતાં મહમદે સિંધનો રસ્તો લીધો. લશ્કરને રસ્તો દેખાડનાર ભોમીયાનો વેષ ધારણ કરી આવનાર સોમનાથનો કોઇ બ્રાહ્મણ હતો. તેણે મુસલમાનોપર વેર લેવાને તેમને ત્રણ દિવસ અને રાત રણોમાં રખડાવ્યા, જેથી તેમના હજારો માણસ ખોરાક અને પાણી ન મળવાથી મરણ પામ્યાં. આખરે ઘણી મુશ્કેલીથી મહમદ ગિઝની જઈ પોહોંચ્યો.

---

*મથુરા—જમના નદીના કિનારાપર, આગ્રાથી ૩૦ મૈલ દૂર.

**મહમદ ગિઝનવી મરણ પામ્યો ૧૦૩૦.**

મહમદ ગિઝનવી ઈ. સ. ૧૦૩૦માં એની ૬૩ વરસની વયે ગિઝનીમાં મરણ પામ્યો. એણે વિદ્યા અને હુન્નરને બહુ ઉત્તેજન આપ્યું. એના વખતમાં પ્રખ્યાત ઇરાની કવિ ફિરદોસી થઇ ગયો. એના મરણ પછી ગિઝનીની ગાદીને માટે એના બે દીકરા—મહમદ અને મસુદ વઢ્યા, જેમાં મસુદે પોતાના ભાઇને આંધળો કર્યો, અને પછી રાજ્ય કરવા લાગ્યો. મસુદ પછી બીજા કેટલાક રાજાઓ થયા, જેઓ માંહોમાંહે વઢી નાશ પામ્યા, અને પંજાબ શિવાય સઘળી જગ્યા ખોઇ બેઠા. ગિઝનીની ગાદીએ ઇ.સ. ૧૧૧૫ માં છેલ્લો રાજા બહેરામ હતો; એણે પોતાની દીકરી અફ્ગાનિસ્તાનની ઉત્તરે આવેલા ઘોર પ્રાંતપરથી ઓળખાતા ઘોર વંશના એક રાજાને પરણાવી હતી. તેમની વચ્ચે કંઇ ભાંજગડ ઉઠવાથી બહેરામે પોતાના જમાઇને મારી નાંખ્યો; આથી મરનારના ભાઈ અલાઉદ્દીન ઘોરીએ એના રાજ્યમાં મોટાં લશ્કર સાથે કુચ કરી, અને ગિઝની જેને મહમદે હિંદુસ્તાનમાંથી મેળવેલી લૂટોથી બહુ રળિયામણું કરી નાંખ્યું હતું તે સાત દિવસ સુધી લૂટી બાળી નાંખ્યું (૧૧૫૨). આ ઉપરથી અલાઉદ્દીન "જાંહાંસુઝ" એટલે દુનિયા બાળનારના નામથી ઓળખાવા લાગ્યો. બહેરામ હિંદુસ્તાન ન્હાસી આવવા નિકળ્યો, પણ રસ્તામાંજ મરણ પામ્યો. બહેરામ પછી એના દીકરા ખુશરૂ, અને પછી એના પૌત્ર ખુશરૂ મલેકે લાહોરમાં રાજ્ય કર્યું. આ પછી અલાઉદ્દીન ઘોરીના ભત્રિજા શાહબુદ્દીન અથવા મહમદ ઘોરીએ તેના હાથમાંથી લાહોર પણ જીતી લીધું. આ પ્રમાણે ગિઝની વંશની સમાપ્તિ થઇ, ઈ. સ. ૧૧૮૬.

**ગિઝની બાળી નાંખ્યું ૧૧૫૨. ગિઝની વંશની સમાપ્તિ ૧૧૮૬.**



## બાબ ૩ જો.

## (૨) ઘોરી વંશ ૧૧૮૬–૧૨૦૬.

**મહમદ ઘોરી ૧૧૮૬–૧૨૦૬.**

અલાઉદ્દીન ઘોરીના ભત્રિજા શાહબુદ્દીન અથવા મહમદ ઘોરીએ ગિઝની વંશના છેલ્લા પાદશાહ ખુશરૂ મલેકપર ૧૧૮૬ માં ચઢાઇ કરીને લાહોર જીતી લીધું. આ વખતે હિંદુસ્તાનમાં ચાર મોટાં રજપૂત રાજ્યો હતાં—દિલ્હીમાં તુવાર, અજમેરમાં ચોહાણ, કનોજમાં રાઠોડ, અને ગુજરાતમાં વાઘેલા વંશના રજપૂતો રાજ્ય કરતા હતા. દિલ્હીના તુવાર રાજાને કંઈ સંતાન ન હોવાથી તેણે

અજમેરના કુંવર પૃથુરાજને દત્તક કરી લીધો, જેથી પૃથુરાજ દિલ્હી તેમજ અજમેરના રાજ્યનો ધણી થયો. જ્યારે **મહમદ ઘોરીએ** દિલ્હી ઉપર ૧૧૯૧ માં ચઢાઈ કરી ત્યારે આ પૃથુરાજ તેની સામો થયો અને તેને **પાણીપતના*** મેદાનમાં હરાવ્યો. આ પછી રજપૂતો માંહોમાંહે લડી ઘણા નબળા પડી ગયા. કનોજના રાજાનો કુંવર જયચંદ જે પૃથુરાજનો મસીઆઇ ભાઇ હતો તેણે પૃથુરાજની અદેખાઇ કરી અને તેની સામે લાંબો વખત સુધી લડયો. **મહમદ ઘોરી** જે ૧૧૯૧ માં હાર ખાધા પછી ગિઝની ગયો હતો, તે રજપૂતોને નબળા થઇ ગયલા જોઈ ૧૧૯૩ માં એક મોટાં લશ્કર સહિત પાછો હિંદુસ્તાનપર ચઢી આવ્યો. પૃથુરાજ પાછો એની સામે થયો, પણ ૧૧૯૩ માં **સ્થાનેશ્વરના** + મેદાનમાં હારી ગયો ને દુસ્મનના હાથમાં પકડાયો, જેણે એને મારી નંખાવ્યો. ત્યાર પછી મહમદે અજમેર લૂટયું. અને એના ગુલામ કુતુબુદીનને ત્યાંનો સુબો નીમી એ પાછો ગિઝની ગયો. એક વરસ પછી પાછી હિંદુસ્તાન ઉપર એણે ચઢાઇ કરી અને કનોજ તથા બનારસ જીતી લીધાં. કનોજના રાઠોડ રજપૂતો **મારવાડમાં** ન્હાસી ગયા અને ત્યાં તેઓએ રાજ ચલાવ્યું. **મહમદ ઘોરીએ** આ પછી ૧૨૦૩ માં ગુજરાત, અયોધ્યા, બંગાળા, અને બહાર જીતી લીધા. એણે હિંદુસ્તાનપર બધી મળી ૯ સ્વારીઓ કરી. એને ઇ. સ. ૧૨૦૬ માં ગિઝની જતાં પંજાબની ઉત્તર તરફના ગખ્ખર નામે ઓળખાતી એક પહાડી જાતના કેટલાક લોકોએ એના તંબુમાં ઘુસી જઈ મારી નાંખ્યો. એના મરણથી ઘોરી વંશની સમાપ્તિ થઇ.

ચાર રજપુત રાજ્યો.

પાણીપતની લડાઈ ૧૧૯૧.

સ્થાનેશ્વરની લડાઈ ૧૧૯૩.

મહમદ ઘોરીનું મરણ ૧૨૦૬.

---

## બાબ ૪ થો.

## (૩) ગુલામ વંશ ૧૨૦૬-૧૨૯૦.

### કુતુબુદ્દીન ૧૨૦૬-૧૨૧૦.

મહમદ ઘોરીને કંઇ સંતાન ન હોવાથી એના મરણ પછી એના જૂદી જૂદી જગ્યાએ નિમેલા સુબાઓ ત્યાંના ધણી થઈ પડયા; તેમાં કુતુબુદીને હિંદુસ્તાનમાં સુલતાન પદ ધારણ

કુતુબુદીન ૧૨૦૬-૧૨૧૦.

---

* પાણીપત—દિલ્હીની ઉત્તરે આસરે ૫૦ મૈલ દૂર.

+ સ્થાનેશ્વર—પાણીપતની ઉત્તરે આસરે ૫૦ મૈલ દૂર.

કર્યું. એ પ્રથમ મહમદ ઘોરીનો તુર્કી ગુલામ હતો; પરંતુ એની હોંશિયારીને લીધે મહમદે એને દિલ્હીનો સૂબો બનાવ્યો, જ્યાં એણે ૨૦ વરસ સુધી ઘણી ચાલાકીથી સુબા તરીકે હોદ્દો બજાવ્યો, અને સુલતાન તરીકે માત્ર ચાર વરસ રાજ્ય કરી ઇ. સ. ૧૨૧૦ માં મરણ પામ્યો. એ ઘણો ઉદાર અને માયાળુ રાજા હતો. એણે દિલ્હીમાં કુતુબમિનાર બંધાવ્યો જે હજી દીઠામાં આવે છે. એની ઉદારતા એવી હતી કે "કુતુબુદ્દીન જેવો ઉદાર" એવી એક કહેવત થઇ પડી હતી.

## આરામ ૧૨૧૦–૧૨૧૧.

આરામ ૧૨૧૦-૧૨૧૧.

આરામ કુતુબુદ્દીનનો દીકરો હતો. એનામાં એના બાપ જેવા રાજ્ય ચલાવવાને ગુણો ન હતા, તેથી સૂબાઓએ એની સામે બંડ ઉઠાવ્યાં, અને એના બનેવી અલ્તમસે એને પદભ્રષ્ટ કરી એની ગાદી છિનવી લીધી.

## અલ્તમસ ૧૨૧૧–૧૨૩૬.

અલ્તમસ ૧૨૧૧-૧૨૩૬.

અલ્તમસ કુતુબુદ્દીનનો ગુલામ તથા જમાઇ હતો. ગુલામ વંશમાં એ સર્વથી મોટો રાજા હતો. એણે બંગાળા તથા સિંધ મુસલમાન સૂબાઓ પાસેથી જીતી લીધા, અને ઉજ્જન,* ગ્વાલિયર તથા કેટલાક રજપૂત રાજ્યો સ્વતંત્ર હતાં તેમને વશ કર્યાં. ઇ. સ. ૧૨૧૭ માં મોગલ લોકોનો સરદાર જેંઘિસખાં ચઢાઇ કરતો કરતો છેક હિંદુસ્તાનના ઘાટો ઓળંગી માંહે આવ્યો, પણ સિંધુ નદીને લીધે તેને પાછું ફરવું પડયું. અલ્તમસ ઇ. સ. ૧૨૩૬ માં મરણ પામ્યો.

જેંઘિસખાંની ચઢાઈ ૧૨૧૭.

## રૂકનુદ્દીન ૧૨૩૬–૧૨૩૬.

રૂકનુદ્દીન ૧૨૩૬-૧૨૩૬.

રૂકનુદ્દીન અલ્તમસનો દીકરો હતો. એ ઘણો માઠી ચાલનો રાજા હતો. એનામાં એના બાપ જેવા રાજ્ય ચલાવવાના ગુણો ન હોવાથી એની બેન રજીઆબેગમે સાત માસ પછી એને ગાદીએથી ઉઠાડી મેલ્યો–૧૨૩૬.

## રજીઆબેગમ ૧૨૩૬–૧૨૩૯.

રજીઆબેગમ ૧૨૩૬-૧૨૩૯.

રજીઆબેગમ અલ્તમસની શાહજાદી હતી. એ ઘણી હોંશિયાર હતી અને રાજ્યકારભાર ઘણી સારી રીતે ચલાવતી હતી. પાછળથી એના હબસી ગુલામ જમાલ સાથે પ્યારમાં પડયાથી

* સિપ્રા નદીપર.

અલતુન્યા નામે એક તુર્કી સરદારે આ બેગમ તથા તે હબસી બન્નેને કેદ કર્યાં. જ્યારે તેણીએ અલતુન્યા સાથે પરણવાનું વચન આપ્યું ત્યારે તે સરદારે તેને છોડી; પણ ઉમરાવો અને મુખ્ય કરીને રજીઆબેગમનો ભાઈ બહેરામ આથી ગુસ્સે થયા, અને તેઓએ ઠામ ઠામ બંડ ઉઠાવ્યાં. આનું પરિણામ એ થયું કે રજીઆ અને તેણીનો ભરથાર માર્યા ગયાં, ઇ.સ. ૧૨૩૯.

## બહેરામ ૧૨૩૯-૧૨૪૧.

બહેરામ ૧૨૩૯-૧૨૪૧.

બહેરામ અલ્તમસનો બીજો દીકરો અને રજીઆબેગમનો ભાઇ હતો. એ ઘણો તામસી, બુદ્ધિહીન અને ઘાતકી રાજા હતો. એના વખતમાં મોગલ લોકો લાહોર ઉપર ચઢી આવ્યા ત્યારે એણે તેમની સામે લડવાને કેટલુંક લશ્કર મોકલ્યું. પણ તે લશ્કરે દુશ્મનો સામે લડવાને બદલે એને પકડી મારી નાંખ્યો, ઇ. સ. ૧૨૪૧.

## મસુદ ૧૨૪૧-૧૨૪૬.

મસુદ ૧૨૪૧-૧૨૪૬.

મસુદ બહેરામનો ભત્રિજો અને રૂકનુદ્દીનનો દીકરો હતો, એ પણ દુર્બળ અને ખરાબ ચાલનો રાજા હતો. એના વખતમાં મોગલ લોકો બે વાર એના રાજ્ય પર ચઢી આવ્યા, અને બન્ને વખત એના સરદારોએ તેમને મારી પાછા કાઢ્યા ચાર વરસ પછી તુર્કી સરદારોએ એને પકડી કેદ કર્યો અને રાજગાદી નાસિરૂદ્દીનને આપી.

## નાસિરૂદ્દીન ૧૨૪૬-૧૨૬૫.

નાસિરૂદ્દીન ૧૨૪૬-૧૨૬૫.

નાસિરૂદ્દીન અલ્તમસનો પૌત્ર હતો. એ ઘણો સદ્‌ગુણી અને ભણેલો રાજા હતો. સઘળો રાજકારભાર પોતાના વજીર ગ્યાસુદ્દીન બલબનને સોંપી પોતે કુરાનનો ઉતારો કરવામાં અને એવા બીજાં કામોમાં પોતાનો વખત કાઢતો. એને એકજ બેગમ હતી અને તેનાજ હાથનું રાંધેલું જમતો. એના રાજ્યમાં મોગલો ચઢી આવ્યા તેમને, તેમજ મેવાડના અને બીજી જગ્યાના રજપૂતો લડવા ઉઠ્યા હતા તેમને એના વજીર બલબને હરાવ્યા, અને રાજ્ય બચાવી રાખ્યું. નાસિરૂદ્દીન અપુત્ર મરણ પામ્યો તેથી એના મરણ પછી બલબન ગાદીએ બેઠો.

## ગ્યાસુદ્દીન બલબન ૧૨૬૫-૧૨૮૭.

ગ્યાસુદ્દીન બલબન મૂળ અલ્તમસનો ગુલામ હતો. એણે ગાદીએ બેસતાં પહેલાં એ કર્યું કે તુર્કી સરદારો અને ઉમરાવો જેઓ

**ગ્યાસુદ્દીન બલબન ૧૨૬૫-૧૨૮૭.** નબળા રાજાઓ વિગેરેપર પોતાની સત્તા ચલાવતા, અને જેઓ નાસિરૂદ્દીનના મરણ પછી આખું રાજ્ય માંહોમાંહે વહેંચી લેવાને સંપ કરી બેઠા હતા તે બધાને મારી નાંખ્યા.

મેવાડના રજપૂતો જ્યારે એની સામા થયા ત્યારે આ રાજાએ તેમને હરાવી હજારોને કાપી નાંખ્યા. મોગલ લોકોની વારંવારની ચઢાઇથી ઘણા રાજાઓ દિલ્હીમાં આવી રહ્યા તેમને એણે આશ્રય આપ્યો. એનો વડો દીકરો મહમદ વિદ્યાને ઘણું ઉત્તેજન આપતો. બંગાળામાં ૧૨૭૯ માં એક મોટું બંડ થયું, તે પણ આ રાજાએ બેસાડી દીધું, અને શાહજાદા બધરાખાંને ત્યાંનો હાકેમ ઠરાવ્યો. એનો વડો શાહજાદો મહમદ જે મુલતાનનો સૂબો હતો, તે પંજાબમાં મોગલ લોકો સામે લડતાં માર્યો ગયો, તેના ખેદથી ગ્યાસુદ્દીન પોતાની ૮૦ વરસની વયે ૧૨૮૭ માં મરણ પામ્યો. આ બાદશાહ સખ્ત અને જુલમી હતો.

## કૈકુબાદ ૧૨૮૭-૧૨૯૦.

બલબનના બીજા શાહજાદા બધરાખાંનો એ પુત્ર હતો. બલબનની

**કૈકુબાદ ૧૨૮૭-૧૨૯૦.** ધારણા એના વડા દીકરા મહમદના પુત્ર ખુશરૂને ગાદી આપવાની હતી, પણ એના મરણ પછી ઉમરાવોએ કૈકુબાદને ગાદી આપી, અને ખુશરૂને મુલતાનનો સૂબો નીમ્યો.

કૈકુબાદે પોતાની જુવાની બદફેલીમાં ગુજારી, અને રાજકારભાર નાજીમુદ્દીન નામના વજીરને સોંપ્યો. નાજીમુદ્દીને રાજા થવાના વિચારથી પહેલાં ખુશરૂને મારી નંખાવ્યો, અને પછી પાદશાહ અને તેના બાપ બધરાખાં (બંગાળાના સૂબા) વચ્ચે કજીઓ કરાવ્યો; પણ આખરે એ બાપ દીકરા વચ્ચે પાછી સલાહ થઈ અને બધરાખાંએ આ વજીરની સઘળી લુચ્ચાઇ પોતાના છોકરાને બતાવી આપી જેથી એવું થયું કે

**ગુલામવંશની સમાપ્તિ૧૨૯૦.** નાજીમુદ્દીનને વિખ દઈ મારી નાંખ્યો, અને જલાલુદ્દીન ખિલજી નામના સરદારને પોતાનો વજીર બનાવ્યો. આ વજીરે પાદશાહ અને તેના વારસોનો પ્રાણ લેવડાવી પોતે રાજ્યમદ ધારણ કર્યું. આ પ્રમાણે મહમદ ઘોરીના ગુલામ કુતુબુદ્દીનના વંશનો અંત આવ્યો, ઈ. સ. ૧૨૯૦.

## ગુલામવંશના રાજાઓનાં નામ, તથા તેમની કારકીર્દિનાં વરસો.

કુતુબુદ્દીન.................૧૨૦૬—૧૨૧૦.....૪ વરસ.
આરામ.....................૧૨૧૦—૧૨૧૧.....૧ વરસ.
અલ્તમસ...................૧૨૧૧—૧૨૩૬... ૨૫ વરસ.

| | | | |
|---|---|---|---|
| રુકનુદ્દીન | ૧૨૩૬—૧૨૩૬ | ૭ | માસ. |
| રઝીઆબેગમ | ૧૨૩૬—૧૨૩૯ | ૩ | વરસ. |
| બેરામ | ૧૨૩૯—૧૨૪૧ | ૨ | વરસ. |
| મસુદ | ૧૨૪૧—૧૨૪૬ | ૫ | વરસ. |
| નાસિરૂદ્દીન | ૧૨૪૬—૧૨૬૫ | ૧૯ | વરસ. |
| ગ્યાસુદ્દીન બલબન | ૧૨૬૫—૧૨૮૭ | ૨૨ | વરસ. |
| કૈકુબાદ | ૧૨૮૭—૧૨૯૦ | ૩ | વરસ. |

---

## બાબ ૫ મો.

## (૪) ખિલજી વંશ ૧૨૯૦–૧૩૨૦.

### જલાલુદ્દીન ખિલજી ૧૨૯૦–૧૨૯૫.

જલાલુદ્દીન ૧૨૯૦-૧૨૯૫. જલાલુદ્દીનની દક્ષિણપર સ્વારી ૧૨૯૪. એલીચપુરની ચડાઈ ૧૨૯૩.

જલાલુદ્દીન ખિલજી મૂળમાં તાતાર ઓલાદનો હતો. એના વખતમાં આગળની માફક મોગલો દિલ્હી સુધી ચઢી આવ્યા તેમને મારી એણે પાછા કાઢયા. ઈ. સ. ૧૨૯૪ માં એના ભત્રિજા અલાઉદ્દીન ખિલજીએ ૮,૦૦૦ સ્વારો લઈ દક્ષિણ પર સ્વારી કરી, અને ત્યાંના રાજા રામદેવને હરાવી તેની રાજધાનીનું શહેર દેવગિરિ, જે હાલ દોલતાબાદ કહેવાય છે તે જીતી લીધું. દોલતાબાદ જીતી લીધા પહેલાં એણે એલીચપુર છાપો મારી લઇ લીધું. આ જીતો મેળવીને એ પાછો ફર્યો ત્યારે એનો કાકો જલાલુદ્દીન એને સામો મળવા આવ્યો; પણ આ દુષ્ટ માણસે રાજા થવાના વિચારથી એને મારી નાંખ્યો, ઈ. સ. ૧૨૯૫. આ વાત સાંભળતાંજ મરનાર પાદશાહની બેગમે પોતાના બાળ દીકરા ઇબ્રાહીમની દુવાઇ ફેરવી.

### ઈબ્રાહીમ ૧૨૯૫—૧૨૯૫.

ઇબ્રાહીમ ૧૨૯૫–૧૨૯૫.

ઈબ્રાહીમ જલાલુદ્દીન ખિલજીનો બાળ શાહજાદો હતો. અલાઉદ્દીન પોતાની ધારણા પાર ન પડેલી જોઇને એક મોટું લશ્કર લઇ તે બાળ રાજાને પકડવા ગયો. ઇબ્રાહીમ આવાં મોટાં લશ્કર સામે લડવાને અશક્ત હોવાથી મુલતાનમાં પોતાના મોટા ભાઈ પાસે ન્હાસી ગયો; આથી વગર હરકતે ગાદી અલાઉદ્દીનને હાથ આવી.

### અલાઉદ્દીન ૧૨૯૫—૧૩૧૫.

અલાઉદ્દીનખુની ૧૨૯૫-૧૩૧૫.

અલાઉદ્દીને ગાદીએ બેઠા પહેલાં બેગમ અને તેના બન્ને શાહજાદાને પકડી મારી નાંખ્યાં. એનાં ઘાતકી કામોને માટે એ 'અલાઉદ્દીન ખુની'ના નામથી ઓળખાય છે. આ ખુની

પણ જબરા પાદશાહે ઘણીક જગ્યાઓ જીતી લઇ રાજ્યની હદ ઘણી વધારી. ૧૨૯૭ માં એણે ગુજરાતપર ચઢાઇ કરી તેની રાજધાનીનું શહેર અણહિલવાડ જીતી લઇ બાળી નાંખ્યું. ગુજરાતનો રાજા કરણ ન્હાસી ગયો અને તેની રાણી કમળાદેવી જે ઘણી ખૂબસુરત ગણાતી હતી તેની જોડે પાદશાહ પરણ્યો; કમળાદેવીની દીકરી દેવળદેવી પણ પાછળથી અલાઉદ્દીનના વડા દીકરા ખીજરખાં જોડે પરણી. ૧૨૯૮ માં મોગલ લોકોનો સરદાર કતલગખાં દિલ્હીપર મોટું લશ્કર લઇ ચઢી આવ્યો, તેને અલાઉદ્દીને મારી પાછો કાઢ્યો.

ગુજરાતપર ચઢાઇ ૧૨૯૭.

૧૩૦૦ માં એણે અજમેરમાં રણુસ્થંભોરનો કિલ્લો જીતી લીધો; અને ૧૩૦૩ માં ચિતોડનો કિલ્લો જીતી લઈત્યાંના મહારાજાને કેદ કર્યો; આ મહારાજાને તેની દીકરી પદ્મણીએ યુક્તિથી છોડાવ્યો:—આ યુક્તિ એ હતી કે જ્યારે તે રૂપાળી અને હોંશિયાર શાહજાદીએ સાંભળ્યું કે અલાઉદ્દીન તેને પરણ્યા વગર તેના બાપને કેદમાંથી છુટો કરવાનો નથી, ત્યારે તેણે પાદશાહ સાથે લગ્ન કરવાનું ડોળ ઘાલી પોતાના બાપને મળવાની પરવાનગી માગી; આ પરવાનગી મળતાંજ પોતે મિયાના(પાલખીઓ) માં થોડા શૂરા રજપૂત લડવૈયા લઇ જે કિલ્લામાં તેના બાપને કેદ કર્યો હતો ત્યાં ગઈ. મુસલમાન સિપાઇઓ સમજ્યા કે આ મિયાનામાં શાહજાદીની દાસીઓ હશે. કિલ્લામાં દાખલ થતાંજ રજપૂત લડવૈયા બ્હાર નિકળી આવ્યા, સઘળા ચોકીદારોને કાપી નાંખ્યા, અને રાજાને લઇ ન્હાસી ગયા.

રણુસ્થંભોર ૧૩૦૦ માં અને ચિતોડ ૧૩૦૩ માં જીતી લીધા.

જ્યારે અલાઉદ્દીને ગુજરાતપર ચઢાઇ કરી ત્યારે ત્યાંથી મલિક કાફુર નામનો એક ખૂબસુરત ગુલામ બંધીવાન થયો હતો. તેની હોંશિયારી જોઈ અલાઉદ્દીને તેને મોટી પદ્દીએ ચઢાવ્યો. આ પાદશાહે મલિક કાફુરને લશ્કર આપી દક્ષિણપર ચઢાઇ કરવા મોકલ્યો; ત્યાં એણે ૧૩૦૬–૧૨ સુધીમાં ચાર સ્વારીઓ કરી, અને માળવા, ખાનદેશ તથા મહારાષ્ટ્ર જીતી લીધા. મહારાષ્ટ્રની રાજધાની દેવગિરિના રાજા રામદેવને તાબે કરી દિલ્હી લાવ્યો. અને પછી તૈલંગણ, કર્ણાટક, અને મલબાર જીત્યાં. આ પાદશાહની આગળના કોઈપણ પાદશાહની સત્તા આટલી બધી ફેલાઇ ન હતી. અલાઉદ્દીનના ભત્રિજા સુલેમાને રાજગાદી લેવાના વિચારથી આ પાદશાહપર તીર ફેંક્યાં. જેથી તે ઘણી સખ્ત ઇજા થયા વગર બેભાન થઇ પડયો. સુલેમાન તેને મરી ગયલો સમજી ગાદી લેવા દોડયો, પણ અલાઉદ્દીન થોડા વખતમાં હોંશિયાર

કાફુરની દક્ષિણપર ચઢાઈ ૧૩૦૬–૧૩૧૨.

થઇ છાવણીમાં ગયો અને સુલેમાનને પકડી મારી નાંખ્યો.

કાફુરે પણ રાજા થવાના વિચારથી પોતાના ધણીનો ઘાટ ઘડવાની યુક્તિઓ રચવા માંડી. દારૂના વ્યસનથી અલાઉદ્દીનનું તન અને મન તદન દુર્બળ થઇ ગયાં હતાં, તેથી કાફુરની ઉશ્કેરણીથી તેણે

અલાઉદ્દીન મરણ પામ્યો, ૧૩૧૫.

પોતાના શાહજાદા અને બેગમને કેદ કર્યાં, તથા પોતાના ભાઈ અલફખાં, તેમજ એના સેનાપતિ અલ્પખાંને મારી નાંખ્યા. આ પછી ગુજરાત, ચિતોડ અને બીજી જગ્યામાં બંડ ઉઠયાં, અને એવું કહેવાય છે કે કાફુરે એને ઝેર દઈ મારી નાંખ્યો, ઇ. સ. ૧૩૧૫.

આ રાજા ઘણો બુદ્ધિશાળી પણ સ્વભાવે ઘણો જંગલી હતો. એણે એકવાર એક નવો પંથ સ્થાપી પેગમ્બર થવાનો અને મહાન સિકંદરની માફક દુનિયાના બીજા દેશો જીતવાનો વિચાર કર્યો, પણ દિલ્હીના વૃદ્ધ માજીસ્ટ્રેટ અલા–ઉલ–મુલ્કના સમજાવ્યાથી તે વિચાર એણે છોડી દીધા, એણે પોતાના ભત્રિજાઓને આંધળા કરી મારી નાંખ્યા એટલુંજ નહિ પણ ઈ. સ. ૧૩૧૧ માં ૧૫,૦૦૦ મોગલોને કાપી નંખાવ્યા કારણ કે તેઓએ એનો પ્રાણ લેવાને સંપ કર્યો હતો.

## ઉમર ૧૩૧૫—૧૩૧૬.

ઉમર ૧૩૧૫-૧૩૧૬

મલિક કાફુરે અલાઉદ્દીનના સર્વથી નાના દીકરા ઉમરને નામના રાજા તરીકે ગાદીએ બેસાડયો, અને તેના બે મોટા દીકરાને આંધળા કરી ત્રીજા શાહજાદા મુબારકને મારવાને મારા મોકલ્યા; પણ મુબારક તેમના હાથમાંથી બચી ગયો, અને કાફુર-ને મારી નાંખી તથા ઉમરની આંખો ફોડી પોતે ગાદીએ બેઠો.

## મુબારક ૧૩૧૬—૧૩૨૦.

વજીર ખુશરૂખાં.

મુબારક અલાઉદ્દીનનો ત્રીજો દીકરો હતો. એણે ખુશરૂખાં નામના એક વટલેલ ઢેડને પોતાનો વજીર બનાવ્યો. એ ગાદીએ આવ્યો તેની ખુશાલીમાં એણે ૧૭,૦૦૦ બંધીવાનોને છોડી મુકયા. આ પછી એણે દક્ષિણપર ચઢાઇ કરી ત્યાંના રાજા હરપાળને પકડી તેની ચામડી ઉતારી મારી નાંખ્યો. એનો વજીર ખુશરૂખાં, જેના હાથમાં સઘળી સત્તા હતી તેણે અલ-

ખિલજીવંશની સમાપ્તિ ૧૩૨૦.

બારમાં રાજ લઈ જઇ તે દેશ લૂટયો, અને પછી મુબારકને મારી નાંખી પોતે પાદશાહ થયો, ઈ. સ. ૧૩૨૦. મુબારક, ખિલજી વંશનો છેલ્લો પાદશાહ હતો.

## ખુશરૂ ૧૩૨૦—૧૩૨૦.

ખુશરૂએ ગાદીએ બેસતાં અલાઉદ્દીનનાં કુટુંબના સઘળા મરદને

મારી નાંખ્યા, અને અલાઉદ્દીનના વડા દીકરા ખીજરખાંની વહુ દેવળદેવી જોડે પોતે પરણ્યો; તેમજ પોતાના બીજા સગાઓને પાદશાહી કુટુંબની સ્ત્રીઓ જોડે પરણાવ્યા. એના માઠા ચાલને લીધે એના રાજ્યમાં બંડ ઉઠયાં, અને પંજાબના સુબા ગ્યાસુદ્દીન તઘલખે એને હરાવી મારી નાંખ્યો, ઇ. સ. ૧૩૨૦.

દેવળદેવી.

દિલ્હીની ગાદીપર ખિલજી વંશના કોઇ યોગ્ય પુરૂષને ગ્યાસુદ્દીને બેસાડવાને વિચાર જણાવ્યો, પણ બાદશાહી કુટુંબમાં કોઇપણ જીવતો ન હોવાથી તેમજ સરદારોના સમજાવવાથી તેણે આખરે રાજ્યગાદી કબુલ રાખી.

## ખિલજીવંશના રાજાઓનાં નામ, તથા તેઓની કારકીર્દિનાં વરસો.

| | | |
|---|---|---|
| જલાલુદ્દીન ખિલજી | ૧૨૯૦—૧૨૯૫ | ૫ વરસ. |
| ઇબ્રાહીમ | ૧૨૯૫—૧૨૯૫ | થોડા દિવસ. |
| અલાઉદ્દીન ખુની | ૧૨૯૫—૧૩૧૫ | ૨૦ વરસ. |
| ઉમર | ૧૩૧૫—૧૩૧૬ | ૧ વરસ. |
| મુબારક | ૧૩૧૬—૧૩૨૦ | ૪ વરસ. |
| ખુશરૂ | ૧૩૨૦—૧૩૨૦ | થોડા માસ. |

## બાબ ૬ ઠ્ઠો.

### (૫) તઘલખ વંશ ૧૩૨૦—૧૪૧૨.

### ગ્યાસુદ્દીન તઘલખ ૧૩૨૦—૧૩૨૫.

ગ્યાસુદ્દીન તઘલખ જાતનો તુર્ક હતો. એનો દીકરો જુનાખાં અથવા જે મહમદ તઘલખના નામથી ઓળખાય છે તેણે દક્ષિણમાં ચઢાઇ કરી. ગ્યાસુદ્દીન પોતે બંગાળાના સુબા બઘરાખાં, જેની સામે ત્યાંના લોકે જુલમ ગુજારવાનું તોહોમત મુકયુ હતું તેની તપાસ કરવા ગયો. ત્યાંથી પાછા ફરતાં જુનાખાંએ પોતાના બાપને આવકાર દેવાને માટે એક મોટો તંબુ ઉભો કર્યો હતો, તેના પડવાથી તે ઇ. સ. ૧૩૨૫ માં મરણ પામ્યો. તંબુ પડતી વખતે મહમદ ત્યાં ન હોવાથી એવું માનવામાં આવે છે કે એણે આ કામ જાણી જોઇને કર્યું હશે.

ગ્યાસુદ્દીન ૧૩૨૦-૧૩૨૫.

### મહમદ તઘલખ ૧૩૨૫—૧૩૫૧.

મહમદ તઘલખ એક ઘણો ભણેલો અને બહાદૂર રાજા હતો, પણ

પોતાના ઘેલાં કામોને માટે એ પ્રખ્યાત હતો. એણે દક્ષિણમાં પાછી સ્વારી કરી, અને તાબે કર્યું. આ પછી એણે ચીનપર સ્વારી કરવાને એક મોટું લશ્કર મોકલ્યું, પણ હિમાલય પર્વત ઓળંગતાં થાક અને ભૂખમરાથી, તેમજ ઠંડીથી એનાં સઘળાં માણસો મરી ગયાં. એક દીવસ એનો દાંત પડી ગયો તેને એણે પાદશાહી દમામથી દટાવ્યો અને તે પર એક શોભાયમાન કબર ચણાવી. એના વખતમાં બંગાળામાં બંડ ઉઠયું અને તે સ્વતંત્ર થયું. ગુજરાતમાં પણ બ્રાહ્મણી વંશ સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યો, ૧૩૪૭. આ ગાંડા રાજાએ પોતાની રાજધાની દિલ્હીમાંથી કાઢી નાંખી આઠસેં મૈલ છેટે દોલતાબાદમાં કરવાના વિચારથી લોકોને ત્યાં જવાનો હુકમ કર્યો, તેમાં પણ એ નિષ્ફળ થયો, અને હજારો માણસ રસ્તામાં રખડી મૂઆં. ખેડુતો જ્યારે એના જુલમથી કંટાળી જઇ ગામ છોડી ગયા, ત્યારે એણે પોતાનાં લશ્કરને તેમની પાછળ મોકલી તેમને મારી નંખાવ્યા. મહમદ તઘલખ સિંધ ઉપર સ્વારી કરતાં ઇ. સ. ૧૩૫૧માં તાવથી સિંધુ નદીપર ઠઠ્ઠા શહેરમાં મરણ પામ્યો.

મહમદ તઘલખ ૧૩૨૫-૧૩૫૧.

મહમદ ઠઠ્ઠા શહેરમા મરણ પામ્યો. ૧૩૫૧.

## ફિરોઝશાહ ૧૩૫૧-૧૩૮૮.

ફિરોઝશાહ મહમદ તઘલખનો ભત્રિજો હતો, એણે ઘણી દયાળુ રીતે રાજ્ય કર્યું અને બંગાળા અને દક્ષિણના મુસલમાન રાજ્યોનું સ્વતંત્રપણું કબુલ કર્યું. એણે ઘણાં સુધારાના કામો કર્યા. એના વખતમાં એની રૈયત આબાદ અને સુખી થઇ. એણે તલાવ, મુસાફરખાનાં, દવાખાનાં, પૂલો અને મદ્રેસા બંધાવ્યાં. હિંદુસ્તાનમાં જમના નદીની પ્રસિદ્ધ નહેર એણે બંધાવી, અને સતલજ નદીની પાસે ફિરોઝપુર નામે શહેર વસાવ્યું. આ રાજા ઇ. સ. ૧૩૮૮માં પોતાની ૯૦ વર્ષની ઉમરે મરણ પામ્યો.

ફિરોઝશાહ ૧૩૫૧-૧૩૮૮.

## ગ્યાસુદ્દીન બીજો ૧૩૮૮-૧૩૮૯.

આ રાજા ફિરોઝશાહનો પૌત્રૌ હતો. એનામાં રાજ્ય ચલાવવાના ફિરોઝશાહ જેવા જરા પણ સારા ગુણો હતા નહીં. એનાં રાજ્યમાં બખેડા ઉઠયા તેમાં એ માર્યો ગયો. એણે માત્ર પાંચ મહિના રાજ્ય કર્યું.

ગ્યાસુદ્દીન બીજો ૧૩૮૮-૧૩૮૯.

## અબુબકર ૧૩૮૯-૧૩૮૯.

આ રાજા ફિરોઝશાહનો બીજો પૌત્ર હતો. એણે માત્ર એક વરસ રાજ્ય કર્યું અને એને ફિરોઝશાહના વડા

અબુબકર ૧૩૮૯-૧૩૮૯.

દીકરા **નાસિરૂદ્દીનને** ગાદીએથી ઉઠાડી મુક્યો.

## નાસિરૂદ્દીન ૧૩૮૯—૧૩૯૨.

**નાસિરૂદ્દીને** પોતાના બાપને રાજ્ય ચલાવવામાં પહેલાં સારી મદદ કરી હતી, પણ પાછળથી એની ખરાબ ચાલને માટે એને
નાસિરૂદ્દીન ૧૩૮૯-૧૩૯૨ રાજ્યમાંથી કાઢી મુક્યો હતો. એ ત્રણ વરસ રાજ્ય કરી મરણ પામ્યો.

## સિકંદર ૧૩૯૨—૧૩૯૨.

સિકંદર ૧૩૯૨-૧૩૯૨. **સિકંદર નાસિરૂદ્દીનનો** પુત્ર હતો. એ માત્ર ૪૫ દિવસ રાજ્ય કરી મરણ પામ્યો.

## મહમદશાહ ૧૩૯૨—૧૪૧૨.

**મહમદશાહ નાસિરૂદ્દીનનો** બીજો દીકરો હતો. એ બાળ રાજાના વખતમાં **માળવા**, ગુજરાત, અને **ખાનદેશમાં** બંડ ઉઠયાં,
મહમદશાહ ૧૩૯૨-૧૪૧૨. અને તેઓ સ્વતંત્ર થયાં. એ જ વખતે દક્ષિણમાં એક ભારે દુકાળ પડ્યો, જે બાર વરસ સુધી રહ્યો. આવા ગભરાટની અંદર ઈ. સ. ૧૩૯૮ માં ક્રૂર **તાતાર** સરદાર **તૈમૂરલંગ** **હિંદુસ્તાનપર** ચઢી આવ્યો, અને **મહમદશાહને** હરાવી **દિલ્હી** જીતી લીધું. પાંચ દિવસ સુધી એણે ત્યાં કતલ ચલાવી
તૈમૂરલંગની ચઢાઈ ૧૩૯૮. અને કેદીઓનો ભારે જમાવ થવાથી ૧૫ વરસ ઉપરની વયનાં એક લાખ માણસને કતલ કરાવ્યાં. એજ વરસની આખરે પાછા ફરતાં **તૈમૂરલંગે*** **મિરત** લુંટી ત્યાં પણ ભારે કતલ ચલાવી. આ નિર્દય **તાતાર** સરદાર ઈ. સ. ૧૪૦૫ માં મરણ પામ્યો. **મહમદશાહ** ગુજરાતમાં ભરાઈ બેઠો હતો. તે **તૈમૂરલંગના** ગયા પછી ઈ. સ. ૧૪૦૧ માં પાછો આવ્યો અને ૧૪૧૨ સુધી એણે માત્ર નામનો અમલ કર્યો. એના મરણથી તઘલખ વંશનો
**દોલતખાં લોદી** ૧૪૧૨-૧૪૧૪. (૧૫ માસ) છેડો આવ્યો. **મહમદશાહના** મરણ પછી **દોલતખાં લોદી** નામના એક **અફગાન** સરદારે ઈ. સ. ૧૪૧૪ સુધી (૧૫ માસ) દિલ્હીમાં રાજ્યાધિકાર ચલાવ્યો, અને તેના હાથમાંથી મુલતાનના સૂબા **સૈયદ ખીજરખાંએ** રાજ્ય છિનવી લીધું.

## તઘલખ વંશના રાજાઓના નામ, તથા તેઓની કારકીર્દિનાં વરસો.

**ગ્યાસુદ્દીન** તઘલખ......૧૩૨૦—૧૩૨૫......૫ વરસ.
**મહમદ** તુઘલખ.........૧૩૨૫—૧૩૫૧......૨૬ વરસ.
ફિરોઝશાહ... .........૧૩૫૧—૧૩૮૮......૩૭ વરસ.
ગ્યાસુદ્દીન બીજો......૧૩૮૮—૧૩૮૯.....૫ મહિના.

---

* દિલ્હીથી ૪૧ મેલ દૂર.

| | | |
|---|---|---|
| અબુબકર | ૧૩૮૯—૧૩૮૯ | ૧ વરસ. |
| નાસિરૂદ્દીન | ૧૩૮૯—૧૩૯૨ | ૩ વરસ. |
| સિંકદર | ૧૩૯૨—૧૩૯૨ | ૪૫ દિવસ. |
| મહમદશાહ | ૧૩૯૨—૧૪૧૨ | ૨૦ વરસ. |



## બાબ ૭ મો.

## (૬) સૈયદ વંશ ૧૪૧૪—૧૪૫૦.

### સૈયદ ખીજરખાં ૧૪૧૪—૧૪૨૧.

સૈયદ ખીજરખાં ૧૪૧૪-૧૪૨૧.

સૈયદ ખીજરખાં તૈમૂરલંગનો નિમેલો સુબો છું એવું ખુલ્લી રીતે કહેવડાવીને દિલ્હીમાં અમલ ચલાવવા લાગ્યો. એ ઉદાર અને ન્યાયી હતો. એણે સાત વરસ રાજ્ય કર્યું. ૧૪૨૧ માં એના મરણને માટે દિલ્હીના સઘળા લોકે ત્રણ દિવસ શોક પાળ્યો. એની પછી એનો દીકરો મુબારક ગાદીએ આવ્યો.

### સૈયદ મુબારક ૧૪૨૧—૧૪૩૫.

સૈયદ મુબારક ૧૪૨૧-૧૪૩૫.

આ રાજા ઉદાર અને મળતાવડા સ્વભાવનો હતો. એણે મોગલો તથા ગક્કર સામે લડાઇઓ કીધી. એના વજીરે એને મારી નાખી એના ભત્રિજા મહમદને ગાદીએ બેસાડયો.

### સૈયદ મહમદ ૧૪૩૫—૧૪૪૪.

સૈયદ મહમદ ૧૪૩૫-૧૪૪૪.

આ રાજા ઘણો નબળો અને દુરાચારી હતો. એના વખતમાં માળવા તથા જુવાનપુરના રાજાઓએ એની કેટલીક જગ્યા જીતી લીધી. એ ઇ.સ. ૧૪૪૪માં મરણ પામ્યો.

### સૈયદ આલમ ૧૪૪૪—૧૪૫૦.

સૈયદ આલમ ૧૪૪૪-૧૪૫૦.

એણે માત્ર ૭ વરસ રાજ્ય કર્યું, એ રાજ્ય ચલાવવાને યોગ્ય ન હોવાથી લાહોરના સૂબા બહલોલ લોદીએ એના હાથમાંથી રાજ્ય લઇ લીધું, ઇ. સ. ૧૪૫૦. આથી સૈયદ વંશનો છેડો આવ્યો.

### સૈયદ વંશના રાજાઓના નામ, તથા તેઓની કારકીર્દિના વરસો.

| | | |
|---|---|---|
| સૈયદ ખીજરખાં | ૧૪૧૪—૧૪૨૧ | ૭ વરસ. |
| સૈયદ મુબારક | ૧૪૨૧—૧૪૩૫ | ૧૪ વરસ. |
| સૈયદ મહમદ | ૧૪૩૫—૧૪૪૪ | ૯ વરસ. |
| સૈયદ આલમ | ૧૪૪૪—૧૪૫૦ | ૬ વરસ. |

## બાબ ૮ મો.

## (૭) લોદી વંશ ૧૪૫૦—૧૫૨૬.

### બહલોલ લોદી ૧૪૫૦—૧૪૮૮.

બહલોલ લોદી ૧૪૫૦-૧૪૮૮. બહલોલ લોદી જાતનો અફગાન હતો. એણે જવાનપુરના રાજા સાથે ૨૫ વરસ લડાઇ ચલાવી તે જગ્યા જીતી લીધી, અને પોતાના રાજ્યની હદ વધારી. આ રાજા ઇ. સ. ૧૪૮૮માં મરણ પામ્યો.

### સિંકદર લોદી ૧૪૮૮—૧૫૧૭.

સિકંદર લોદી ૧૪૮૮–૧૫૧૭. સિંકદર બહલોલનો દીકરો હતો. એણે બહાર પ્રાંતમાં લડાઇ ચલાવી તે જીતી લીધો. એના વખતમાં કેટલાંક બંડ ઉઠયાં, તે એણે તુરત સમાવી દીધાં. એ ઘણો ખબરદાર રાજા હતો, પણ એણે હિંદુઓને બહુ પીડા કરી અને તેમનાં દેહેરાં તોડયાં. એના વખતમાં પોર્ટુગીઝ લોકો કલિકટ બંદરે ઉતર્યા, (૧૪૯૮).

### ઇબ્રાહીમ લોદી ૧૫૧૭—૧૫૨૬,

ઇબ્રાહીમલોદી ૧૫૧૭-૧૫૨૬. આ પાદશાહ એના બાપ સિંકદરના જેવા સારા ગુણો ધરાવતો ન હતો. એના નાના ભાઇ જલાલખાંએ બંડ ઉઠાવી જવાનપુર જીતી લીધું, પણ પાછળથી તેને ગ્વાલિયર અને પછી માળવા ન્હાસી જવું પડયું અને આખરે ઇબ્રાહીમે તેને મારી નંખાવ્યો. એના હાથ નીચેના અમલદારો એની મગરૂબી અને નિર્દયપણાથી કંટાળી ગયા, અને તેમાંના પંજાબના સૂબા દોલતખાં લોદીએ તૈમૂરલંગના વંશજ કાબુલના સુલતાન બાબરને ઇબ્રાહીમના હાથમાંથી રાજ્ય લઈ લેવાને બોલાવ્યો. બાબર ૧૫૨૬ માં હિંદુસ્તાનમાં આવ્યો, લાહોર જીતી લઇ બાળી નાખ્યું, અને દિલ્હીપર

પાણીપતની લડાઈ ૧૫૨૬. ચઢાઈ કરી. ઇબ્રાહીમ તેની સામો લડવા ગયો, પણ ઇ. સ. ૧૫૨૬ માં પાણીપતના મેદાનમાં માર્યો ગયો. બાબર આ લડાઇ પછી દિલ્હીનો ધણી થયો, જેથી લોદી વંશની સમાપ્તિ થઇ.

### લોદી વંશના રાજાઓના નામ, તથા તેઓની કારકીર્દિનાં વરસો.

| | | |
|---|---|---|
| બહલોલ લોદી | ૧૪૫૦—૧૪૮૮ | ૩૮ વરસ. |
| સિંકદર લોદી | ૧૪૮૮—૧૫૧૭ | ૨૯ વરસ. |
| ઇબ્રાહીમ લોદી | ૧૫૧૭—૧૫૨૬ | ૯ વરસ. |

## બાબ ૯ મો.

## (૮) મોગલ વંશ ૧૫૨૬–૧૫૪૦, ૧૫૫૬–૧૮૬૨.

### બાબર ૧૫૨૬–૧૫૩૦.

બાબર ૧૫૨૬-૧૫૩૦.

બાબર ઈ. સ. ૧૪૮૨માં જન્મ્યો હતો. એની બહાદૂરીને માટે એને લોકો "બાબર" એટલે "સિંહ" કરી કહેતા. એનું ખરૂં નામ "ઝાહિરૂદ્દીન" હતું. એ તૈમૂરલંગથી છઠ્ઠી પેઢીએ ઉતરેલો હતો. ૧૪૯૪માં એ કાબુલમાં એના બાપ ઉમરમિરઝાના મરણ પછી ગાદીએ બેઠો અને ત્રણ વરસ પછી એણે સમરકંદ જીતી લીધું. પાછળથી એના ઉસ્બેક નામના દુસ્મનોએ એના રાજ્યમાંથી એને ત્રણ વાર કાઢી મેલ્યો, અને ત્રણે વાર હિમ્મતથી પોતાનો દેશ એણે પાછો જીતી લીધો. બાબરે દિલ્હીની પાદશાહી લીધા પછી પોતાના દીકરા હુમાયુંને બીજા મુસલમાન સરદારોને વશ કરવા મોટું લશ્કર આપી મોકલ્યો. ચાર મહિનામાં હુમાયુએ ગ્વાલિયરથી જુવાનપુર સુધીનો દેશ જીતી લીધો, અને સઘળાને તાબે કર્યા. પણ અજમેર તથા મેવાડનો રાજા સંગ, તેમજ ચંદેરિનો હાકેમ મેદનીરાય, અને મારવાડ તથા જેપુરના રજપૂતો બાબરની સત્તા સામા થયા. એમની અને બાબર વચ્ચે

સિક્રિની લડાઇ ૧૫૨૭.

આગ્રા પાસે સિક્રિ આગળ ૧૫૨૭માં એક મોટી લડાઇ થઇ, જેમાં રજપૂતો હાર્યા. પછી બાબરે ચંદેરીગઢને ૧૫૨૮માં ઘેરો ઘાલ્યો.

ચંદેરીનો ઘેરો ૧૫૨૮.

રજપૂતો બાબર સામે ઘણી બહાદૂરીથી લડ્યા, અને જ્યારે તેમને જીતવાની આશા રહી નહીં ત્યારે તેઓએ પોતાનાં બૈરાં છોકરાંને મારી નાંખ્યાં, અને તેઓ સઘળા માર્યા ગયા ત્યાં સુધી લડ્યા. મેદનીરાય પણ લડતાં રણમાં પડ્યો. આ જીતો મેળવ્યા પછી ૧૫૨૯માં બાબરે બંગાળા અને બહાર પ્રાંતો જીતી લીધા.

બાબરને હુમાયું, કામરાન, હિંદાલ અને મિરઝાઅસ્કરિ નામના ચાર દીકરા હતા. એવું કહેવાય છે કે જ્યારે બાબરનો વડો દીકરો હુમાયું માંદો પડ્યો ત્યારે એણે પરમેશ્વરની પ્રાર્થના કરી કે મારા દીકરાનો પ્રાણ ઉગાર અને એનું દુઃખ મને આપી મારો પ્રાણ લે—એમ તે હુમાયુંના બિછાનાની આસપાસ બંદગી કરતો ત્રણ વાર ફર્યો. મુસલમાન તવારિખ લખનારાઓ કહે છે કે આથી હુમાયું બચ્યો અને બાબર પોતાની ૪૮ વરસની વયે મરણ

બાબર મરણ પામ્યો ૧૫૩૦.

પામ્યો, ૧૫૩૦. એનો લાસ કાબુલ લઇ જવામાં આવી હતી. એ કવિતા અને ગાયનનો ઘણો શોખિલો હતો. એણે પોતાની રૈયતનાં સુખને માટે મુસાફરખાનાં, તળાવો ઇત્યાદિ બંધાવ્યાં. એ ઘણા મળતાવડા સ્વભાવનો અને ઉદાર મનનો હતો.

## હુમાયું ૧૫૩૦–૧૫૪૦, ૧૫૫૬–૧૫૫૬.

બાબરનો વડો દીકરો હુમાયું ૧૫૦૭માં જન્મ્યો હતો. એના બાપના મરણ પછી ૧૫૩૦ માં એ દિલ્હીની ગાદીએ બેઠા. એણે પોતાના ભાઈ કામરાનને કાબુલ, કંદહાર અને પંજાબના થોડાક ભાગ આપ્યો. હિંદાલને સંબલપ્રાંત, તથા મિરજાંઅસ્કરિને મેવાડ પ્રાંત આપી દીધા. ૧૫૩૪માં હુમાયુંએ ગુજરાતનો રાજા બહાદુરશાહ, જે ત્યાં સ્વતંત્રપણે રાજ્ય કરતો હતો, તેને×મંદેસર આગળ હરાવી તેનો મજબુત ગઢ ચાંપાનેર માત્ર ૩૦૦ સ્વાર સાથે દિવાલપર પોતે ચઢી જઈ જીતી લીધો. અહિંયાંથી એને પુષ્કળ દ્રવ્ય મળ્યું. દિલ્હી પાછાં ફરતાં હુમાયુંએ પોતાના ભાઈ મિરજાંઅસ્કરિને તે જગ્યાનો હાકેમ નિમ્યો, પણ દુસ્મનોએ તે કિલ્લો તુરત તેના હાથમાંથી પાછો લઈ લીધો. આ પછી બંગાળા અને બહારમાં શેરખાં (શિરશાહ) નામનાં પઠાણે બળવો ઉઠાવ્યો. એણે તરવારના એકજ ઝટકાથી એક સિંહને માર્યો તેથી એનું નામ શેરખાં પડયું. હુમાયું એની સામે લડવા ગયો અને ચુનારગઢ જીતી લીધો. શેરખાંએ પછી પટણા અને કાશીની વચ્ચે હુમાયુના લશ્કરપર છાપો માર્યો અને ૧૫૩૯ માં તેને હરાવ્યો. આ લડાઈમાં રાણી હમીદા પણ દુસ્મનોના હાથમાં પકડાઈ, પણ શિરશાહે તે બેગમને માન સહિત આગ્રે મોકલાવી આપી. હુમાયુ ઘણી મુસ્કેલીથી આગ્રે નહાસી ગયો, અને પોતાના ભાઈઓની મદદ મળતાંજ ૧૫૪૦ માં કનોજ* આગળ શિરશાહ સામે લડયો, પણ પાછો હારી ગયો. આથી શિરશાહ દિલ્હીમાં રાજ્ય કરવા લાગ્યો

હુમાયું ૧૫૩૦-૧૫૪૦, ૧૫૫૬-૧૫૫૬ એના ભાઈ કામરાન, હિંદાલ અને મિરજાઅસ્કરિ. ચાંપાનેર જીત્યો ૧૫૩૪

-નોજની લડાઈ ૧૫૪૦.

---

### બાબ ૧૦ મો.

## (૯) સુર અથવા અફગાન વંશ ૧૫૪૦—૧૫૫૬.

## શિરશાહ ૧૫૪૦—૧૫૪૫.

શિરશાહ અફગાન સરદાર હતો. એ પોતાની હુશિયારી અને બહાદુરીથી બંગાળાનો ધણી થઈ પડયો હતો. આ રાજા દિલ્હીમાં રાજ્ય ચલાવવાને આવ્યો, જેથી ત્યાંની રૈયત દિલગીર થઇ નહીં, કેમકે એણે તેમના કલ્યાણના ઘણા કામો કર્યાં:— મહેસૂલ લેવાની રીતમાં સુધારો કર્યો, મુસાફરખાનાં, રસ્તા અને તળાવો બંધાવ્યાં, અને રાજ્યમાં ઘણા સુધારા કર્યા; એ રાજા ઉપર એવો દોષ

શિરશાહ. ૧૫૪૦-૧૫૪૫.

---

× ચંબલ નદી ઉપર. * આગ્રા આગળ

રાજા માલદેવ.

મુકવામાં આવેછે કે જ્યારે **માળવાનો** રાજા **માલદેવ** એની સામો થયો, અને રૈસ્તન (રૈઝીન)ના કિલ્લામાં પોતાના લશ્કર સહિત બહાદૂરીથી ટકાવ કર્યો, ત્યારે એણે તે સઘળાના જીવ ઉગારવાનું વચન આપી દગાથી તેમને કાપી નાખ્યા. આ પછી **શિરશાહે મારવાડ** ઉપર ચઢાઈ કરી. પણ ત્યાંના રજપૂતો પોતાનાં થોડાં લશ્કર સહિત એવી તો બહાદૂરીથી લડયા કે જો લશ્કર તુરત વેળા કુમકે આવી પહોંચ્યું ન હોત તો આ રાજાને બચવું કઠણ થઇ પડત. **શિરશાહ** ઇ. સ. ૧૫૪૫માં **બુંદેલખંડમાં** કલિંજરને ઘેરો ઘાલતાં દારૂખાનું સળગવાથી દાઝીને મરણ પામ્યો. એને બે દીકરા હતા. **આદિલખાં**, અને **જલાલખાં**—જે પાછળથી સલિમશાહના નામથી ઓળખાયો.

## સલિમશાહ ૧૫૪૫—૧૫૫૩.

સલિમશાહ ૧૫૪૫-૧૫૫૩.

**શિરશાહ** પછી તેનો દીકરો **સલિમશાહ** ગાદીએ બેઠો, કારણ કે એના વડા ભાઇ **આદિલખાંએ** રાજ્ય ગાદી કબુલ રાખી નહીં. એ ઘણો અદલ રાજા હતો. એ માત્ર ૧૫૫૩ સુધી રાજ્ય કરી મરણ પામ્યો. એણે દિલ્હીમાં એક સુંદર મેહેલ બંધાવ્યો જે "સલિમગઢ" ના નામથી ઓળખાય છે. એની પછી એનો દીકરો ફિરોઝ ગાદીપર આવ્યો.

## ફિરોઝ ૧૫૫૩—૧૫૫૩.

ફિરોઝ ૧૫૫૩-૧૫૫૩.

આ રાજાએ માત્ર ત્રણ દિવસ રાજ્ય ચલાવ્યું; અને એના કાકા **મહમદ આદિલશાહે** મારી નાંખી પોતે રાજ્યપદ ધારણ કર્યું.

## મહમદ આદિલશાહ ૧૫૫૩—૧૫૫૫.

મહમદઆદિલશાહ ૧૫૫૩-૧૫૫૫.

**મહમદ આદિલશાહ** ઘણો જુલમી રાજા હતો. એનો વજીર **હેમુ** નામનો કોઈ નીચ વર્ણનો હિંદુ હતો. એ રાજાના વખતમાં ઠેકાણે ઠેકાણે બંડ ઉઠયાં. અને રાજ્યના પાંચ ભાગ થઇ ગયા. ઇબ્રાહીમ સુર જે પાદશાહી (અફ્ગાન) કુટુંબનો હતો તે દિલ્હીનો ધણી થયો, એ **અફ્ગાન** વંશનો ચોથો રાજા ગણાય છે. ઇબ્રાહીમને હાંકી કહાડીને તેનો પિત્રાઇ ભાઇ **સિકંદર** પછી રાજા થયો. એ આ વંશનો પાંચમો રાજા કહેવાય છે. આ

સરહિંદની લડાઇ ૧૫૫૬.

રાજાના વખતમાં હુમાયું ઇરાનથી એક લશ્કર લઈ પાછો **હિંદુસ્તાનપર** ચઢી આવ્યો, અને **સિકંદરને** ઈ. સ. ૧૫૫૬'માં પંજાબની દક્ષિણે **સરહિંદની** લડાઇમાં હરાવી **લાહોર, આગ્રા**, અને **દિલ્હી**, પાછાં કબજે કર્યાં.

## સુર અથવા અફગાન વંશના રાજાઓના નામ, તથા તેમની કારકીર્દિનાં વરસો.

શિરશાહ..........૧૫૪૦—૧૫૪૫.........૫ વરસ.
સલિમશાહ..........૧૫૪૫—૧૫૫૩.........૮ વરસ.
ફિરોઝ ... .........૧૫૫૩—૧૫૫૩.........૩ દિવસ.
મહમદ આદિલશાહ...૧૫૫૩—૧૫૫૫.........૨ વરસ.
ઇબ્રાહીમ સુર.......૧૫૫૫—૧૫૫૫.........થોડા દિવસ.
સિકંદર સુર........૧૫૫૫—૧૫૫૬.........૧ વરસ.



### બાબ ૧૧ મો.

હુમાયું ૧૫૪૦ માં કનોજ આગળ હારી ગયો ત્યાર પછી ઘણીજ મુશ્કેલીથી સિંધ તરફ નાઠો, અને ત્યાંથી મારવાડ ગયો. ત્યાં એને કંઈ આશ્રય ન મળવાથી માત્ર સાત સ્વારો સહિત એ અમરકોટ ગયો, જ્યાંના રજપૂત રાજાએ એને આશ્રય આપ્યો. આ જગ્યાએ ઇ. સ. ૧૫૪૩ માં અકબરનો જન્મ થયો. અમરકોટમાં થોડા વખત રહ્યા પછી ૧૫૪૪માં એ ઈરાન ગયો, અને પોતાના દીકરા અકબરને કંદહાર પોતાના ભાઈ પાસે મોકલાવી દીધો.

અકબરનો જન્મ ૧૫૪૩.

ઈરાનના રાજા તમસ્પે એને શિહાપંથ કબુલ કરાવી એક મોટું લશ્કર આપ્યું. આથી એણે તુરત કાબુલ અને કંદહાર જીત્યાં (ઈ. સ. ૧૫૪૭) અને પોતાનો ભાઈ કામરાન, જે એની સામે કાવત્રાં કરતો માલમ પડ્યો, તેની એણે આંખો ફોડાવી નંખાવી, ૧૫૫૩. આ પછી હુમાયુંએ એના બહાદુર સરદાર બેરામ સાથે લાહોર ઉપર કૂચ કરી અને ત્યાંના હાકેમ તાતારખાંને હરાવી વગર હરકતે આગળ વધ્યો. ઇ. સ. ૧૫૫૬ માં સિકંદર સુર જે દિલ્હીમાં રાજ્ય કરતો હતો, તેને સરહિંદ આગળ હરાવી એણે પોતાના રાજ્યનો થોડોક ભાગ પાછો જીતી લીધો; પણ એજ વરસમાં પોતાના મહેલની આરસપહાણની સીઢીપરથી પડી જવાથી એ મરણ પામ્યો.

હુમાયુ મરણ પામ્યો-૧૫૫૬.

### અકબર ૧૫૫૬—૧૬૦૫.

હુમાયુંનો દીકરો અકબર ઇ. સ. ૧૫૪૩માં અમરકોટમાં જન્મ્યો હતો. એનું ખરૂં નામ જલાલુદ્દીન હતું. એ પોતાના જન્મથી તે ઇ. સ. ૧૫૫૫ સુધી કંદહાર અને કાબુલમાં રહ્યો હતો. જ્યારે હુમાયું મરણ પામ્યો, ત્યારે એ માત્ર ૧૩

અકબર ૧૫૫૬-૧૬૦૫.

વરસની વયનો હતો. ન્હાની ઉમરને લીધે પાંચ વરસ સુધી સઘળો રાજકારભાર એના પ્રધાન **બેરામ** અથવા જેને **ખાન**બાબા કહેતા હતા તેણે ચલાવ્યો. **સિકંદર** સુર, અને **મહમદ આદિલશાહ**નો વજીર **હેમુ**, **અકબર**ની સામે લડવાને એક મોટું લશ્કર લઇ ગયા. પ્હેલાં **હેમુ**એ કેટલીક જગ્યા ઘણી બહાદૂરીથી જીતી લીધી, પણ પાછળથી **પાણીપત**ના મેદાનમાં **બેરામે** તેને હરાવ્યો અને મારી નાંખ્યો, ઇ. સ. ૧૫૫૬.

પાણીપતની લડાઈ ૧૫૫૬.

**સિકંદર** પણ થોડા વખતમાં **અકબર**ને તાબે થયો. ઈ. સ. ૧૫૬૦ માં **અકબરે** પોતાના પ્રધાનના હાથમાંથી ૧૮ વરસની વયે સઘળી સત્તા છિનવી લીધી, કારણ કે એ ગર્વિષ્ટ અને તીખા સ્વભાવનો થયો હતો એટલુંજ નહીં પણ પોતાની સત્તાનો ગેરઉપયોગ કરવા લાગ્યો હતો. **બેરામે** પોતાની સત્તા ખોવાથી એક બંડ ઉઠાવ્યું, પણ **અકબરે** તુરત તે બેસાડી દીધું. આ પછી **બેરામ મક્કે** જવા નિકળ્યો પણ ગુજરાતમાં તેને **મુબારકખાં** નામના કોઇ પઠાણ દુશ્મને મારી નાંખ્યો, ઇ. સ. ૧૫૬૦.

બેરામને મારી નાંખ્યો ૧૫૬૦.

**ખાનઝમાન**, **રાજબહાદૂર**, **આદમખાં**, **અબદુલખાં** અને બીજા ત્રણ મુસલમાન સરદારો **અકબર**ની સત્તા સામા થયા, અને બંડ ઉઠાવ્યાં, **અકબર** એ સઘળા સામે સાત વરસ સુધી લડયો, અને તેમને વશ કર્યા, (૧૫૬૦–૧૫૬૭).

આ પછી આ પાદશાહ **જેપુર**ના રાજા **ભારમલ**, ઉદેપુર (**ચિતોડ**)ના **સંગ** રાજાના દીકરા ઉદયસિંગ અને **જોધપુર**ના રાજા **માલદેવ** જોડે ૧૫૬૭–૧૫૭૨ સુધી લડયો, **અને ચિતોડ** જીતી લઈ **અકબર જોધપુર**ના રાજા **માલદેવ**ની દીકરી જોડે પરણ્યો. **જાંહાંગીર** આ રાણીનો કુંવર હતો. જેપુરના રાજા **ભગવાનદાસે** પણ **અકબર**ને કન્યા દીધી. આ રાજાએ તેમજ તેના કુંવર **માનસિંગે** અકબરને તેના શત્રુઓને વશ કરવામાં ઘણી મદદ કરી, અને તેઓ આ પાદશાહથી બહુ માન પામ્યા. **અકબરે** સઘળા રજપૂત રાજાઓને વશ કર્યા ખરા, પણ તેઓએ પાછળથી પોતાના રાજ્યનો ઘણો ખરો ભાગ જીતી લીધો, અને ઉદેપુર રાજધાની કરી.

અકબરે ચિતોડ જીતી લીધો ૧૫૬૭.

**અકબરે** પોતાના લાંબા રાજ્યમાં ગએલી જગ્યાઓ પાછી જીતી લીધી અને ઘણી નવી જીતો મેળવી:—

**૧૫૭૩—ગુજરાત** ત્યાંના મુજફ્ફર રાજાને હરાવી જીતી લીધું અને તે પોતાના રાજ્ય સાથે જોડી નાંખ્યું.

**૧૫૭૬—બંગાળા દાઉદ** સરદારને હરાવી પાછું જીતી લીધું

**૧૫૮૬—કાશ્મીર** સર કર્યું.

૧૫૯૨—અયોધ્યા **માનસિંગે** તાબે કર્યું.

૧૫૯૨—**સિંધ** જીતી લીધું.

૧૫૯૪—કંદહાર પાછું મેળવ્યું.

૧૫૯૫—**અકબરે અહમદનગર** જીતવાને પોતાના દીકરા **મોરાદ** અને એના આગલા વજીર **બૈરામના** દીકરા **મિરજાખાંને** મોકલ્યા, પણ **બીજાપુરના અલિઆદિલશાહનો** વિધવા રાણી **ચાંદબીબીએ** ઘણી બહાદૂરીથી તે જગ્યાનો બચાવ કર્યો, અને **મોરાદ** અને **મિરજાખાંના** લશ્કરને મારી કાઢ્યું. આખરે ૧૫૯૯ માં જ્યારે એ રાણીનું એના વેરીઓએ ખુન કર્યું, ત્યારે ત્યાંની થોડીક જગ્યા **અકબરે** જીતી લીધી, **ચાંદબીબીના** દીકરા **નિઝામશાહને ગ્વાલિયરના** કિલ્લામાં કેદ કર્યો; બાકીની થોડીક જગ્યા ત્યાંના હબસી વજીર **મલીક અંબરે** પોતાના મરણ (૧૬૨૬) સુધી બચાવી રાખી. આ જગ્યા પણ આખરે **અકબરના** પૌત્ર **શાહજહાંએ** ૧૬૩૭ માં જીતી લીધી.

**ચાંદબીબી.**

**મલીક અંબર.**

૧૬૦૧—**અકબરે ખાનદેશ** ખાલસા કર્યો.

આ પ્રમાણે આ પાદશાહે પોતાની સત્તા પશ્ચિમે અફગાનિસ્તાન, ઉત્તરે કાશ્મીર અને પંજાબ, પૂર્વે અયોધ્યા અને બંગાળા, અને દક્ષિણે માળવા અને ગુજરાત સુધી ફેલાવી, તેમજ પોતાની રૈયતને ઘણી સુખી કરી. સઘળા મુસલમાન રાજાઓમાં એ ઉત્તમ રાજા હતો. એણે હિંદુઓ ઉપરનો જજીઆ વેરો કાઢી નાંખ્યો, અને ધર્મને માટે કોઇને પીડા કરી નહીં. પોતે ઘણો ભણેલો હોવાથી દરેક જાતની વિદ્યાને એ ઉત્તેજન આપતો. એણે પોતાના રાજ્યના ૧૮ પ્રાંત પાડ્યા અને તે દરેક ઉપર એકેકો સૂબો નિમ્યો; વસૂલાત, ન્યાય અને લશ્કરી એવાં જૂદાં ત્રણ ખાતાં પાડયાં; મ્હેસુલ લેવાની રીતમાં સુધારો કર્યો. હિંદુઓને તેમની લાયકી પ્રમાણે ઉંચા હોદ્દા આપ્યા; ગેરવાજબી કરો કાઢી નાંખ્યા, અને સતી થવાની માઠી ચાલનો અટકાવ કર્યો. **અકબરના** વખતમાં ઘણાક મહાન પુરૂષો થઈ ગયા, જેમાં મુખ્ય રાજા **ટોડરમલ** નામે એક હિંદુ જે મ્હેસુલ ખાતાનો વડો હતો તે, એ પાદશાહનો વજીર **અબુલફાઝલ** જેણે **"આઇને અકબરી"** નામના પુસ્તકમાં **અકબરનું** જન્મ ચરિત્ર લખ્યું છે. તે તથા એ વજીરનો વડો ભાઈ ફૈઇઝી હતા. **અકબરને** ત્રણ દીકરા હતા—(૧) **સલીમ** જેણે ૧૬૦૧ માં પોતાના બાપ સામેજ બંડ ઉઠાવ્યું હતું, અને જે **અકબર** પુઠી ગાદીએ બેઠો, (૨) **મોરાદ** જે ૧૫૯૯માં મરણ પામ્યો, અને (૩) **ડેનિયલ** જે ૧૬૦૪માં મરણ પામ્યો. એનો

**અકબરના દીકરા સલીમ, મોરાદ ડેનિયલ.**

મોટો પુત્ર સલીમ સારી ચાલનો ન હોવાથી અકબરને ઘણું દુઃખ લાગતું, તોપણ મરતી વેળા એણે પોતાના સઘળા ઉમરાવોને બોલાવી તેમની સમક્ષ સલીમને રાજ્ય વારસ ઠરાવ્યો. અકબર ઈ.સ.૧૬૦૫ માં મરણ પામ્યો. એની લાશ આગ્રામાં દાટવામાં આવી હતી.

અકબર મરણ પામ્યો ૧૬૦૫.

## સલીમ ૧૬૦૫–૧૬૨૭.

સલીમ ૧૬૦૫-૧૬૨૭.

અકબરના વડા દીકરા સલીમે ગાદીએ બેસતાં જાંહાંગીર એટલે "દુનિયા જીતનાર" એવું નામ ધારણ કર્યું. એણે અહમદનગર, બિજાપુર અને ગોવળકોંડાના રાજ્યપર હુમલો કરી ખંડણી લીધી અને એના દીકરા શાહજહાંએ ઉદેપુર ઉપર હુમલો કરી ત્યાંના રાણા અમરસિંહને હરાવ્યો, ઈ. સ. ૧૬૧૪. આરંભમાં સલીમે એના બાપના કીધેલાં સર્વ કામો જારી રાખ્યાં, પણ પાછળથી તેમ કર્યું નહીં. ઈ. સ. ૧૬૧૧ માં જાંહાંગીર નુરજહાં (દુનિયાનું તેજ) સાથે પરણ્યો. નુરજહાં અયાઝ નામના કોઇ ગરીબ ઇરાની ઉમરાવની ઘણી રૂપાળી બેટી અકબરના જનાનખાનામાં તેની મા જોડે જતી. જ્યારે અકબર જીવતો હતો ત્યારે સલીમે તેને જોઇને તેની સાથે પરણવા માંગ્યું. પણ અકબરે તેમ ન કરતાં તેને શીરઅફગાન નામના એક બહાદૂર હાકેમ સાથે પરણાવી. જ્યારે સલીમ ગાદીએ બેઠો ત્યારે તેની સાથે પરણવાના વિચારથી તેના ભરથારને તેણે સમજાવ્યો, પણ જ્યારે તેણે તેમ કરવા ના કહી ત્યારે જાંહાંગીરે તેને મારી નંખાવ્યો. આથી નુરજહાં ઘણી ગુસ્સે થઈ, પણ આખરે થોડા વખતમાં તે સલીમ જોડે પરણી અને પોતાના બાપ અને ભાઇને મોટી મોટી પદ્વીઓ અપાવી.

જાંહાંગીર નુરજહાં જોડે પરણ્યો, ૧૬૧૧.

સલીમને પોતાના દીકરાઓથી ભારે દુઃખ ખમવું પડયું હતું. એના વડા દીકરા ખુશરૂએ એની સામે બંડ ઉઠાવ્યું. પણ તે આ પાદશાહે તુરત બેસાડી દીધું, અને ખુશરૂને ગ્વાલિયરના કિલ્લામાં કેદ કર્યો, જ્યાં તે ૧૬૨૧માં મરણ પામ્યો. એનો બીજો દીકરો પરવીઝ જેને એણે દક્ષિણનો સુબો બનાવ્યો હતો તે ૧૬૨૬માં મરણ પામ્યો. ઈ. સ. ૧૬૨૩માં એના ત્રીજા દીકરા શાહજહાંએ પણ બંડ ઉઠાવ્યું, કારણ કે સલીમની મરજી પોતાના ચોથા દીકરા શહેરિયારને ગાદી આપવાની હતી.

સલીમના દીકરા ખુશરૂ, પરવીઝ, શાહજહાં અને શહેરિયાર.

ઈ. સ. ૧૬૨૫ માં નુરજહાંને મોહબતખાં નામના એક અમીર જોડે કજીઓ થયો કારણ કે એ અમીરે સલીમના બીજા દીકરા પરવીઝનો પક્ષ કર્યો હતો. નુરજહાંએ એનાપર

મોહબતખાંએ સલીમને કેદ કર્યો ૧૬૨૬.

ખોટાં તોહમતો મૂકી એને ઘણો સતાવ્યો, તેથી આ અમીરે ૫,૦૦૦ રજપૂત સ્વારો લઈ સલીમને કેદ કર્યો, ૧૬૨૬. નુરજહાંએ સલીમને છોડવવાના ઘણાક

સલીમ મરણ પામ્યો ૧૬૨૭.

ઉપાયો લઇ આખરે તેને છોડાવ્યો. કેદમાંથી છુટયા પછી તે થોડા વખતમાં કાશ્મીરથી લાહોર જતાં ૬૦ વરસની વયે ઇ. સ. ૧૬૨૭ માં મરણ પામ્યો. આ રાજાની દરબારમાં

કેપ્તન હોકિન્સ ૧૬૦૭.

ઇ. સ. ૧૬૦૭માં "કમ્પનીએ" કેપ્તન હોકિન્સ નામના એક ગૃહસ્થને મોકલ્યો હતો, અને પછી ઈંગ્લાંડના પહેલા જેમ્સ રાજા તરફથી અંગ્રેજી એલચી સર ટોમસ રો ૧૬૧૫ માં

સર ટોમ્સ રો ૧૬૧૫.

આવ્યો હતો. એ બન્નેને સલીમે પેહેલાં સારો આવકાર દીધો, પણ પાછળથી મોહબ્બતખાં નામના સૂબાના, તેમજ નુરજહાંનો ભાઇ અસોફખાં જે વજીર થયો હતો, તેના અને સલીમના દીકરા શાહજહાંના સમજાવ્યાથી પાદશાહે તેમને દરબાર છોડી જવાનો હુકમ કર્યો.

સલીમ સમજવાળો અને ઇનસાફી પણ દારૂડીઓ હતો. પોતાની રૈયતની ફરિયાદ પોતે સાંભળવાને માટે પોતાના ઓરડાની અંદરથી તે જમીન સુધી એક લાંબી સાંકળ રાખતો હતો; જે સાંકળનો છેડો તેના મહેલમાં હતો તેની સાથે ઘંટો બાંધેલા હતા, માટે જ્યારે કોઇ ફરિયાદ કરવા જતો, ત્યારે તે સાંકળ તે ખેંચતો, જેથી ઘંટાનો અવાજ થતો, અને પાદશાહ તે માણસને પોતાની આગળ બોલાવીને તેની ફરિયાદ સાંભળી લેતો.

## શાહજહાં ૧૬૨૭—૧૬૫૮.

શાહજહાંએ જેવા પોતાના બાપના મરણના સમાચાર સાંભળ્યા કે તુરત તે આગ્રે ગયો. એનો ભાઇ શહેરિયાર એની સામે થયો.

શાહજહાં ૧૬૨૭-૧૬૫૮.

પણ શાહજહાંએ નુરજહાંના ભાઈ અસોફખાંની મદદથી તેને હરાવી મારી નાંખ્યો. દક્ષિણનો સૂબો ખાંજહાં લોદી પણ આ પાદશાહની સામે થયો (૧૬૨૯), અને અહમદનગરના

ખાંજહાં લોદીએ બંડ ઉઠાવ્યું ૧૬૨૯.

રાજા સાથે મળી જઇ લડવા તૈયાર થયો. શાહજહાંએ અસોફખાંને એક લશ્કર આપી મોકલ્યો, જેણે ખાંજહાંને હરાવ્યો. આ પાદશાહે કાબુલ તથા દક્ષિણમાં લડાઇઓ ચલાવી, અને જય મેળવ્યો. બિજાપુર તથા ગોવળકોંડાના રાજ્યો, જે આ વખત સુધી સ્વતંત્ર રહ્યાં હતાં, તેમની ઉપર ચઢાઇ કરી ખંડણી લીધી. મરેઠી રાજ્યનો સ્થાપનાર શિવાજીનો બાપ શાહજી બિજાપુરની ચઢાઇની વખતે શાહજહાં સામે ઘણી બહાદૂરીથી લડયો હતો. શાહજહાંએ ૧૬૩૧ માં બંગાળામાં પોર્ટુગીઝ લોકનાં જે થાણાં હતાં, તે સઘળાં લઈ લીધાં, અને તેમને ત્યાંથી હાંકી

હઠ્યા ઈ. સ. ૧૬૩૭માં કંદહાર **શાહજહાંને** હાથ આવ્યું પણ ૧૬૪૯ માં ઈરાનીઓએ તે પાછું જીતી લીધું. **નુરજહાં સલીમના** મરણ પછી રાજ્યની સઘળી ખટપટ છોડી દઈ એકાંત જગ્યામાં જઈ રહી, જ્યાં તેણી ૧૬૪૬માં મરણ પામી.

નુરજહાં મરણ પામી ૧૬૪૬

શાહજહાંના દીકરા- દારા, સુજા ઔરંગઝેબ અને મુરાદ.

**શાહજહાંને** ૪ દીકરા હતા-**દારા**. **સુજા**. **ઔરંગઝેબ** અને **મુરાદ**. એ ચારેમાં જૂદા જૂદા ગુણો હતા **દારા** બહાદૂર પણ ભોળો હતો: **સુજા** વિષયી અને હિચકારો હતો: **ઔરંગઝેબ** લોભી. બુદ્ધિવાન. બહાદૂર, અને કપટી હતો. **મુરાદ** વિષયી અને કમ અક્કલનો પણ બહાદૂર હતો. આ ચાર દીકરા શિવાય **પાદશાહ** બેગમ અને **રોશનરાય** નામની **શાહજહાંને** બે દીકરી હતી.

ઈ. સ. ૧૬૫૭ માં **શાહજહાં** ઘણો માંદો પડ્યો, ત્યારે **દારા** તેના બાપ પાસે **આગ્રે** હતો, **સુજા બંગાળામાં**, **ઔરંગઝેબ** દક્ષિણમાં, અને **મુરાદ ગુજરાતમા** હકુમત ચલાવતા હતા.

જ્યારે આ છોકરાઓએ પોતાના બાપના મંદવાડના સમાચાર સાંભળ્યા, ત્યારે **સુજા** અને **મુરાદે** ગાદીના ધણી થવાના વિચારથી પાયતખ્ત ભણી

ઔરંગઝેબના છળભેદ.

કુચ કરી. **ઔરંગઝેબ**, **ગોવળકોંડાના** પ્રખ્યાત સરદાર મિરજુમલાને પોતાના પક્ષમાં લઈ, પોતાના એકફક ભાઈ **મુરાદ** સાથે મળી ગયો અને તેને સમજાવ્યું કે મારે તો **મક્કે** જઈ ભક્તિ કરી મારો વખત કાઢવો છે: પણ હું એમ કરૂં તે પહેલાં મારી ઇચ્છા તને ગાદી અપાવવાની છે, કારણ કે તારા શિવાય બીજા ભાઈઓ રાજ ચલાવવાને યોગ્ય નથી. **મુરાદે ઔરંગઝેબના** બોલવાપર પૂર ભરોસો રાખ્યો, અને તેની સાથે મળી ગયો. પહેલાં **દારાએ** પોતાના ભાઈ **સુજાને** ૧૬૫૭ માં **કાશી** આગળ હરાવ્યો; પણ ૧૬૫૮ માં

કાશીની લડાઇ ૧૬૫૭

ઉજ્જણની લડાઈ ૧૬૫૮.

આગ્રાની લડાઈ ૧૬૫૮.

**ઔરંગઝેબ** અને **મુરાદે દારાના** સેનાપતી **જસવતસિંહને** પહેલાં ઉજ્જણ આગળ અને પછી તેજ વરસમાં **દારાને આગ્રા** આગળ હરાવ્યો. એમ કહે છે કે **દારાના** હાથીને કંઈ ઇજા થવાથી તે ઘણો મસ્તાન થયો માટે **દારા** નીચે ઉતરી પડ્યો;પણ લસ્કરને તે વિષે કંઇ ખબર ન હોવાથી તેમજ વળી હાથીને ખાલી જોવાથી, તેઓએ એમ વિચાર્યું કે **દારા** માર્યો ગયો-અને તેથી તેઓ સઘળા ન્હાસી ગયા. **દારા આગ્રા** આગળ હારી ગયા પછી **દિલ્હીમાં** ન્હાસી ગયો. **ઔરંગઝેબે** આ ફતેહ મેળવ્યા પછી તુરત પોતાના બાપને એક કિલ્લામાં કેદ કર્યો અને **દારાની** પુઠે **દિલ્હી** ગયો. રસ્તે જતાં **ઔરંગઝેબે મુરાદને** કેદ કર્યો, અને **દિલ્હીમાં** પોતાના નામની દુવાઈ ફેરવી, ઈ. સ. ૧૬૫૮.

શાહજહાં ૧૬૬૮માં બંધીખાનામાં મરણ પામ્યો. એને બંધીખાનેથી છોડવવાને જોધપુરના રાજા જસવંતસિંહ અને બીજા કેટલાકોએ યુક્તિઓ કરી હતી, પણ તેમાં તેઓ ફાવ્યા નહતા

ઔરંગજેબે પોતાના નામની દુવાઈ ફેરવી-૧૬૫૮

શાહજહા મરણ પામ્યો-૧૬૬૮

તાજમહેલ જે એક અતિ સુંદર ઇમારત છે, તે આ પાદશાહે પોતાની બેગમ મુમતાજમહાલ જે ૧૬૨૯માં મરણ પામી હતી તેની યાદગિરી સારૂ બંધાવ્યો હતો. શાહજહા ન્યાયી અને ખબરદાર હતો, અને પ્રજાપર ઘણું હેત રાખતો હતો. એણે એક ઘણુંજ સુંદર તખ્ત (મયૂરાસન) બનાવ્યું જે બનાવવાનો ખરચ ૬॥ કરોડ રૂપિયાના થયો હતો

## ઔરંગજેબ ૧૬૫૮—૧૭૦૭.

ઔરંગજેબ અથવા આલમગીર પેહેલો ૧૬૫૮ ૧૭૦૭

કજવાની લડાઈ ૧૬૫૮

ઔરંગજેબ અથવા આલમગીર પહેલાએ પોતાના ભાઈઓને દગાથી તેમજ ખુલ્લી રીતે લડાઈઓ કરીને વશ કર્યા:—દારા જ્યારે મુલતાનથી ન્હાસી જતો હતો ત્યારે તેને ત્યાંના સુબા જહાનખાંએ પકડી ઔરંગજેબ પાસે મોકલાવી આપ્યો, જેણે ૧૬૫૯માં તેને મારી નંખાવ્યો. સુજા ૧૬૫૯ મા કજવાની લડાઈમાં હારી જઈ આરાકાન ન્હાસી ગયો, જ્યા તે ૧૬૬૦માં મરણ પામ્યો; અને મુરાદને કંઈ બહાનુ કરી ૧૬૬૧ માં મારી નાંખ્યો. આ પ્રમાણે ઔરંગ પોતાના હરીફોને મારી નાંખી "આલમગીર" અથવા દુનિયા જીતનારના નામથી રાજ્ય ચિન્હો ધારણ કર્યાં.

ઔરંગજેબે પોતાના બાપથી ઉલટી રીતે ચાલીને હિંદુઓ ઉપર ભારે વેરો નાંખ્યો, અને તેમના દહેરાં લુંટી તેમના ઉપર ઘણી તરેહના ધર્મ સંબંધી જુલમો ગુજાર્યા, તેમજ તેમને સરકારી હોદ્દાપરથી દૂર કર્યા; આથી એના રાજ્યમાં શાંતિ રહી નહીં.

નારોળમાં બંડ ૧૬૭૬.

દિલ્હીની નૈઋત્ય કોણે નારોળ ગામમાં સતરામી નામના હિંદુઓએ બંડ ઉઠાવ્યું, અને ઔરંગજેબના લસ્કરને ઘણીકવાર મારી હાંકી કાઢ્યું. આખરે જ્યારે એ રાજા પોતે એક લસ્કર લઇ ત્યાં ગયો, અને તેમને હરાવ્યા, ત્યારે તેઓ તાબે થયા, ઇ. સ. ૧૬૭૬.

જોધપુરના રાજા જસવંતસિંહે ઔરંગજેબને હિમ્મતથી એક કાગળ લખી હિંદુઓપર જુલમ નહીં ગુજારવાને સમજાવ્યો; પણ આ પાદશાહે તે ઉપર કંઇ ધ્યાન આપ્યું નહીં એટલુંજ નહીં, પણ ૧૬૭૭ માં જસવંતસિંહના મરણ પછી તેની સ્ત્રી અને બે કુંવરો ઉપર પણ જુલમ

કજવા—અલાહબાદથી આસરે ૩૦ મૈલ દૂર.

ગુજારવા લાગ્યો; આથી જેપુરનો રાજા રામસિંહ, મેવાડનો રાજસિંહ અને બીજા ઘણાંક રજપૂત રાજાઓ ઔરંગજેબની સામા થયા. એમને વશ કરવાને પાદશાહે પોતાના દીકરા મોઆજીમ, આજમ, અને અકબરને એક મોટું લશ્કર આપી મોકલ્યા, જેઓએ તેમને હરાવી તેમના ઉપર બહુ જુલમ ગુજાર્યો. ઔરંગજેબે ૧૬૮૩–૧૭૦૭ સુધી દક્ષિણમાં લડાઇઓ ચલાવી અને ૧૬૮૬ માં સિકંદર આદિલશાહને હરાવીને બિજાપુર, ૧૬૮૭માં અબુલ-હુસેનને હરાવીને ગોવળકોંડા, અને ૧૭૦૦ માં સતારા જીતી લીધાં. ઈ. સ.

અંગ્રેજી એલચી સર વિલિયમ નોરિસ ૧૭૦૧.

૧૭૦૧માં અંગ્રેજી એલચી સર વિલિયમ નોરિસે ઔરંગજેબની ભેટ લીધી હતી. આ પાદશાહે પોતાની સત્તા છેક કન્યાકુમારિ સુધી ફેલાવી, અને જમાબંધીની ઉપજના ૩૬ કરોડ રૂપિયા વસુલ કર્યા.

ઔરંગજેબ મરણ પામ્યો ૧૭૦૭.

ઔરંગજેબ ૧૭૦૭ માં અહમદનગરમાં પોતાની ૮૯ વરસની વયે મરણ પામ્યો. એનાં મરણ પછી મોગલ સત્તા પડી ભાંગી.

## મોગલ વંશની પડતીનાં કારણ:—

મોગલ વંશની પડતીના કારણ

૧–ઔરંગજેબ પછી બીજા ૧૧ રાજા થઇ ગયા, તે ઘણા નબળા હતા. ૨–મરેઠા તથા શીખ લોકોનું જોર વધતું ગયું. ૩–ઔરંગજેબના રજપૂતો અને મરેઠા ઉપરના જુલમને લીધે ઘણાંક રાજ્યો મોગલ રાજ્યની સામા થઇ સ્વતંત્ર થયાં. ૪–મોગલ રાજ્ય ઉપર દેખરેખ રાખવાને જે સૂબેદારો અને નવાબો હતા તેઓ પણ લાગ જોઇ તે જગ્યાના ધણી થયા. આ પ્રમાણે દક્ષિણમાં નિઝામનું, મ્હૈસૂરમાં હૈદર-અલ્લીનું, અયોધ્યા અને બંગાળમાં નવાબોનું, પંજાબમાં શીખ લોકનું અને દક્ષિણ તથા પૂર્વ કાંઠા ઉપર અંગ્રેજ અને ફ્રેન્ચ રાજ્યો થયાં. ૫–હિંદુસ્તાનપર નાદિરશાહ તથા અહમદશાહ અબદલીની ચઢાઇ આ મોગલવંશની પડતીનાં કારણ હતાં.

ઔરંગજેબને પાંચ શાહજાદા હતા—મહમદ જે ૧૬૬૭ માં ગ્વાલિયરમાં મરણ પામ્યો, મોઆજીમ, અકબર, આજમ અને કામબક્ષ.

આગ્રાની બીજી લડાઈ-૧૭૦૭. હૈદ્રાબાદની લડાઈ-૧૭૦૮.

મોઆજીમ, શાહઆલમ ૧ લાના નામથી ગાદીએ બેઠો. આજમ એની સામો થયો, પણ ૧૭૦૭માં આગ્રા આગળની લડાઇમાં માર્યો ગયો. કામબક્ષ પણ મોઆજીમ સામો લડવા ગયો પણ ૧૭૦૮માં હૈદ્રાબાદની લડાઇમાં માર્યો ગયો.

## બાબ ૧૨ મો.

### શાહઆલમ ૧૭૦૭-૧૭૧૨.

શાહઆલમ ૧લો ૧૭૦૭-૧૭૧૨. આ રાજાએ મરેઠા, રજપૂત અને શીખ લોકો સાથે દોસ્તી કરી પોતાની નબળાઇ દેખાડી. એ ઇ. સ. ૧૭૧૨ માં મરણ પામ્યો. એના વખતમાં ઉદેપુર, મારવાડ, અને જેપુરના રાજાઓ સ્વતંત્ર થયા. એણે પોતાનાં છેલ્લાં પાંચ વરસ શીખ લોકોને વશ કરવામાં કાઢયાં, પણ તેમાં એની મતલબ પાર પડી નહીં. રાજ્યની સઘળી સત્તા જુલફિકરખાં નામના વજીરના હાથમાં એણે સોંપી હતી.

### જહાંદારશાહ ૧૭૧૨-૧૭૧૩.

જહાંદારસા ૧૭૧૨-૧૭૧૩. જહાંદારશાહ શાહઆલમનો વડો દીકરો હતો. એણે જુલફિકરખાંની મદદથી પોતાના ભાઇ ભત્રિજાને મારી નાખી ગાદી લીધી. એનો બીજો ભત્રિજો ફરૂખશિર જે બચી ગયો હતો, તેને બહારના સૂબા સૈયદ હુસને અને અલાહબાદના સૂબા સૈયદ અબદલ્લાએ મદદ આપી.

આગ્રાની(૩૭) લડાઈ ૧૭૧૩. આગ્રા આગળ એક મોટી લડાઇ થઇ જેમાં જુલફિકરખાં અને જહાંદારશાહ બન્ને માર્યા ગયા, ઇ. સ. ૧૭૧૩.

### ફરૂખશિર ૧૭૧૩-૧૭૧૯.

ફરૂખશિર ૧૭૧૩-૧૭૧૯. ફરૂખશિરનું ઉપર કહેલા બે સૈયદો આગળ કંઇ ચાલતું નહતું. એ માત્ર નામનોજ રાજા હતો. એ મારવાડના રાજા અજીતસિંહની દીકરી જોડે પરણ્યો હતો. જ્યારે એ રાજા માંદો પડયો ત્યારે હેમિલ્ટન નામના એક અંગ્રેજી વૈદે એને સાજો કર્યો. આથી રાજાએ ખુશી થઇ તેને કેટલીએક જાગીરો આપી, અને અંગ્રેજી માલપરથી જકાત કાઢી નાંખી, ૧૭૧૬. ફરૂખશિરે ઉપર કહેલા સૈયદોના હાથમાંથી નિકળી જવાને ઘણાં કાવત્રાં કર્યાં, પણ આખરે તેઓએ એને મારી નાંખ્યો, અને ઔરંગજેબના દીકરા અકબરના પૌત્ર રફિયુદરજાત નામના એક બાળકને ગાદી આપી.

રફિયુદરજાત ૧૭૧૯. આ બાળક પાંચ માસમાં મરણ પામ્યું, ઇ.સ. ૧૭૧૯. એ પછી એના ભાઇ રફિયુદૌલાને તેઓએ ગાદીએ બેસાડયો.

રફિયુદૌલા ૧૭૧૯. એ પણ જ્યારે ત્રણ માસ રહી મરણ પામ્યો (ઇ. સ. ૧૭૧૯), ત્યારે એજ સૈયદો, જેઓ "કીંગમેકર" એટલે પાદશાહ બનાવનાર કહેવાય છે તેઓએ શાહઆલમના પૌત્ર મહમદશાહને ગાદી આપી. મહમદશાહ બાબરથી ગણતાં ૧૨ મો રાજા હતો.

## મહમદશાહ ૧૭૧૯—૧૭૪૮.

*મહમદશાહ ૧૭૧૯-૧૭૪૮.*

આ રાજાના વખતમાં "પાદશાહ બનાવનાર" સૈયદો હુસેન અને અબદુલ્લાની પડતી આવી. દક્ષિણના સૂબેદાર **નિઝામ** ઉલમુલ્ક અને **અયોધ્યાના** સૂબા **સાદતખાંએ** તેમની સામે બંડ ઉઠાવ્યું. હુસેન દગાથી માર્યો ગયો, અને ઈ. સ. ૧૭૨૦માં દિલ્હી અને **આગ્રાની** વચ્ચે **શાહપુરની** લડાઈમાં **અબદુલ્લા** હારી ગયો.

*શાહપુરની લડાઇ ૧૭૨૦.*

પાંચ વરસ વજીર તરીકે કામ ચલાવી ૧૭૨૪માં **નિઝામ** ઉલ-મુલ્ક સ્વતંત્રપણે દક્ષિણમાં રાજ્ય ચલાવવા લાગ્યો, જ્યાં તે ૧૭૪૮માં તેની ૧૦૪ વરસની વયે મરણ પામ્યો; એના વંશજો હૈદ્રાબાદના **નિઝામો** છે. આ વખતે **નિઝામઉલમુલ્કની** પેઠે **અજમેરનો** રાજા **અજીતસિંહ** પણ સ્વતંત્ર થયો. **મહમદશાહના** વખતમાં **નાદિરશાહ** નામના એક ઈરાનીએ ઈ. સ. ૧૭૩૮માં હિંદુસ્તાનપર ચઢાઈ કરી. એણે કર્નાલની*લડાઈમાં મોગલોને હરાવ્યા, દિલ્હી તાબે કર્યું, ત્રીસ હજાર રહેવાસીઓને કતલ કર્યા, અને પુષ્કળ દ્રવ્ય લઈ એ પાછો ઈરાન ગયો, જ્યાં ૧૭૪૭માં એના કોઈ શત્રુએ તંબુમાં ઘુસી જઈ એને મારી નાંખ્યો.

*નાદિરશાહની ચઢાઇ ૧૭૩૮*

**નાદિરશાહના** લશ્કર સાથે **અહમદશાહ અબદલી** હિંદુસ્તાનમાં એક સરદાર તરીકે પેહેલી વખત આવ્યો હતો. **અહમદશાહે** આ દેશપર પાછળથી ૭ ચઢાઈઓ કરી, અને છેલ્લી લડાઈમાં મરેઠાઓને પાણીપત આગળ ઈ. સ. ૧૭૬૧માં હરાવ્યા (જુઓ પ્રકરણ ૫ મું.) ઈ. સ. ૧૭૪૪ માં **અલીમહમદ** નામના એક **રોહિલા** જાતના લૂંટારાએ અયોધ્યામાં સ્વતંત્ર સત્તા સ્થાપી. ઈ. સ. ૧૭૪૮ માં **અહમદશાહ** અબદલી જ્યારે હિંદુસ્તાન ઉપર મોટું લશ્કર લઈ પેહેલીવાર ચઢી આવ્યો ત્યારે **મહમદશાહે** તેને **સ્થાનેશ્વરની** ઉત્તરે **સર-હિંદ** આગળ હરાવ્યો, અને એજ વરસમાં એ મરણ પામ્યો. એની પછી એનો દીકરો **અહમદશાહ** ગાદીએ બેઠો.

*અહમદશાહ અબદલી.*

*સરહિંદની લડાઈ ૧૭૪૮.*

## અહમદશાહ ૧૭૪૮—૧૭૫૪.

*અહમદશાહ ૧૭૪૮-૧૭૫૪. અબદલીની બીજી ચઢાઈ ૧૭૪૮.*

આ રાજાના વખતમાં ઘણા ખરા સઘળા સૂબાઓ સ્વતંત્ર થયા. અહમદશાહ અબદલીએ ૧૭૪૮ માં બીજીવાર ચઢાઈ કરી ત્યારે આ રાજાએ તેને **લાહોર** તથા **મુલતાન** આપી શાંત પાડયો. આ વખતે **મલ્હારરાવ** હોલ્કરે એકાએક ચઢી આવી **દિલ્હી** જીતી લીધું. **નિઝામઉલમુલ્કના** પૌત્ર **ગાઝીઉદ્દીનની** સલાહથી અમીરોએ

---

* દિલ્હીથી ૭૬ મૈલ દૂર.

એ પાદશાહને પદભ્રષ્ટ કરી આંધળો કર્યો. આ રાજા ૧૭૫૪માં કેદખાનામાં મરણ પામ્યા.

## આલમગિર ૨ જો ૧૭૫૪-૧૭૫૯.

આલમગિર ૨ જો ૧૭૫૪-૧૭૫૯.

ગાઝીઉદ્દીને અહમદશાહના કાકા આલમગિરને ગાદી આપી. ગાઝીઉદ્દીન સૈયદ હુસન અને અબદલ્લા ની માફક " કીંગમેકર " (પાદશાહ બનાવનાર) થયો હતો, એટલે રાજ્યની સઘળી સત્તા એના હાથમાં આવી હતી. એ સરદાર ઘણો દગલબાજ હતો. એણે એ રાજાનું ખુન કરાવ્યું, અને તેનું માથું નદીમાં નંખાવી દેઈ તેની જગાએ એક છોકરાને ગાદીએ બેસાડ્યો. પણ આ પાદશાહને કોઈએ માન્યો નહીં, અને લોકો સામા થયા, તેથી ગાઝીઉદ્દીનને નાસવું પડ્યું. મરેઠા લશ્કરે સદાશિવરાવની સરદારી નીચે દિલ્હી જીતી લીધું, પણ અબદલીએ તે પાછું જીતી લઈ શાહઆલમ બીજાને ગાદીએ બેસાડ્યો.

## શાહઆલમ ૨ જો ૧૭૫૯-૧૮૦૬.

શાહઆલમ ૨ જો ૧૭૫૯-૧૮૦૬.

આ પાદશાહને નાજિબઉદ્દૌલા નામે એક ડાહ્યો વજીર હતો, પણ તેના મરણ પછી તેના પૌત્ર ગુલામકાદરે એ ઘરડા રાજાને હરાવી દિલ્હી જીત્યું, અને એની આંખો ફોડી નાંખી કેદ કર્યો. મરેઠાઓએ લલિતખાં સરદાર પાસેથી ૧૭૭૧ માં દિલ્હી પાછું જીતી લઈ શાહઆલમને તેના હાથમાંથી છોડાવ્યો, અને પોતાના તાબામાં રાખ્યો; પણ ઈ.સ.૧૮૦૩માં અંગ્રેજ સરદાર લોર્ડ લેક દિલ્હી જીત્યું ત્યારે તેને મરેઠાના હાથમાંથી છોડવી પેન્શન બાંધી આપ્યું (જુઓ મરેઠાની બીજી લડાઈ). ગુલામ કાદરને સિંધિયાએ તેની ખરાબ ચાલને માટે પકડી રીબાવી રીબાવી મારી નાંખ્યો. શાહઆલમ ઇ. સ. ૧૮૦૬ માં મરણ પામ્યો. એના પછી એનો બીજો

અકબર ૨ જો ૧૮૦૬-૧૮૩૭.

દીકરો અકબર ૨ જો માત્ર નામનો પાદશાહ થયો, ૧૮૦૬. એનું રક્ષણ એના બાપની માફક અંગ્રેજ સરકારથી થયું. એ ૧૬ મો રાજા ગણાય છે. એ રાજા ૧૮૩૭ માં મરણ પામ્યો; પછી ૧૭ મો ને છેલ્લો પાદશાહ મહમદ બહાદુરશાહ થયો.

## મહમદ બહાદુરશાહ ૧૮૩૭—૧૮૬૨.

મહમદ બહાદુરશાહ ૧૮૩૭-૧૮૬૨.

એ તૈમૂરના વંશનો છેલ્લો અને સત્તરમો મોગલ પાદશાહ હતો. ઇ.સ. ૧૮૫૭ માં ઉઠેલા બળવામાં સામેલ થઈ બળવાખોરોને મદદ કરી એણે ઘણાંજ ક્રુર ને પાપી કર્મો કરાવ્યાં, તેથી એને રંગુનમાં દેશનિકાલ કર્યો, જ્યાં એ ૧૮૬૨ માં મરણ પામ્યો.

### મોગલ રાજાઓનાં નામ, તથા તેમની કારકીર્દિનાં વરસો.

| | | | |
|---|---|---|---|
| ૧ | બાબર | ૧૫૨૬—૧૫૩૦ | ૪ વરસ. |
| ૨ | હુમાયું | ૧૫૩૦—૧૫૪૦, ૧૫૫૬—૧૫૫૬ | ૧૧ વરસ. |
| ૩ | અકબર | ૧૫૫૬—૧૬૦૫ | ૪૯ વરસ. |
| ૪ | સલીમ | ૧૬૦૫—૧૬૨૭ | ૨૨ વરસ. |
| ૫ | શાહજહાં | ૧૬૨૭—૧૬૫૮ | ૩૧ વરસ. |
| ૬ | ઔરંગજેબ | ૧૬૫૮—૧૭૦૭ | ૪૯ વરસ. |
| ૭ | શાહઆલમ ૧ લો | ૧૭૦૭—૧૭૧૨ | ૫ વરસ. |
| ૮ | જહાંદારશાહ | ૧૭૧૨—૧૭૧૩ | ૧ વરસ. |
| ૯ | ફરૂખશિર | ૧૭૧૩—૧૭૧૯ | ૬ વરસ. |
| ૧૦ | રફિયુદરજાત | ૧૭૧૯—૧૭૧૯ | ૫ માસ. |
| ૧૧ | રફિયુદૌલા | ૧૭૧૯—૧૭૧૯ | ૩ માસ. |
| ૧૨ | મહમદશાહ | ૧૭૧૯—૧૭૪૮ | ૨૯ વરસ. |
| ૧૩ | અહમદશાહ | ૧૭૪૮—૧૭૫૪ | ૬ વરસ. |
| ૧૪ | આલમગિર અથવા ઔરંગજેબ ૨ જો | ૧૭૫૪—૧૭૫૯ | ૫ વરસ. |
| ૧૫ | શાહઆલમ ૨ જો | ૧૭૫૯—૧૮૦૬ | ૪૭ વરસ. |
| ૧૬ | અકબર ૨ જો | ૧૮૦૬—૧૮૩૭ | ૩૧ વરસ. |
| ૧૭ | મહમદ બહાદુરશાહ | ૧૮૩૭—૧૮૬૨ | ૨૫ વરસ. |

## પ્રકરણ ૫ મું.

### મરેઠી રાજ્યનું ટુંક વર્ણન.

મહારાષ્ટ્રનો વિસ્તાર તથા વસ્તી.

મહારાષ્ટ્ર અથવા નર્મદાની દક્ષિણ તરફનો દેશ, દક્ષિણ હિંદુસ્તાનની વાયવ્ય દિશાએ આવેલો છે. તેનો વિસ્તાર આસરે ૧,૦૨,૦૦૦ ચોરસ મૈલનો છે, અને તે માહેલી વસ્તી આસરે ૬૦ લાખ માણસની છે. એનો પ્રાચીન ઇતિહાસ જણાયલો નથી. પણ ઇ. સ. ૧૩૯૦ ના વરસમાં અલાઉદ્દીન ખુનીએ એ દેશ ઉપર ચઢાઇ કરી, ત્યારથી એ જાણવામાં આવ્યો છે. એ રાજા પછી દિલ્હીના અફગાન રાજાઓએ એ દેશપર ઘણી એક સ્વારીઓ કરી એ લૂંટયો હતો.

બ્રાહ્મણી વંશ.

ઇ. સ. ૧૩૪૭ માં હુસેન ગંગુ અથવા જાફરખાં નામના મુસલમાન સરદારે દક્ષિણમાં હૈદ્રાબાદથી આસરે ૧૫૦ મૈલ દૂર ગુલબર્ગામાં એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. એ સરદાર પ્હેલાં

દિલ્હીના કોઈ ગંગુ નામે બ્રાહ્મણનો ગુલામ હતો. એવું કહેવાય છે કે જ્યારે એ ખેતરમાં કામ કરતો હતો ત્યારે એને સોનાના શિક્કાથી ભરેલું એક વાસણ જડયું. પ્રમાણિક હોવાથી તે વાસણ પોતાના શેઠ પાસે તે લઈ ગયો જેણે એવું ભવિષ્ય કહ્યું કે હસન કોઇ દિવસે રાજગાદીએ બેસશે; અને વળી એમ પણ કહ્યું કે જો આ મારી ભવિષ્ય વાણી ખરી પડે તો તારા વંશની સાથે મારૂં નામ પણ જોડવું. હસને રાજા થઇ તે પ્રમાણે કર્યું અને તેથી એના વંશજો બ્રાહ્મણી વંશથી ઓળખાય છે. એ વંશના ૧૮ રાજાઓએ ૧૩૪૭, થી ૧૫૨૬ સુધી રાજ્ય કર્યું. ઈ. સ. ૧૫૦૦માં એ આખા રાજ્યનાં પાંચ જૂદાંજ સ્વતંત્ર રાજ્યો થયાં:—૧–વરાડ, ૨–બીદર, ૩–ગોવળકોંડા, ૪–બિજાપુર, અને ૫–અહમદનગર. વરાડના

૧—ઇમાદશાહી
૨—બરીદશાહી
૩—કુતુબશાહી
૪–આદીલશાહી
૫-નિઝામશાહી
વંશ.

રાજા ઇમાદશાહી, બીદરના બરીદશાહી, ગોવળકોંડાના કુતુબશાહી, બિજાપુરના આદિલશાહી, અને અહમદનગરના નિઝામશાહી વંશથી ઓળખાતા હતા. આ છેલ્લા વંશના હુસેન નિઝામશાહે બીજા મુસલમાન રાજાઓની મદદથી ૧૬૬૫ માં તાલિકોટની લડાઇમાં રામરાજને હરાવી વિજયનગર જીતી લીધું. વરાડનું રાજ્ય ૧૫૭૨ માં અહમદનગર સાથે જોડાયું; અહમદનગરનું રાજ્ય ૧૬૩૦ માં અને બીદરનું ૧૬૫૭ માં મોગલ રાજ્ય સાથે જોડાઇ ગયાં; તેમજ બિજાપુરનું ૧૬૮૬માં અને ગોવળકોંડાનું રાજ્ય ૧૬૮૭ માં ઔરંગજેબે પોતાનાં રાજ્ય સાથે જોડી દીધાં.

દક્ષિણમાં દિલ્હીથી સ્વતંત્ર જે મુસલમાની રાજ્યો હતાં, તેમાં ઘણા એક લશ્કરના સરદારો મરેઠા હતા. એ સરદારોમાં ભોંસલે નામે ઓળખાતુ એક કુટુંબ અહમદનગરમાં હતું. એમનો મુકામ દોલતાબાદની પાસે વેરોળ ગામમાં હતો. એ વંશનો માલોજી ભોંસલે

માલોજી ભોંસલે.

પોતાની બહાદુરીથી ઉંચી પદ્વીએ ચઢયો, અને પોતાના

દીકરા શાહજીનાં

નિઝામશાહી વંશના જાદવરાવ નામના એક પ્રબળ

શિવાજીજન્મ્યો-
૧૬૨૭.

સરદારની દીકરી જીજાબાઈ સાથે લગન કરાવ્યાં. આ લગ્નથી જે પુત્ર થયો તે શિવાજી હતો. શિવાજીના સંભાજી અને વેન્કાજી નામના બીજા બે ભાઇઓ હતા. શિવાજી મરેઠી રાજ્યનો સ્થાપનાર હતો, અને તે કોકણ પ્રાંતમાં સહ્યાદ્રિ પર્વતના શિવનારીના કિલ્લામાં ઈ. સ. ૧૬૨૭માં જન્મ્યો હતો. તેના બાપ શાહજીને કર્ણાટકમાં રહેવું પડતું હતું તેથી પોતાની જાગીરની દેખરેખ રાખવા, તેમજ શિવાજીને સારીરીતે ઉછેરવા માટેનું કામ તેણે દાદાજી કોંડદેવ નામના એક બ્રાહ્મણને સોંપ્યું હતું. શિવાજીએ તેના હાથ તળે થોડા વખતમાં સારા

તાલીમ લીધી, અને ૧૯ મે વરસે બિજાપુરના તોરણા અને બીજા કેટલાક કિલ્લા તાબે કરી પુષ્કળ દોલત મેળવી. શિવાજીની આ ચાલથી ગુસ્સે થઈને બિજાપુરના રાજા અલિઆદિલશાહે શાહજીને કેદ કર્યો, જ્યાં તે ચાર વરસ સુધી રહ્યો. આખરે શિવાજીએજ તેને શાહજહાંની મદદથી છોડવ્યો, અને બિજાપુરના રાજાને વધુ દુઃખ દેવા લાગ્યો. આથી તે રાજાએ

શિવાજીએ અફઝલખાનને મારી નાંખ્યો-૧૬૫૯.

૧૬૫૯ માં અફજલખાં નામના એક સરદારને લશ્કર આપી શિવાજીને શિક્ષા કરવા મોકલ્યો; પણ શિવાજીએ તેને દગાથી મારી નાંખ્યો, અને પોતાની સત્તા વધારતો ગયો. ઈ. સ. ૧૬૬૩માં તેણે સુરત લૂંટયું અને ૧૬૬૪માં પોતાના બાપના મરણ પછી તેણે રાજા થઈ પોતાના નામના સિક્કા પડાવ્યા. જ્યારે ઔરંગજેબે બિજાપુરના રાજ્ય પર હુમલો કર્યો ત્યારે શિવાજીએ તેને ઘણી મદદ કરી, અને પોતાની બહાદૂરી બતાવી; પણ પાછળથી એણે ઔરંગજેબનાજ મુલકોપર સ્વારી કરી અને ત્યાં લૂંટફાટ ચલાવી, તેથી ઔરંગજેબે શાહસ્તિખાં અને બીજા કેટલાક સરદારોને લશ્કર આપી મોકલ્યા, અને જો કે, તેઓએ એના ઘણાક કિલ્લા જીતી લીધા તોપણ તેઓ શિવાજીને વશ કરી શક્યા નહીં. થોડા વખત પછી ઔરંગજેબે પોતે એક કાગળ લખી શિવાજીને પોતાની પાસે બોલાવ્યો. આ કાગળ લખી ઔરંગજેબની મતલબ શિવાજીને કંઈ માન આપવાની નહીં હતી, પણ મરેઠા લોકોનું જોર દિનપરદિન વધતું જોઈ, એણે શિવાજી તેમજ તેના દીકરાને બંધીખાને નાખવાનો વિચાર કર્યો હતો. ઈ. સ. ૧૬૬૬ માં એ બન્ને બાપ દીકરા ઔરંગજેબ પાસે ગયા. આ પાદશાહે તેમનું અપમાન કરી તુરત તેમને બંધીવાન કર્યા. શિવાજી આથી કાંઈ નિરાશ થયો નહીં, પણ ઘણીજ હોંશિયારીથી જોગીને વેશે તે અને તેનો દીકરો પોતાની રાજધાની રાયગઢમાં નહાસી ગયા. આ વખતથી મરેઠા ઔરંગજેબના કટ્ટા શત્રુ થયા. ૧૬૬૮ માં શિવાજીએ બિજાપુર અને ગોવળકોંડાનાં રાજ્યોપર ચ-

શિવાજીનો રાજ્યાભિષેક થયો-૧૬૭૪.

ઢાઈ કરી તેમની પાસેથી ખંડણી લીધી, અને ૧૬૭૩માં સતારા જીતી લીધું. ૧૬૭૪ માં શિવાજીનો મોટી ધામધુમથી રાજ્યાભિષેક થયા પછી પોતે મહારાજાધિરાજ પદ ધારણ કર્યું. એ વરસ પછી એક મોટું લશ્કર લઈ તેણે કર્ણાટકપર ચઢાઈ કરી અને પોતાના ભાઈ વેન્કાજી પાસેથી તેના રાજ્યની પેદાશનો અર્ધો ભાગ લીધો. શિવાજીને સઘળાં કામોમાં મદદ આપનાર ઇસાજી કંક, તાનાજી માલુસરા અને બાજી ફસલકર મુખ્ય હતા.

શિવાજીને પોતાના દીકરા સંભાજીની આડી ચાલને માટે ઘણો સંતાપ થતો હતો. તેને સુધારવાને એણે ઘણાક ઉપાયો લીધા, પણ

શિવાજી મરણ પામ્યો૧૬૮૭. તે સઘળા ફોગટ ગયા. શિવાજી પોતાની ૫૩ વરસની ઉમ્મરે ૧૬૮૦ માં તાવથી રાયગઢમાં મરણ પામ્યો. એને સંભાજી અને રાજારામ નામના બે દીકરા હતા. શિવાજી બાબર જેવો બહાદુર, ચપળ, અને સાહસિક હતો. એના મરણથી ઔરંગજેબ ખુશી થયો ખરો, પણ બોલ્યો કે "શિવાજી એક નવા રાજ્યનો સ્થાપનાર બહાદુર સરદાર હતો, અને જો કે ૧૯ વરસ સુધી મેં તેને તાબે કરવાને લશ્કર મોકલ્યાં તોપણ તેથી ન ડરતાં તે પોતાની રાજ્ય સત્તા વધારતોજ ગયો."

## સંભાજી ૧૬૮૦—૧૬૮૯.

સંભાજી ૧૬૮૦-૧૬૮૯. સંભાજી ૨૩ વરસની વયે ગાદી પર બેઠો. કલુશા નામના એક બ્રાહ્મણને એણે પોતાનો સઘળો રાજ્ય કારભાર સોંપ્યો, અને પોતે મોજશોકમાં પડયો. સંભાજી બહાદુર પણ ઘાતકી અને વ્યસની હતો. એણે પોતાના ભાઈ રાજારામની મા તથા બીજા ઘણાંકોને મારી નંખાવ્યાં. જ્યારે એ નિશામાં ચકચૂર થયો હતો ત્યારે મોગલ

ઔરંગજેબે સંભાજીને મારી નંખાવ્યો. ૧૬૮૯. સ્વારોએ એને એકાએક રત્નાગીરિમાં સંગમેશ્વર આગળ પકડી કેદ કર્યો, અને ૧૬૮૯ માં ઘણી ક્રૂર રીતે મારી નાંખ્યો. સંભાજીની બાયડી અને ૭ વરસના તેણીના દીકરાને પણ પકડી ઔરંગજેબે કેદ કરી રાખ્યાં. આથી મરેઠાઓએ સંભાજીના ભાઈ રાજારામને રાજ્ય પ્રતિનિધિ કર્યો.

## રાજારામ ૧૬૮૯—૧૭૦૦.

રાજારામ ૧૬૮૯-૧૭૦૦. સંભાજીના દીકરા શિવાજી અથવા જેને ઔરંગજેબે મશ્કરીમાં શાહુ (શાહુકાર) કરી નામ આપ્યું હતું, તે બંધીખાને હોવાથી રાજારામ રાજ્યગાદીપર બેઠો. એણે સતારામાં રાજ્યગાદીની બેઠક કરી. ઔરંગજેબે એની સામે લડવાને એક મોટું લશ્કર મોકલ્યું અને સતારા જીતી લીધું. આથી રાજારામ ન્હાસી ગયો, અને

શિવાજી ૨ જો ૧૭૦૦-૧૭૦૮. ઇ. સ. ૧૭૦૦ માં મરણ પામ્યો. એના મરણ પછી એનો દીકરો શિવાજી ૨ જો જે દસ વરસની વયનો હતો તે ગાદીએ બેઠો, અને તેની મા તારાબાઈ તેને નામે રાજ્ય કારભાર ચલાવવા લાગી. આઠ વરસ સુધી તારાબાઇએ રાજ્યકારભાર ચલાવ્યો.

## શાહુ ૧૭૦૮—૧૭૪૮.

શાહુ ૧૭૦૮-૧૭૪૮ સંભાજીનો દીકરો શિવાજી અથવા શાહુ ઔરંગજેબના મરણ પછી ૧૭૦૮માં છુટો થયો. એ જ્યારે બંધીખાનામાં હતો, ત્યારે એને ઔરંગજેબે કંઇપણ દુઃખ દીધું નહતું, પણ સામી તેના પર ઘણી મહેરબાની કરી હતી. શાહુ તુરત સતારામાં આવ્યો, અને ત્યાં ૨૪ વરસની ઉમરે પોતાની રાજધાની કરી ગાદીએ બેઠો; તારાબાઇએ

તે "શાહુ રાજા પોતે નથી, પણ એક ઠગારે.છે" એમ કહીને તેને પ્હેલાં ગાદીએ બેસવા દીધો નહીં. પણ પોતાની મતલબ મેળવવામાં સફળ થઈ નહીં, અને છેવટે પોતાના દીકરા શિવાજી સાથે કોલ્હાપુર જઈ ત્યાં તેણીએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. શાહુએ બંધીખાનામાં રહી ૧૮ વરસ સુધી મોજશોકમાં પોતાનો વખત ગુજાર્યો હતો, માટે તે બરાબર રાજ્ય ચલાવવાને અશક્ત હતો; આથી તેણે પોતાનો સઘળો રાજ્ય કારભાર બાલાજી વિશ્વનાથ નામના એક બ્રાહ્મણને પોતાનો પ્રધાન બનાવી સોંપી દીધો, ઈ. સ. ૧૭૧૪.

પેહેલો પેશ્વા બાલાજીવિશ્વનાથ. ૧૭૧૪–૧૭૨૦.

આ અને એની પછીના સઘળા પ્રધાનો પેશ્વાના નામથી ઓળખાવા લાગ્યા. બાલાજી વિશ્વનાથે પ્રધાન તરીકે મરેઠી રાજ્ય ઘણું સરસ રીતે ચલાવ્યું, અને રાજ્યની હદ ઘણી વધારી,આ વખતથી રાજ્યની સઘળી સત્તા પેશ્વાઓના હાથમાં આવી. બાલાજી વિશ્વનાથ ૧૭૨૦માં મરણ પામ્યો ત્યારે શાહુએ બાલાજીના દીકરા બાજીરાવને પેશ્વા નિમ્યો. બાજીરાવ બાલાજીના હાથ નીચે દામાજી ગાયકવાડ નામે એક શૂરો સરદાર હતો; એ પોતાની બહાદુરીથી મોટી પદીએ ચઢયો હતો. એના વંશજો હાલ વડોદરામાં રાજ્ય ચલાવે છે. દામાજી શિવાય બીજા ઘણા શૂરા પુરૂષો બાજીરાવના હાથ નીચે નોકરી કરતા હતા, તેમાં મુખ્ય ભરવાડના વંશનો મલ્હારાવ હોલ્કર અને પેશ્વાના પગરખાં સાચવનારના વંસનો રાણોજી સિંધિયા હતા. મલ્હારરાવના વંશજો હાલ ઇંદોરમાં અને રાણોજી સિંધિયાના ગ્વાલિયરમાં રાજ્ય ચલાવેછે. ઈ. સ. ૧૭૩૪માં સેનાપતિ ત્રિંબકરાવ ડાભાડે બાજીરાવની સત્તા સામે થયો, પણ ડભોઈની લડાઇમાં તે માર્યો ગયો.

બીજો પેશ્વા બાજીરાવ ૧૭૨૦-૧૭૪૦.

ડભોઇની લડાઇ ૧૭૩૪.

દક્ષિણનો સૂબેદાર નિઝામઉલમુલ્ક જે એક બહાદુર અને ચતુર સરદાર હતો, અને જે ૧૭૨૪માં હૈદ્રાબાદમાં મોગલ રાજ્યથી સ્વતંત્ર થઇ રાજ્ય કરવા લાગ્યો હતો, તેણે મરેઠા લોકનું બળ ઘણું વધતું જતું જોઇને તેમની વચ્ચે માંહે.માંહે કુસંપ કરાવવાની કોશીશ કરી, અને કોલ્હાપુરના રાજાને પેશ્વા સામે લડવાને ઉશ્કેર્યો, પણ તેમાં તેનો હેતુ પાર પડયો નહીં. વળી જ્યારે મરેઠી ફોજે દિલ્હી ઉપર હુમલો કર્યો, ત્યારે નિઝામઉલમુલ્ક મોગલ પાદશાહની મદદે ગયો, પણ તેમાં તેણે ૧૭૩૬ માં ભોપાળ આગળ સખ્ત હાર ખાધી, અને તેને માળવા પ્રાંત, ચંબળ અને નર્મદા નદીનો વચ્ચેનો મુલક, તેમજ ૫૦ લાખ રૂપિયા મરેઠા લોકોને આપવા પડ્યા. બાજીરાવનો મુખ્ય મદદગાર એનોજ ભાઈ ચિમનાજી આપા હતો.

ભોપાળનીલડાઈ ૧૭૩૬.

૧૭૩૯ માં મરેઠા લોકે પોર્તુગીઝ લોકના હાથમાંથી વસઈ જીતી લીધું. આ પ્રમાણે શાહુ રાજાના પ્રધાન અથવા બીજા પેશ્વા બાજીરાવે ઘણીક જગ્યા મોગલ રાજા તેમજ બીજાઓના હાથમાંથી જીતી લઈ રાજ્યની

ત્રીજા પેશ્વા બાલાજી બાજીરાવ ૧૭૪૦-૧૭૬૧. હદ વધારી, અને ગુજરાત અને માળવાના રાજાઓ પાસેથી ખંડણી લીધી. બાજીરાવ ૧૭૪૦ માં મરણ પામ્યો. એની પાછળ એનો દીકરો બાલાજી બાજીરાવ ત્રીજો પેશ્વા થયો.

શાહુ મરણ પામ્યો ૧૭૪૮. ૧૭૪૦-૧૭૬૧. શાહુ સતારામાં મોજશોક ભોગવીને ઈ.સ. ૧૭૪૮માં મરણ પામ્યો. એને કંઈ સંતાન ન હોવાથી

રામરાજા ૧૭૪૮-૧૭૭૭. એણે કોલ્હાપુરના રામરાજાને દત્તક કરી લીધો, જે એના પછી ગાદીએ બેઠો. શિવાજી જેને તેની મા તારાબાઈએ

શાહુ ૨ જો ૧૭૭૭-૧૮૧૮. ૧૭૦૦ ના વરસમાં ગાદીએ બેસાડયો હતો તેનો દીકરો એ રામરાજા હતો. રામરાજા ૧૭૭૭ માં મરણ પામ્યો. એની

પ્રતાપસિંહ ૧૮૧૮-૧૮૪૦. પછી શાહુ બીજો (૧૭૭૭-૧૮૧૮), પછી પ્રતાપસિંહ અથવા બાલા સાહેબ (૧૮૧૮-૧૮૪૦), અને છેલ્લો શાહજી

આપા સાહેબ ૧૮૪૦-૧૮૪૮. અથવા આપા સાહેબ (૧૮૪૦-૧૮૪૮), માત્ર નામના રાજા થઈ ગયા. રાજ્યનો સઘળો કારભાર પેશ્વા ચલાવતા આવ્યા, માટે રાજ્યમાં ફેરફાર ચઢાઈ ઈત્યાદિ પેશ્વાના વર્ણનમાં આવશે.

શાહુના મરણ પછી પેશ્વાઓ પુનામાં રહી પોતાનો સઘળો કારભાર ચલાવવા લાગ્યા. મરેઠાઓમાં ત્રિંબકરાવ મામા અને હરિપંત, સરસ લડવૈયા અને સકારામ બાપુ તથા નાના ફડનવીસ સરસ રાજ્યકારભારીઓ થઈ ગયા.

## મરેઠી રાજાઓનાં નામ તથા સાલ.

૧—શિવાજી ........................૧૬૬૪—૧૬૮૦
૨—સંભાજી ........................૧૬૮૦—૧૬૮૯
૩—રાજારામ........................૧૬૮૯—૧૭૦૦
૪—શિવાજી ૨ જો....................૧૭૦૦—૧૭૦૮
૫—શાહુ ..........................૧૭૦૮—૧૭૪૮
૬—રામરાજા........................૧૭૪૮—૧૭૭૭
૭—શાહુ ૨ જો ......................૧૭૭૭—૧૮૧૮
૮—પ્રતાપસિંહ (બાલા સાહેબ).........૧૮૧૮—૧૮૪૦
૯—શાહજી (આપા સાહેબ)..............૧૮૪૦—૧૮૪૮

અમ્બુરની પેહેલી લડાઈ ૧૭૪૧. ત્રીજા પેશ્વા બાલાજી બાજીરાવે કર્ણાટકપર હુમલો કરી ત્યાંના નુવાબ દોસ્તઅલીને ૧૭૪૧માં મદ્રાસથી ૧૦૫ મૈલ દૂર અમ્બુરની લડાઈમાં હરાવ્યો, કારણ કે તે પોતાના કાકા

ઉદગીરનીલડાઈ ૧૭૬૦.

સાદતુલ્લાના મરણ પછી મરેઠા લોકોની પરવાનગી વગર ત્યાંનો નવાબ થઈ પડ્યો હતો. ૧૭૫૭ માં એણે કર્ણાટકપર પછો હુમલો કર્યો, મ્હેસુર આર્કટના નવાબ પાસેથી ખંડણી લીધી. ૧૭૬૦ માં નિઝામને પાછો ઉદગીરની લડાઈમાં હરાવ્યો. આ વખતે મરેઠા લોકનો સેનાપતિ સદાશિવરાવ હતો. એણે નિઝામઉલમૂલ્કના દીકરા સલાબતજંગ પાસેથી પણ ઘણાક મુલકો જીતી લીધા. આ પેશ્વાના વખતમાં મરેઠા ઉપર એક ભારે આફત આવી પડી, જેથી તેમનું જોર ઘણુંજ નબળું પડી ગયું:—

પાણીપતની લડાઈ ૧૭૬૧.

અફગાનિસ્તાનનો સુલતાન અહમદશાહ અબદલી જેણે હિંદુસ્તાનપર ૭ વાર ચઢાઈ કરી હતી, તેણે ૧૭૪૬માં પંજાબ જીતી રાજ્ય ચલાવવા માટે એક હાકેમ ત્યાં નિમ્યો. આ હાકેમને ૧૭૫૮ માં મરેઠા લોકોએ મારી હાંકી કાઢ્યો, તેથી ૧૭૬૧માં અહમદશાહ એક મોટું લસ્કર લઈને હિંદુસ્તાનપર પાછો ચઢી આવ્યો, અને મરેઠા લોકોને પાણીપતના મેદાનમાં સખ્ત હાર આપી. આ લડાઈમાં સદાશિવરામ વિશ્વાસરાવ, જંકોજી સિંધિયા, ઇબ્રાહીમગાર્દી અને બીજા ઘણાક બહાદુર સરદારો માર્યા ગયા. બાલાજી આ હારથી ઘણોજ દિલગીર થયો, અને તેજ વરસમાં પુનામાં મરણ પામ્યો.

## ચોથો પેશ્વા માધવરાવ ૧૭૬૧—૧૭૭૨.

ચોથો પેશ્વા માધવરાવ ૧૭૬૧-૧૭૭૨. ચેરકુલીની લ-ડાઈ ૧૭૭૨.

બાલાજી બાજીરાવના દીકરા માધવરાવ પેશ્વાએ એક મોટું લસ્કર લઈ મ્હેસૂરના રાજા હૈદરઅલીપર બેવાર હુમલો કર્યો અને તેને ૧૭૭૨ માં શ્રીરંગપટણની પાસે ચેરકુલીની લડાઈમાં હરાવી તેની કેટલીક જગ્યા જીતી લીધી. આ પેશ્વા ઘણો બહાદુર અને વિવેકી હતો. એ ૧૭ વરસની વયે ગાદીએ બેઠો માટે થોડોક વખત સુધી રાજ્ય કારભાર એના કાકા રઘુનાથરાવે ચલાવ્યો. ઉમ્મરે પુગતાંજ એણે રઘુનાથના હાથમાંથી સઘળી સત્તા લઈ લીધી, અને ઉપર કહ્યું તેમ મ્હેસુરમાં તેમજ દિલ્હીમાં લડાઈઓ ચલાવી.

## પાંચમો પેશ્વા નારાયણરાવ ૧૭૭૨—૧૭૭૩.

પાંચમો પેશ્વા નારાયણરાવ ૧૭૭૨–૧૭૭૩. રઘુનાથરાવ અથવારાઘોબા ૧૭૭૩--૧૭૭૪.

નારાયણરાવ, માધવરાવનો ભાઈ હતો. ૧૮ વરસની વયે એ પેશ્વાની ગાદીએ બેઠો, અને રાજ્યકારભાર પાછો એના કાકા રઘુનાથરાવે ચલાવ્યો. થોડા વખતમાં રઘુનાથરાવે એ પેશ્વાનું કાસળ કાઢ્યું, અને પોતે પેશ્વા તરીકે એક વરસ સત્તા ચલાવી. આખરે એને એ હોદ્દો છોડી દેવાની ફરજ પડી, કારણકે એના પાપી કામને લીધે એ સઘળાઓને અણગમતો થયો,

## છઠ્ઠો પેશ્વા માધવરાવ નારાયણ ૧૭૭૪-૧૭૯૫.

**છઠ્ઠો પેશ્વા માધવરાવ નારાયણ ૧૭૭૪-૧૭૯૫**

માધવરાવ નારાયણ એના બાપ નારાયણરાવના મરણ પછી જન્મ્યો હતો. રઘુનાથરાવ (અથવા જે રાઘોબા કરી પણ કહેવાતો) જેણે નારાયણરાવને મારી નાંખી એક વરસ પેશ્વા તરીકે રાજ્યકારભાર ચલાવ્યો હતો. તે આ પેશ્વાની સામા થયો, અને અંગ્રેજો સાથે મળી જઇ ૧૭૭૫માં તેણે સુરત આગળ સંધિ*કરી. અંગ્રેજોને તેણે મદદ બદલ દર વરસે ૨૪ લાખ રૂપિયા તથા સાલ્સેટ, અને મુંબઇ તથા વસાઇ આગળની કેટલીક જગ્યા આપી. અંગ્રેજોએ તેને પુનામાં પેશ્વા તરીકે ગાદીએ બેસાડવાને કર્નલ કીટિંગને એક લશ્કર આપી મોકલ્યો.

**સુરતની સંધિ ૧૭૭૫.**

**આરાસની લડાઈ ૧૭૭૫.** આ સરદારે ૧૭૭૫ માં આરાસના મેદાનમાં મરાઠા લોકોને હરાવ્યા. આ લડાઇમાં અંગ્રેજ તથા મરેઠી ફોજ પેહેલીજવાર સામસામી થઇ. ગવર્નર જેનરલ હેસ્ટિંગ્સે પાછળથી રઘુનાથરાવ સાથની સંધિ તોડી નાંખી, અને માધવરાવ નારાયણને પેશ્વા કબુલ કરી, તેના પ્રધાન નાના ફડનવીસ સાથે ૧૭૭૬માં પુના પાસે પુરંધર મુકામે તહનામું કર્યું, જેથી અંગ્રેજોને માત્ર સાલ્સેટ મળ્યું. સઘળું શાંત થયા પછી મરેઠા અંગ્રેજો પાસેથી સાલ્સેટ પાછું લઇ લેવાને ફ્રેંચ સરદાર લુબીન સાથે કાવત્રાં કરવા લાગ્યા, તેથી ગવર્નર જેનરલ હેસ્ટિંગ્સે પાછી રાઘોબા સાથની સુરતની સંધિ કબુલ રાખી, અને રાઘોબાને ગાદીએ બેસાડવા લશ્કર મોકલ્યું, (જુઓ મરાઠા સાથની પેહેલી લડાઇ). માધવરાવ નારાયણના પ્રધાન નાના ફડનવીસે ૧૭૯૫ માં નિઝામઅલ્લી સાથે કુર્દલા*આગળ એક લડાઇ કરી તેને હરાવ્યો, કારણ કે તેણે ખંડણી ભરી નહોતી. એજ પ્રધાને રાઘોબાના દીકરા બાજીરાવ તથા તેના બીજા ભાઇઓને સ્યુનારીના કિલ્લામાં પૂરી રાખ્યા હતા, તેથી આ પેશ્વા ઘણો દિલગીર થયો; અને જ્યારે તેમને છોડવવાને માટે તેનું કાંઇ ચાલ્યું નહીં, ત્યારે તેણે પોતાના મહેલની અગાસી ઉપરથી ભૂસકો માર્યો, અને એ દિવસમાં મરણ પામ્યો, ઈ. સ. ૧૭૯૫.

**પુરંધરનું તહનામું ૧૭૭૬.**

**કુર્દલા અથવા ખરડાની લડાઇ-૧૭૯૫.**

## સાતમો પેશ્વા બાજીરાવ રઘુનાથ (બાજીરાવ ૨ જો) ૧૭૯૫—૧૮૧૮.

**સાતમો પેશ્વા બાજીરાવ ૨ જો ૧૭૯૫-૧૮૧૮.** સાતમા પેશ્વા બાજીરાવ ૨ જાનું નાના ફડનવીસ પાછો પ્રધાન તરીકે કાંમ ચલાવવા લાગ્યો. બાજીરાવની ધારણા

---

*કુર્દલા—અહમદનગરથી આશરે ૧૦ મૈલ દૂર.

દોલતરાવ સિંધિયા અને નાના ફડનવીસ જેઓ તેના ઉપર પોતાનું દબાણ ઘણું ચલાવતા હતા, તેમને દૂર કરવાની હતી. આ વિચારથી એણે નાના ફડનવીસને પકડી અહમદનગર મોકલાવ્યો, પણ થોડા વખતમાં એજ પેશ્વાએ એને પાછો છોડ્યો. આ પેશ્વાના વખતમાં મરાઠાઓ માંહે માંહે ઘણા લડી મૂઆ, અને તેથી રાજ્યનો પાયો નબળો થઈ ગયો.

**નાના ફડનવીસ મરણ પામ્યો-૧૮૦૦.**

ઈ.સ. ૧૮૦૦માં નાના ફડનવીસ જે મરેઠી રાજ્યનો એક મોટો ટેકો હતો તે મરણ પામ્યો. એના મરણ પછી એક વરસે હોલકરે પેશ્વાને પુનામાંથી નસાડી મેલ્યો, જેથી તે વસાઈ જઈ ભરાઈ બેઠો. અને ત્યાં ૧૮૦૨ માં વસાઈ આગળ અંગ્રેજો સાથે સલાહ કરી પાછો ગાદીએ બેઠો. (જુઓ મરાઠા સાથની બીજી લડાઈ). થોડા વખત પછી એ પેશ્વા એના પ્રધાન ત્રિંબકજી ડેંગલેની ઉશ્કેરણીથી અંગ્રેજો સામે પાછાં કાવત્રાં કરવા લાગ્યો, તેથી અંગ્રેજોએ તેની સામે કેટલીક લડાઈઓ કરી ૧૮૧૮માં તેનું સઘળું રાજપાટ લઈ લીધું; અને તેને આઠ લાખ રૂપિયાનું વર્ષાસન બાંધી આપી કનોજની પાસે બિઠુરમાં રહેવા મોકલ્યો. (જુઓ મરાઠા સાથની ચોથી લડાઈ). એને કાંઈ સંતાન ન હોવાથી

**વસાઈની સંધિ ૧૮૦૨.**

**બાજીરાવ મરણ પામ્યો-૧૮૫૩.**

એણે નાના સાહેબ, જેણે ૧૮૫૭ માં બળવાની વખતે કાનપુરમાં ઘણા નિર્દયપણે અંગ્રેજ સ્ત્રી અને બાળકોને કાપી નાખ્યાં, તેને પોતાનો વારસ કર્યો. બાજીરાવ ૧૮૫૩ માં મરણ પામ્યો. નાના સાહેબને અંગ્રેજોએ પેશ્વા કબુલ ન રાખવાથી તેણે બળવા વખતે ભારે કતલ ચલાવી, અને નેપાળમાં ન્હાસી ગયો. જ્યાં તે મરણ પામેલો ધારવામાં આવે છે. આ પ્રમાણે બાલાજી વિશ્વનાથના અથવા પેશ્વાના વંશનો છેડો આવ્યો.

**મરેઠી રાજ્યની પડતીનાં કારણો:**–૧ લું–પાણીપતની લડાઈથી મરેઠાઓનું જોર ઘણું નબળું પડી ગયુ, અને એ લડાઈ પછી મરેઠા લોકો માંહો માંહે લડવા તથા આપમતલબી થવા લાગ્યા. આનું પરિણામ એ થયું કે તેમનાં પાંચ સ્વતંત્ર રાજ્યો થયાં, અને તેઓએ જૂદી જૂદી જગ્યામાં પોતાની સત્તા સ્થાપી:–(૧) પેશ્વાની ગાદી પુનામાં, (૨) ભોંસલેની નાગપુરમાં, (૩) સિંધિયાની ગ્વાલિયરમાં, (૪) હોલ્કરની ઇંદોરમાં, અને (૫) ગાયકવાડની વડોદરામાં થઈ. ૨–નારાયણરાવના ખૂનને લીધે મરેઠા સરદારોમાંનો સંપ તૂટી ગયો. ૩–વસાઈની સંધિથી મરેઠી રાજ્યની સ્વતંત્રતાનો નાશ થયો. અને ૪–અંગ્રેજો સાથની.. લડાઈઓમાં તેમની સખ્ત હાર–આ કારણોથી મરેઠી રાજ્યની પડતી થઈ.

## પેશ્વાનાં નામ તથા સાલ.

૧—બાલાજી વિશ્વનાથ...૧૭૧૪—૧૭૨૦
૨—બાજીરાવ............૧૭૨૦—૧૭૪૦
૩—બાલાજી બાજીરાવ...૧૭૪૦—૧૭૬૧
૪—માધવરાવ..........૧૭૬૧—૧૭૭૨
૫—નારાયણરાવ........૧૭૭૨—૧૭૭૩ (રઘુનાથ ૧૭૭૩-૧૭૭૪)
૬—માધવરાવ નારાયણ...૧૭૭૪—૧૭૯૫
૭—બાજીરાવ ૨ જો....૧૭૯૫—૧૮૧૮

---

# પ્રકરણ ૬ ઠું.

## હિંદુસ્તાનમાં યુરોપીઅન લોકોનાં થાણાં.

### (૧) પોર્ટુગીઝ.

યુરોપ અને હિંદુસ્તાન વચ્ચેનો જળ માર્ગ શોધી કાઢ્યો તે પ્હેલાં ત્યાંનો વેપાર મધ્ય એશિયામાં થઇ જમીન રસ્તે ચાલતો હતો; ત્યાંથી અરબ વેપારીઓ જળ માર્ગે રાતા સમુદ્ર અને ઇરાની અખાતના બંદરો સુધી, અને વળી ત્યાંથી ભૂમધ્ય સમુદ્રને માર્ગે વેનિસ અને જિનોઆના લોકો આખા યુરોપમાં ચલાવતા હતા.

ઇ. સ. ની ૧૬ મી સદી સુધી આખા યુરોપમાં પોર્ટુગીઝ લોકોએ દરિયાનો વેપાર પોતાનાજ હાથમાં રાખ્યો હતો. તેઓએ મોટી મોટી સફરો કરીને આફ્રિકા મધેના મડીરાબેટ ઇ.સ. ૧૪૨૦ માં અને કેપવર્ડ બેટ ઇ.સ. ૧૪૬૦ માં શોધી કાઢ્યા; ત્યાર પછી આફ્રિકાની પ્રદક્ષિણા કરવાનો વિચાર કર્યો. ઈ. સ. ૧૪૮૭માં પોર્ટુગીઝ નાવિક સરદાર બાર્થોલો-

બાર્થોલોમોડિયાસ ૧૪૮૭.

મોડિયાસે આફ્રિકાના દક્ષિણ છેડા સુધી સફર કીધી; ત્યાં તેનાં વહાણોને તોફાન લાગવાથી તેણે તે ભૂશિરનું નામ "કેપ ઓફ સ્ટોર્મ્સ" (તોફાની ભૂશિર) પાડયું, પણ પોર્ટુગલના રાજા—બીજા જોને તેનું નામ "કેપ ઓફ ગુડ હોપ" એટલે સારી આશાની ભૂશિર રાખ્યું. ઇ. સ. ૧૪૯૭ માં પોર્ટુગલના રાજા ઇમાન્યુઅલે વાસ્કોડિગામાને બીજી સફરને માટે મોકલ્યો. તે

વાસ્કોડિગામા-૧૪૯૭.

"કેપ ઓફ ગુડ હોપ" વટાવી એકદમ હિંદી મહાસાગર ઓળંગી ૧૪૯૮ માં મલબાર કિનારે કાલિકટ બંદરે ઉતર્યો. આ બખતે દિલ્હીમાં સિકંદર-સુર રાજ કરતો હતો, અને કાલિકટમાં હિંદુ રાજા ઝામોરિન હતો.

ત્યાં ૭ મહિના રહ્યા કેડે તે પાછો પોર્ટુગલ ગયો.

ઈ. સ. ૧૫૦૦ ના વરસમાં કાબ્રાલ હિંદુસ્તાન ખાતે સફર કરવા નિકળ્યો. એટલાન્ટિક મહાસાગર પસાર કરતી વખતે એને તોફાન નડ્યું, જેથી એ પશ્ચિમ તરફ ઘસડાઈ ગયો. આનું પરિણામ એ નિપજ્યું કે એણે અમેરિકાનો રસાળ બ્રાઝિલ દેશ શોધી કાઢયો અને ત્યાંથી કાલિકટ આવ્યો. કાબ્રાલને ત્યાંના મૂર (અરબ) વેપારીઓ જોડે કજીઓ થયાથી એણે તેમનાં વહાણો બાળી નાંખ્યાં, અને પછી કોચિન હંકારી ગયો. અહિંયાં એને ત્યાંના રાજાએ સારો આવકાર દીધો. કાબ્રાલ ૧૫૦૧ માં પાછો સ્વદેશ ગયો. ઈ. સ. ૧૫૦૨ માં વાસ્કોડિગામા પાછો હિંદુસ્તાન ભણી આવ્યો અને કોચિન તથા કાનાનોરના રાજાઓ જોડે સંધિ કરી, કાલિકટના ઝામોરિન રાજા સામે લડયો, પણ તેમાં એનો જય થયો નહીં અને પાછો પોર્ટુગલ ગયો.

કાબ્રાલ-૧૫૦૦.

ઈ.સ. ૧૫૦૫ માં ફ્રાન્સિસ્કો આલ્મૈડા નામના સરદારને હિંદુસ્તાનમાં પહેલા સૂબા તરીકે મોકલ્યો તે પ્હેલાં ઝામોરિને ગુજરાતના અને બીજા રાજાઓની મદદથી પોર્ટુગીઝ લોકોને કોચિનમાંથી હાંકી કાઢવાને ત્રણ વાર કોશીશ કરી, પણ તેમાં તે ફતેહ પામ્યો નહીં. ઈ. સ. ૧૫૦૯ માં આલ્ફોન્સો આલ્બુકર્ક, બીજો સૂબો થઈ આવ્યો. કાલિકટ લેવાને કેટલાક પ્રયત્ન કર્યા પછી એણે ઈ. સ. ૧૫૧૦ માં ગોવા, જે આ વખતે બિજાપુરના રાજા ઈબ્રાહીમ આદિલશાહના હાથમાં હતું, તે જીતી લીધું ત્યાર પછી તેજ વરસમાં ઇરાની અખાતમાં ઓર્મઝબેટ અને ઇ. સ. ૧૫૧૧ માં મલાયા દ્વિપકલ્પ માં મલાક્કા જીતી લીધાં. એની જગ્યાએ બીજો સૂબો નિમાયાથી એ ઘણો દિલગીર થયો, અને ૧૫૧૫માં ગોવા આગળ મરણ પામ્યો. આ પ્રમાણે પોર્ટુગીઝ લોકે હિંદુસ્તાન અને આસપાસની જગ્યામાં પોતાના થાણાં ઘણાં જલદીથી વધાર્યાં પણ પાછળથી હરિફાઇને લીધે તેઓ ઘણાં ખરાં ખોઇ બેઠા હાલ તેમના હાથમાં ગોવા—મલબાર કિનારે, દિવ—કાઠીયાવાડની દક્ષિણે અને દમણ—મુંબઇની ઉત્તરે છે.

ફ્રાન્સિસ્કો આલ્મૈડા-૧૫૦૫.

આલ્ફોન્સો આલ્બુકર્ક-૧૫૦૯.

આલ્બુકર્ક મરણ પામ્યો-૧૫૧૫.

## (૨) ડચ અથવા વલંદા.

પોર્ટુગીઝ લોકો પછી વલંદા લોકો સત્તરમી સદીમાં વેપાર કરવાને આવ્યા. ઈ. સ. ૧૫૯૬ માં હોટમેન નામે એક હોલાંડનો રહેવાસી કેપ ઓફ ગુડ હોપને રસ્તેથી સુમાત્રા જઈ પહોંચ્યો. અને ત્યાં વેપાર કરવા લાગ્યો. થોડા વખતમાં ડચ લોકોએ પોર્ટુગીઝ લોકોને મસાલાના બેટમાંથી (ઈ. સ. ૧૬૧૦માં) હાંકી કાઢયા, અને

હોટમેન-૧૫૯૬.

જાવાની ઉત્તરે બેતેવિયા વસાવી ત્યાં પોતાની રાજધાની કરી. ઇ. સ. ૧૬૪૦માં મલાક્કામાંથી પણ પોર્ટુગીઝ લોકોને હાંકી કાઢયા અને પોતે ત્યાં એકલા વેપાર કરવા લાગ્યા; પણ આ વેપાર લાંબો વખત તેમના હાથમાં રહ્યો નહીં. આ વખતે અંગ્રેજો પણ વેપાર અર્થે આવ્યા હતા. વલંદાઓના મુખ્ય થાણાં નિગાપટમ, મદ્રાસની નૈરૂત્યે સાદ્રાસ, મદ્રાસની ઉત્તરે પુલિકટ, અને હુગલી નદી આગળ ચિન્સુરા હતાં, જે સઘળાં અંગ્રેજોએ પાછળથી લઇ લીધાં-૧૭૮૩.

**પોર્ટુગીઝ પાસેથી મલાક્કા જીતી લીધો, ૧૬૪૦.**

## (૩) અંગ્રેજો.

પોર્ટુગીઝ અને વલંદાઓની માફક અંગ્રેજો પણ સોળમી સદી અખવારતાં હિંદુસ્તાન ખાતે વેપાર કરવા આવ્યા. ઇ. સ. ૧૫૭૯માં સ્ટિવન્સ નામે એક સાહસિક અંગ્રેજ પહેલો હિંદુસ્તાન ખાતે આવ્યો હતો; અને પાંચ વરસ પછી ફ્રિચ ન્યુબેરી અને લીડસ હિંદુસ્તાનમાં વેપારી તરીકે રાણી ઇલીઝાબેથ પાસેથી એક પત્ર લઈ અકબર પાસે આવ્યા હતા. ઈ સ. ૧૬૦૦ ના વરસમાં અર્લ ઓફ કમરલેન્ડના ઉપરીપણાં નીચે વેપારીઓની એક મંડળી ઉભી થઇ, અને તેઓએ હિંદુસ્તાનમાં વેપાર કરવાને માટે રાણી ઇલીઝાબેથ પાસેથી પટો મેળવ્યો. એ મંડળીનું નામ 'ઇસ્ટ ઇંડીસમાં વેપાર કરનારી કમ્પની અને અધિકારી' હતું.

સ્ટિવન્સ ૧૫૭૯

વેપારીની મંડળી ૧૬૦૦.

ઇ. સ. ૧૬૧૬માં અંગ્રેજોએ પ્હેલાં જાવાની અંદર બેન્ડમમાં, અને પછી સુરત, કાલિકટ, અને મછલીપટણમાં ન્હાની ન્હાની કોઠીઓ ઘાલી. અંગ્રેજોના આ પરાક્રમોથી વલંદા લોકોને તેમની અદેખાઇ આવી અને ૧૬૨૩ માં મસાલાના બેટોમાંના આમ્બોયના નામે એક બેટમાં ૧૦ અંગ્રેજ, ૯ જાપાની અને ૧ પોર્ટુગીઝને દૂષભાવથી કાંઇ બ્હાનું કાઢી કતલ કર્યા. આ બનાવથી અંગ્રેજોના મન ઘણા ઉશ્કેરાયાં, અને તેઓએ આખરે જે સઘળા માર્યા ગયા તેમના વારસોને નુકસાનને પેટે આસરે ૪૬,૦૦૦રૂપિયા વલંદા પાસેથી અપાવ્યા.

આમ્બોયનામાં કતલ-૧૬૨૩.

ઇ. સ. ૧૬૩૯માં આર્માગામમાં†જે અંગ્રેજોની કોઠી હતી તે ત્યાંથી તેઓએ કાઢી નાંખી, અને ત્યાંના અધિકારી મી૰ ફ્રાન્સિસ ડેએ ચંદ્રગિરીના રાજા પાસેથી મદ્રાસપટમ ખરીદ કરી ત્યાં ફ્રોર્ટ સેન્ટ જ્યોર્જ બાંધ્યો અને મદ્રાસ વસાવ્યું.

ફ્રોર્ટ સેન્ટ જ્યોર્જ બાંધ્યો ૧૬૩૯.

ઈ. સ. ૧૬૬૨ માં પોર્ટુગલના રાજાએ પોતાની દીકરી કેથેરાઇનની પહેરામણીમાં ઇંગ્લાંડના બીજા ચાર્લસ રાજાને

બીજા ચાર્લસને મુંબઈ મળ્યું ૧૬૬૨.

† આર્માગામ—મદ્રાસની ઉત્તરે ૬૬ મૈલ દૂર.

મુંબઈ આપ્યું. ઇંગ્લાંડના આ રાજાએ આ બેટ ઈ. સ. ૧૬૬૮ માં "કમ્પની" ને વરસ દહાડે અમુક રકમ લેવાની બોલીએ પોતાનો હક્ક વેચ્યો.

કમ્પનીને મુંબઈ મળ્યું ૧૬૬૮.

ફોર્ટસેન્ટ ડેવિડ બાંધ્યો ૧૬૯૧.

ફોર્ટ સેન્ટ વિલિયમ બાંધ્યો ૧૭૦૦.

ઈ. સ. ૧૬૯૧ માં પોન્ડિચરીની દક્ષિણે ટેગનાપટમમાં જગ્યા ખરીદ કરી "કમ્પની"એ ફોર્ટસેન્ડ ડેવિડ, અને ૧૭૦૦ માં કલકત્તામાં ફોર્ટ વિલિયમ નામે કિલ્લા બાંધ્યા.

ઈ. સ. ૧૬૯૮ માં ઉભી થએલી વેપાર કરનાર બીજી કમ્પની જેને "હરીફ"કમ્પની કહેતા તે, અને ૧૬૦૦ માં ઉભી થએલી "ઈસ્ટ ઈન્ડિસમાં વેપાર કરનારી કમ્પની અને અધિકારી" આ બે કમ્પનીઓ ઈ.સ. ૧૭૦૯ માં જોડાઇ ગઇ, અને તેનું નામ "ધી યુનાઇટેડ ઈસ્ટ ઇન્ડિયા કમ્પની" રાખ્યું.

ધી યુનાઈટેડ ઇસ્ટ ઇન્ડિયા કમ્પની ૧૭૦૯.

## (૪) ફ્રેન્ચ.

ફ્રેન્ચ લોકે પણ હિંદુસ્તાનમાં વેપાર કરવાને ઇ. સ. ૧૬૦૪ માં એક કમ્પની સ્થાપી. આ પછી ઈ.સ. ૧૭૧૯ સુધીમાં એક પછી એક છ ફ્રેન્ચ કમ્પનીઓ થઇ. ફ્રેન્ચ લોકે પેહેલાં ૧૬૬૮ માં પોતાની કોઠી સુરતમાં અને પછી ૧૬૬૯ માં મછલીપટણમાં સ્થાપી. ૧૬૭૪માં બિજાપુરના રાજા રામરાજ પાસેથી થોડી જગ્યા લઇ ફ્રેન્ચ ગવર્નર માર્ટિને પોન્ડિચરી વસાવ્યું. ૧૬૮૮માં તેઓએ ઓરંગઝેબ પાસેથી ચંદ્રનગર લીધું અને ૧૭૨૫ માં પશ્ચિમ કિનારે માહી વસાવ્યું.

માર્ટિને પોન્ડિચરી વસાવ્યું-૧૬૭૪. ચંદ્રનગર ૧૬૮૮ મા, ને માહી૧૭૨૫ મા વસાવ્યા.

પોર્ટુગીઝ, ડચ અથવા વલંદા, અંગ્રેજ અને ફ્રેન્ચ શિવાય ડેન્માર્કના રહેવાસી ડેન લોકોએ પણ વેપારને અર્થે (૧૬૧૨—૧૬૭૦) હિંદુસ્તાનમાં કમ્પનીઓ ઉભી કરી હતી. એમનાં સંસ્થાનો કોરોમાંડલ કિનારાપર ટ્રંકિવબાર અને સેરામપુર હતાં, જે અંગ્રેજોએ ૧૮૪૫ માં તેમની કનેથી વેચાતાં લીધાં.

ડેન લોકોનાં થાણા-ટ્રંકિવબાર અને સેરામપુર.

સત્તરમી સદી અધવાસ્થાં હિંદુસ્તાનમાં ફ્રેન્ચ અને અંગ્રેજો વચ્ચે મોટી હરીફાઈ ચાલવા લાગી. બન્ને પ્રજાએ એક બીજાને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવાને ઉપાયો લીધા, અને લાંબો વખત સુધી કર્ણાટકમાં બે મોટી લડાઇઓ કરી, જેમાં આખરે અંગ્રેજોનો જય થયો. હાલ ફ્રેન્ચ લોકના તાબામાં પોન્ડિચરી અને કારિકલ (કોરોમાંડલ કિનારાપર), માહી (મલબાર કિનારે), ચંદ્રનગર (હુગ્લી નદીપર), અને યાનાઉન (ઓરિસ્સા આગળ) છે.

# પ્રકરણ ૭ મું.

## બાબ ૧ લો.

## * કર્ણાટકમાં પ્હેલો વિગ્રહ ૧૭૪૪—૧૭૫૪.

**વિગ્રહનું કારણઃ**—પોંન્ડિચરીનો ફ્રેન્ચ ગવર્નર ડુપ્લી અંગ્રેજોના થાણાં ઉપર હુમલો કરી તેમને હિંદુસ્તાનની બાહેર હાંકી કાઢવાની તક જોયા કરતો હતો, તેથી જ્યારે યુરોપમાં ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે "ઓસ્ટ્રિયન સક્સેશન" (આસ્ટ્રિઆની ગાદી માટે)ની લડાઇ સળગી, ત્યારે આ તક જોઇ ડુપ્લીએ ઈ. સ. ૧૭૪૬ માં બુરબોન અને મોરિશિયસના હાકેમ લાબો-ર્ડોનેની સરદારી નીચે એક મોટું નૌકાસૈન્ય અંગ્રેજો સામું મોકલ્યું.

**ફોર્ટ સેન્ટ જ્યોર્જ જીતી લીધો-૧૭૪૬.**

લાબોર્ડોનેએ અંગ્રેજોના ફોર્ટ સેન્ટ જયોર્જ ઉપર હલ્લો કર્યો અને તે ૧૭૪૬માં લઇ લીધો; પણ તેણે ચાર લાખ રૂપિયા લઇને તે પાછો આપ્યો, અને મોરિશિયસ પાછો ગયો. ડુપ્લી આથી ચીડાઇ ગયો અને તે આપવા ના કહી. લાબોર્ડોને મોરિશિય-સથી ફ્રાન્સ ગયો, ત્યારે તેને આ કામને માટે ત્રણ વરસ અંધીખાને રહેવું પડયું, અને ત્યાંથી છૂટ્યા પછી તે ૧૭૫૩ માં મરણ પામ્યો.

**ફોર્ટ સેન્ટ ડેવિડ ઉપર હુમલો ૧૭૪૬.**

**એક્સ-લા-શાપેલનું તહનામું ૧૭૪૮.**

ઈ. સ. ૧૭૪૬માં ડુપ્લીએ ફોર્ટ સેન્ટ ડેવિડ ઉપર હુમલો કર્યો, પણ તેમાં તે ફતેહ પામ્યો નહીં, અને ૧૭૪૮માં ઈંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે "એકસ-લા-શાપેલ"નું તહનામું થયું તેથી તેમની વચ્ચે દુશ્મનાઇ થોડોવાર બંધ પડી.

**અંગ્રેજોને દેવિકોટ મળ્યું ૧૭૪૮.**

ઈ. સ. ૧૭૪૮માં શિવાજીના ભાઇ વેન્કાજીનો વંશજ તંજોરનો રાજા શાહુજી, જેને એના ભાઇ પ્રતાપસિંહે ગાદીએથી ઉઠાડી મુકયો હતો, તેણે ગાદી મેળવવાને અંગ્રેજોની મદદ માગી. આ કામને માટે અંગ્રેજોને દેવિકોટ ‡મળ્યું; પણ રૈયત શાહુજીને ચહાતી ન હતી તે માટે અંગ્રેજોએ પ્રતાપસિંહને રાજા કબુલ કર્યો.

**હૈદ્રાબાદ અને આર્કટની ગાદી માટે વઢવાઢ-૧૭૫૦.**

દક્ષિણનો સૂબો નિઝામ ઉલમુલ્ક સ્વતંત્રપણે રાજ્ય કરી ૧૦૪ વરસની વયે ૧૭૪૮માં મરણ પામ્યો. તેના વડા દીકરાએ રાજ્યગાદી લીધી નહી, પણ પોતાના દીકરા મુજફ્ફરજંગને આપી. આ ઉપરથી નિઝામ ઉલમુલ્કનો બીજો દીકરો નાઝિરજંગ તેની સામો થયો. ઈ. સ. ૧૭૫૦. એજ વરસમાં

---

*કેટલાક ઈતિહાસ કર્ત્તાઓએ આ લડાઈના બે ભાગ કર્યા છે—પેહેલી ૧૭૪૪થી ૧૭૪૮ સુધી અને બીજી ૧૭૪૯થી ૧૭૫૪ સુધી; આ પ્રમાણે તેઓ કર્ણાટકમાં ત્રણ લડાઈઓ ગણેછે. ‡દેવિકોટ-પોન્ડિચરીની દક્ષિણે ૩૭ મૈલપર.

કર્ણાટકની રાજધાની આર્કટમાં* પણ ગાદી બાબત લડાઇ સળગી. આર્કટની ગાદી માટેના હરીફો અનવારૂદ્દીન અને ચંદાસાહેબ હતા. નાઝિરજંગ અને અનવારૂદ્દીને પોતાનાં લશ્કર ભેગાં કર્યાં, અને મુજફ્ફરજંગ અને ચંદાસાહેબ, જેમને દુપ્લેની મદદ હતી, તેમની સામે લડયા.

અમ્બુરની લડાઈ (બીજી) ૧૭૫૦.

અનવારૂદ્દીન અમ્બુરની×લડાઇમાં માર્યો ગયો, અને તેનો દીકરો મહમદઅલ્લી ત્રિચિનાપોલી ન્હાસી ગયો. નાઝિરજંગ પણ પોતાની છાવણીમાં પોતાનાજ સિપાઇઓને હાથે માર્યો ગયો, તેથી હવે વગર હરકતે મુજફ્ફરજંગ હૈદ્રાબાદનો અને ચંદાસાહેબ કર્ણાટકનો નવાબ થયો. મુજફ્ફરજંગ પણ થોડા દિવસમાં માર્યો ગયો, તેથી નાઝિરનો ભાઇ સલાબતજંગ ગાદીએ બેઠો, ૧૭૫૧. આ ફતેહથી ફુલાઈ જઇને દુપ્લેએ એક સ્તંભ

દુપ્લેફતેહઆબાદ-૧૭૫૧.

ઉભો કર્યો અને ત્યાંની જગ્યાનું નામ "દુપ્લે ફતેહઆબાદ" આપ્યું. ચંદાસાહેબે અનવારૂદ્દીનનો દીકરો મહમદઅલ્લી, જે ત્રિચિનાપોલી ન્હાસી ગયો હતો, તેની ઉપર ફ્રેન્ચ લોકોની મદદ લઇ હવે ચઢાઇ કરી. અંગ્રેજો મહમદઅલ્લીના મળતીઆ હતા, પણ આ બન્નેનાં લશ્કર સામે તેઓ લડી શકે એવું હતું નહીં, કારણ કે ફ્રેન્ચ લોકો આ વખતે ઘણા પ્રબળ ગણાતા હતા. જ્યારે ફ્રેન્ચ અને ચંદાસાહેબે ત્રિચિનાપોલી પર ઘેરો ઘાલ્યો, ત્યારે કલાઇવ, જે હિંદુસ્તાનમાં ગુમાસ્તાની નોકરી કરવા ઇંગ્લાંડથી આવ્યો હતો, તેણે મદ્રાસના હાકિમ મિ૦ સોન્ડર્સને એવું કહ્યું કે જો આપણે આ બન્ને મોટાં લશ્કર સામે લડવા કરતાં ચંદાસાહેબ જે પોતાનું લગભગ સઘળું લશ્કર લેઇ લડવા આવ્યો છે તેની રાજધાની આર્કટપર હુમલો કરીએ, તો તે તુરત ત્રિચિનાપોલીમાંથી નિકળી પોતાના રાજ્યનો બચાવ કરવા દોડી આવશે. આ વાત તે હાકેમે પસંદ કીધી, અને કલાઇવનેજ ફક્ત ૨૦૦ યુરોપીઅન અને ૩૦૦ દેશી સિપાઇઓ આપી આર્કટપર મોકલ્યો. એણે ત્યાં જઇ પહોંચતાંજ આર્કટ લઇ લીધું. આ ખબર સાંભળીને ચંદાસાહેબે પોતાના દીકરા રાજા સાહેબને દશ હજાર માણસનું લશ્કર આપી મોકલ્યો. કલાઇવે આવાંમોટાં લશ્કર સામે સાત અઠવાડિયાં સુધી ટકાવ કર્યો.

આર્નિની લડાઇ-૧૭૫૧.

અને મરેઠા સરદાર મોરારીરાવની મદદ મળતાંજ તેણે રાજાસાહેબને ૧૭૫૧માં આર્નિ†આગળ અને ૧૭૫૨માં કાવેરીપાક‡ આગળ હરાવ્યો; પાછા ફરતાં કલાઇવે કંજીવરમ¶ જીતી

*આર્કટ-મદ્રાસની પશ્ચિમે, ૬૫ મૈલ દૂર. ×અમ્બુર-આર્કટની ઉત્તરે ૫૦ મૈલ દૂર. †આર્નિ-મદ્રાસની નૈઋત્યકોણે ૭૪ મૈલ દૂર. ‡કાવેરીપાક-ત્રિચિનાપોલી આગળ. ¶કંજીવરમ-મદ્રાસથી ૫૦ મૈલ દૂર.

લીધું અને ડુપ્લીનો બંધાવેલો "ડુપ્લી ફતેહઆબાદ"નો સ્તંભ તોડી નાખી ફ્રેન્ચ લોકોનું અપમાન કર્યું.

મેજર લોરેન્સ ૧૭૫૨માં એક મોટું લશ્કર લઇ હિંદુસ્તાન આવ્યો; તેણે કલાઇવ સાથે મળી જઈ ત્રિચિનાપોલીપર હુમલો કર્યો. વળી મહમદઅલીની મદદે તંજોરનો રાજા પ્રતાપસિંહ, મ્હૈસૂરના રાજ્યનો સરદાર નંદીરાજ, અને મરાઠા સરદાર મોરારીરાવ પણ આવ્યા હતા. આવું મોટું લશ્કર જોઇ ફ્રેન્ચ લોકો ત્રિચિનાપોલીમાંથી ન્હાસી ગયા, અને શ્રીરંગામના $ કિલ્લામાં ભરાયા; પણ થોડાં અઠવાડિયામાં તેમને તાબે થવાની ફરજ પડી,

ચંદા સાહેબને મારી નાંખ્યો ૧૭૫૨.

કલાઈવે કોવેલોંગ અને ચિંગલપટ જીત્યા ૧૭૫૩.

૧૭૫૨. ચંદા સાહેબને તેના લશ્કરે તજી દીધો, તેથી તે તંજોરના લશ્કરના સરદારને શરણ થયો, જેણે તેને મારી નાંખ્યો (૧૭૫૨) અને તેનું માથું મહમદઅલી આગળ મોકલાવ્યું. એજ વરસમાં ‡બાહુર આગળ એક યુદ્ધ થયું તેમાં લોરેન્સે ફ્રેન્ચ લોકોને હરાવ્યા, અને કલાઇવે ૧૭૫૩માં કોવેલોંગ* અને ચિંગલપટ* નામના બે કિલ્લા જીતી લીધા અને પોતે વિલાયત ગયો.

ઈંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે આ વખતે સલાહ હોવા છતાં ડુપ્લી

અંગ્રેજો સામે

ડુપ્લી મરણ પામ્યો ૧૭૬૪.

ગોધ્યુ ૧૭૫૫.

કાવત્રાં કરતો માલમ પડયો. તેથી ફ્રેન્ચ સરકારે ૧૭૫૪માં એને પાછો બોલાવી લીધો, અને એની જગ્યાએ ગોધ્યુને નિમ્યો. હિંદુસ્તાનમાં ફ્રેન્ચ સત્તાનો અટકાવ થયાથી ડુપ્લીની ફ્રાન્સમાં ઘણી ગેર આબરૂ થઈ, અને તે ઈ. સ. ૧૭૬૪માં ઘણી ગરીબ હાલતમાં પેરિસ ખાતે મરણ પામ્યો. ગોધ્યુએ ૧૭૫૫માં અંગ્રેજો સાથે સંધિ કરી જે અંગ્રેજોને લાભકારી હતી.

## બાબ ૨ જો.

## બંગાળામાં પ્હેલો વિગ્રહ ૧૭૫૬–૧૭૫૭.

ઔરંગજેબના મરણ પછી બંગાળાના સૂબા મુર્શીદ કુલીખાં અથવા જાફરખાંએ સ્વતંત્રપણે ત્યાં રાજ્ય કર્યું. એના મરણ પછી એનો પુત્ર સુજાખાં ૧૭૨૫માં ગાદીએ બેઠો અને સારી રીતે રાજ્ય ચલાવી ૧૭૪૦માં મરણ

સુરાજદૌલા નવાબ થયો ૧૭૫૬.

પામ્યો. એના પછી એના પુત્રના હાથમાંથી સુજાખાંના ભાઈ અલિવર્દીખાંએ એજ વરસમાં ગાદી છિનવી લીધી. એ ઘણો પ્રબળ નવાબ હતો. એના મરણ પછી ૧૭૫૬માં એનો

---

$ શ્રીરંગામ-ત્રિચિનાપોલીની પાસે ‡બાહુર-પોન્ડિચરીની પાસે. *કોવેલોંગ અને ચિંગલપટ-મદ્રાસની દક્ષિણે ૨૧ મેલ દૂર, સમુદ્રને કાંઠે.

પૌત્ર સુરાજાદ્દૌલા ૧૮ વરસની વયે બંગાળા, બહાર અને ઓરિસ્સાનો નવાબ થઇ ગાદીએ બેઠો.

**વિગ્રહના કારણ:**—૧—સુરાજાદ્દૌલા અંગ્રેજોને ઘણો ધિક્કારતો હતો. ૨—એના રાજ્યમાંથી એક શ્રીમંત હીંદુ શાહુકાર એના જુલમને લીધે પોતાનો જીવ તથા દોલત બચાવવાને કલકત્તે ન્હાસી ગયો, ત્યારે એણે અંગ્રેજો પાસેથી તેને માંગ્યો; પણ જ્યારે તેઓએ તેને સ્વાધીન કરવા ના કહી, ત્યારે એની રાજધાની મુર્શીદાબાદની પાસે કાસીમબજારમાં અંગ્રેજોની જે કોઠી હતી તે એણે લૂટી, અને એક મોટાં લશ્કર સહીત કલકત્તાપર ચઢી આવ્યો.

કાસીમબજાર લૂટ્યું-૧૭૫૬.

અંગ્રેજોએ આવાં મોટાં લશ્કર સામે લડવાની કંઇપણ તૈયારી કરી ન હતી, તોપણ ચાર દિવસ સુધી સામા થયા પછી તેમાંના ઘણાક વહાણોપર ન્હાસી ગયા. માત્ર ૧૪૬ માણસ હોલવેલ નામના સરદારના હાથ નીચે સામે થવા ફોર્ટ વિલિયમમાં રહ્યા; તેઓને પણ તુરત તાબે થવાની જરૂર પડી.

**૧૭૫૬—"બ્લેક હોલ" અથવા અંધારી કોટડી:**—આ ૧૪૬ માણસોને સુરાજાદ્દૌલાએ પકડી એક અંધારી કોટડીમાં રાતે ઘોંથી ઘાલ્યા. તે કોટડી માત્ર ૧૮ ચોરસ ફીટ હતી, અને તે ફોર્ટ વિલિયમનું એક સાધારણ કેદખાનું હતું. સવારે જ્યારે તે કેદખાનાનું બારણું ઉઘાડ્યું, ત્યારે માત્ર ૨૩ જણ જીવતા દેખાયા; બાકીના ખરાબ હવાથી, ગરમીથી તેમજ પાણી ન મળવાથી મરણ પામ્યા. આ સમાચાર જેવા મદ્રાસમાં પહોંચ્યા કે તરતજ અંગ્રેજોએ સુરાજાદ્દૌલા સામે લડવાની તૈયારી કરી. આ વખતે કલાઇવ પણ એડમિરલ વોટસનની આરમાર સહિત ઇંગ્લાંડથી આવ્યો હતો, ૧૭૫૬. એણે આવતાંને વાર પશ્ચિમ કિનારા ઉપરના તુલાજી આંગરિયા નામે મરેઠા ચાંચિયાનો ઘેરિયાગઢ જીતી લીધો, અને અંધારી કોટડીનું વેર લેવા ગયો.

"બ્લેક હોલ" અથવા અંધારી કોટડી-૧૭૫૬.

તુલાજી આંગરિયાનો ઘેરિયા ગઢ જીત્યો-૧૭૫૬.

કલાઇવે ૧૭૫૭માં હુગલી કિલ્લો, અને પછી તુરત કલકત્તા પાછાં જીતી લઇ સુરાજાદ્દૌલાને સલાહ કરવાને જરૂર પાડી. એજ વરસમાં કલાઇવે કલકત્તાની ઉત્તરે ફ્રેન્ચ લોકોનું થાણું ચંદ્રનગર હતું તે પણ જીતી લીધું.

કલાઇવે ચંદ્રનગર જીતી લીધું-૧૭૫૭.

સુરાજાદ્દૌલા ઉપલી હારોથી ઘણું અપમાન થયલું સમજીને છુપી રીતે મોટું લશ્કર ભેગું કરવા લાગ્યો અને ફ્રેન્ચ લોકોને પોતાની તરફ લેવાને ઘણીક કોશીશ કરી. કલાઇવે આ વાત સાંભળી ત્યારે પોતે પણ છુપી

સેનાપતિ મિર જાફર અને ખજાનચી રાયદુર્લભ.

તૈયારી કરી, અને સુરાજાદ્દૌલાના લશ્કરના સેનાપતિ મિરજાફરને નવાબની ગાદીએ બેસાડવાની કબુલાતથી, તેમજ તેના ખજાનચી રાયદુર્લભને પૈસાની મોટી આશા આપી પોતાના પક્ષમાં લીધા. આ કામ પાર ઉતારવામાં અમિચંદ નામનો

એક હિંદુ વચ્ચે પડયો હતો. જ્યારે લડાઇની સઘળી તૈયારી પૂરી થઇ ત્યારે છેલ્લી ઘડીએ અમિચંદ બ્હાર આવ્યો, અને કલાઇવને કહ્યું કે, જો મારી

કલાઈવે અમિચંદને છેતર્યો.

મહેનતને માટે મને ૩૦ લાખ રૂપિયા નહીં આપશો તો હું આ સઘળી વાત નવાબને કહી દઇશ. આથી કલાઇવે લુચ્ચાઇ કરી પોતાને હાથે એડમિરલ વોટસનની સહી કરીને એક બીજો દસ્તાવેજ અમિચંદને આપી તુરતવેળા તેને શાંત પાડયો.

કલાઇવે પછી સુરાજાદ્દૌલાપર ફ્રેન્ચ લોક સાથે ખટપટ કરવાનો, અને તરતની થયલી સલાહ તોડવાનો વાંક કાઢી નુકશાનીનો બદલો માગવા એક કાગળ લખ્યો. આથી નવાબ એકદમ પોતાનાં સઘળાં લશ્કર સહિત લડવા બાહેર નિકળી આવ્યો. ઈ. સ. ૧૭૫૭માં પ્લાસીના*મેદાનમાં

પ્લાસીની લડાઈ-૧૭૫૭.

બન્ને લશ્કરો સામસામાં થયાં. કલાઇવ મિરજાફરનાં લશ્કરની મદદને માટે રાહ જોતો બેઠો, પણ જ્યારે તે નહીં આવ્યું ત્યારે પોતેજ પોતાનાં લશ્કર સાથે સુરાજાદ્દૌલાના લશ્કર સામે કૂચ

સુરાજાદ્દૌલાને મારી નાંખ્યો-૧૭૫૭.

કરી. થોડા વખતમાં સુરાજાદ્દૌલાનું લશ્કર હારી જઈ ન્હાસી ગયું અને નવાબ પોતે ન્હાસી જતાં પકડાયો અને મિરજાફરના દીકરા મિરાનએ મારી નંખાવ્યો, ૧૭૫૭.

મિરજાફરે જોકે લડાઇમાં મદદ કરી નહતી, તોપણ કલાઇવે તેને સુરાજાદ્દૌલાને ઠેકાણે બંગાળા, બહાર અને ઓરિસ્સાનો નવાબ કબુલ કર્યો. સુરાજાદ્દૌલાનો ભંડાર જે પુષ્કળ હતો, તે કરાર પ્રમાણે સઘળાઓએ વહેંચી લીધો; લશ્કરી અમલદારો તથા સિપાઇઓને પણ સારી બક્ષિસ મળી. કલાઇવનો એકલાનો હિસ્સો આસરે ૩ લાખ રૂપિયાનો હતો. કમ્પનીને નુકશાનને પેટે મિરજાફરે ૧ કરોડ રૂપિયા, તેમજ કલકત્તાની આસપાસનો દેશ જે હાલ ચોવીસ પ્રગણાને નામે ઓળખાય છે, તે આપ્યા.

અમિચંદને કાંઇ મલ્યું નહીં તેથી તે મૂર્છાગત થયો અને ઘેલાપણામાં મરણ પામ્યો.

કલાઇવ બંગાળાનો ગવર્નર ૧૭૫૮.

કલાઇવ ૧૭૫૮ માં બંગાળાનો પ્હેલો ગવર્નર નિમાયો, અને ૧૭૬૦ સુધી નોકરીપર રહી એણે કમ્પનીની સારી સેવા બજાવી.

---

*પ્લાસી-કલકત્તાની ઉત્તરે ૭૦ મૈલ અને મુર્શીદાબાદની દક્ષિણે ૩૦ મૈલપર.

## બાબ ૩ જો.

## કર્ણાટકમાં બીજો વિગ્રહ ૧૭૫૬—૧૭૬૧.

**વિગ્રહનું કારણ:—**ઇ. સ. ૧૭૫૬માં ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે "**ધી સેવન ઇયર્સ ઉવૉર**" નામની લડાઇ સળગી, ત્યારે હિંદુસ્તાનમાં પણ આ બે હરીફ પ્રજાઓ વચ્ચે લડાઇ ચાલી.

લાલીએ ફોર્ટ સેન્ટ ડેવિડ તોડી નાખ્યો -૧૭૫૮.

ઇ. સ. ૧૭૫૮માં ફ્રેન્ચ સેનાપતિ **લાલી** ફ્રાન્સથી એક મોટું લશ્કર લઇ **પોન્ડિચરી** આવ્યો, અને **ફોર્ટ સેન્ટ ડેવિડ** ઉપર હુમલો કરી તેના કોટ કિલ્લા તોડી નાખ્યાં. આ પછી તરત તેણે દક્ષિણમાંથી **બુસ્સિ**ને પોતાની મદદે બોલાવીને **ફોર્ટ સેન્ટ જ્યોર્જ** ઉપર હલ્લો કર્યો, પણ એ બન્ને સરદારોમાં કુસંપ હોવાથી, તેમને માર ખાઇ પાછું **પોન્ડિચરી** ફરવું પડયું. આ કિલ્લાનો બચાવ કરનાર **લોરેન્સ** અને **કેલિયરડ** સરદારો હતા.

કન્ડોરની લડાઇ-૧૭૫૯.

૧૭૫૯ માંજ્યારે **બુસ્સિ**ને **લાલી**એ ઉત્તર સરકારથી બોલાવ્યો ત્યારે કલાઇવે કર્નલ **ફોર્ડ**ને ત્યાં મોકલ્યો, જ્યાં તેને ફ્રેન્ચ લોકોને કન્ડોર આગળ હરાવ્યા અને **મછલીપટમ** લઇ લીધું.

વાંડીવાશની લડાઇ-૧૭૫૯.

એજ વરસમાં અંગ્રેજ સરદાર **સર આયર કૂટ** ઇંગ્લાંડથી એક મોટું લશ્કર લઇ આવ્યો અને એણે **વાંડીવાશની** * મોટી લડાઇમાં ફ્રેન્ચ સરદારો **લાલી** અને **બુસ્સિ**ને સજ્જડ હાર ખવડાવી અને **બુસ્સિ** કેદ પકડાયો. આ વખતથી ફ્રેન્ચ સત્તા હિંદુસ્તાનમાંથી જતી રહી. કર્નલ કૂટે ત્યાર પછી **૧૭૬૧**માં

અંગ્રેજોએ પોન્ડિચરી જીતી લીધું-૧૭૬૧.

**પોન્ડિચરી** ઉપર હુમલો કર્યો, અને ફ્રેન્ચ લોકોને ત્યાં હરાવી તેના કોટ કિલ્લા તોડી નાંખ્યા. વળી **થિયાગઢ**+ અને **ગિંજી**† નામના બીજા બે **ડુંગરી** કિલ્લા પણ અંગ્રેજોએ હાથ કરી લીધા, તેથી ફ્રેંચ લોકોનું હિંદુસ્તાનમાં એકે લશ્કરી થાણું રહ્યું નહીં, અને તેમની ઈસ્ટ ઇંડિયા કમ્પની પણ ૧૭૬૯માં ભાંગી પડી.

લાલીને ફાંસી દીધી-૧૭૬૭.

ઇ. સ. ૧૭૬૬ માં **લાલી** ફ્રાન્સ પાછો ગયો; એના વખતમાં ફ્રેન્ચ સત્તા હિંદુસ્તાનમાંથી તદન જતી રહી તેથી એને ગેરવાજબી રીતે ફાંસી દીધી, ૧૭૬૭.

---

* વાંડીવાશ-મદ્રાસની નૈઋત્યે ૭૦ મૈલ પર.
+ થિયાગઢ અને † ગિંજી પોન્ડિચરીની વાયવ્ય કોણે ૩૫ મૈલ પર.

## બાબ ૪ થો.

## બંગાળામાં બીજો વિગ્રહ ૧૭૫૯—૧૭૬૭.

શાહઆલમ જે દિલ્હીના બાદશાહ આલમગીર બીજાનો દીકરો હતો તેણે બંગાળાપર દાવો કર્યો, અને અયોધ્યાના સૂબા સુજાઉદ્દોલા સાથે મળી જઇ મિરજાફર સામે એક મોટું લસ્કર લઇ ગયો, અને પટણાને ઘેરો ઘાલ્યો. રામનારાયણ નામના એક હિંદુ સૂબેદારે તેનો બહાદુરાથી બચાવ કર્યો; અને કલાઇવ પોતે પટણાના બચાવને માટે આવે છે એવું સાંભળતાંજ તેઓ નાસી ગયા. મિરજાફરે આથી ખુશી થઇને કલાઇવને અમીર-ઉલ-ઉમરાવનો ખેતાબ આપ્યો, અને કલકત્તાની આસપાસની જગ્યાનું ભાડું, વરસના ત્રણ લાખ રૂપિયા, જે કમ્પની પાસેથી તેને મળતું હતું, તે તેણે તેને આપી દીધું. મિરજાફર અંગ્રેજોની માંગણીથી, તેમજ તેમની સત્તાથી કાયર થઇ ગયો, તેથી તેણે તેમના હાથમાંથી છુટવાને ૧૭૫૯ માં છુપી રીતે ડચ લોકોની મદદ માંગી.

ડચ.

ચિન્સુરાના* ડચ લોકે બેતેવિયામાં એ વિષે લખાણ કર્યું, અને કલકત્તાપર હુમલો કરવાને એક લસ્કર તૈયાર કર્યું; પણ આ વાતની ખબર મળતાંજ કલાઇવે અને કર્નલ ફોર્ડે તેમને હરાવી ચિન્સુરાને ઘેરો ઘાલ્યો. આથી ડચ લોકે માફી માંગી અને લડાઇનો ખરચ આપી અંગ્રેજો સાથે સંધિ કરી.

ચિન્સુરાની લડાઈ-૧૭૫૯.

એક વરસ પછી (૧૭૬૦) કલાઇવ પાછો ઇંગ્લાંડ ગયો, જ્યાં તેને રાજા તેમજ પ્રજા તરફથી બહુ માન મળ્યું, અને તેને અમીરની પદ્દી પણ મળી. એની જગ્યાએ કામ ચલાવવા વાન્સિટાર્ટ નિમાયો. એનામાં કલાઇવ જેવી અમલ ચલાવવાની શક્તિ હતી નહીં, તેથી બંગાળા ઘણી માઠી હાલતમાં આવી પડ્યું:—બંગાળાની માઠી હાલતના કારણો:—

૧—મિરજાફર ઘણો ઉડાઉ ખરચ કરવાથી પૈસાની તંગીમાં આવી પડ્યો, અને એનો દીકરો મિરાન ૧૭૬૦ માં વિજળી પડવાથી મરણ પામ્યો, તેથી એ વધારે નિરાશ થયો.

૨—મિરજાફરે પોતાના જમાઇ મિરકાસિમને કમ્પનીના લેણદેણનો બંદોબસ્ત કરવા કલકત્તે મોકલ્યો, ત્યારે તેની હોંશિયારી જોઇ વાન્સિટાર્ટે મિરજાફરને કલકત્તે તેડી જઇ તેની જગ્યાએ તેને નવાબ બનાવ્યો. એ પણ મિરજાફરની માફક અંગ્રેજોની ફરી ફરીની પૈસાની માગણીથી કાયર થઇ તેમનો શત્રુ થયો.

મિરકાસિમ.

---

* ચિન્સુરા—હુગલી નદી આગળ.

૩—મિરકાસિમે ગાદીએ બેસતાંજ પટણાના સૂબા રામનારાયણ પર બળજોરીથી લોકો પાસેથી પૈસા લેવાનું તહોમત મૂકી તેને મારી નાંખ્યો. આ કામની વચ્ચે અંગ્રેજો પડયા નહીં તેથી દેશીઓ ઘણા ગુસ્સે થયા.

૪—મેજર **મન્રો** ના હાથ નીચેના સિપાઇઓએ ૧૭૬૪ માં બંડ ઉઠાવ્યું અને વધારે પગાર માંગ્યો; પણ **મન્રો** સરદાર દૃઢ રહ્યા, અને જ્યારે તેમનામાંના ૨૦ જણને તોપને મોહડે ઉડાડી દીધા, ત્યારે તેઓ શાંત થયા.

મિદનાપુર, બર્દવાન અને ચિતેગાગ કમ્પનીને આપ્યાં.

**મિરકાસિમ** પોતાનું રાજ્ય પ્હેલાં ઘણી સારી રીતે ચલાવવા લાગ્યો. ગાદીએ બેસવાની ખુશાલીમાં એણે અંગ્રેજોને છુપી બક્ષિસો ઉપરાંત કમ્પનીને **મિદનાપુર***, **બર્દવાન**,× અને **ચિતેગાંગ**‡ આપ્યાં. **શાહઆલમ** અને **સુજાદૌલા** પાછા **બહારપ્રાંત** પર ચઢી આવ્યા પણ તેમને કુર્નાક સરદારે હરાવ્યા. પાછળથી અંગ્રેજોના સમજાવ્યાથી તેઓ પટણા ગયા, જ્યાં **મિરકાસિમે** **શાહઆલમને** વરસ દહાડે ૨૪ લાખ રૂપિયા આપવા કહ્યા ત્યારે તે પાદશાહે તેને **બંગાળા**, **બહાર** અને **ઓરિસ્સાનો** નવાબ કબુલ કર્યો.

**વિગ્રહનું કારણ:**—થોડા વખતમાં અંગ્રેજો અને **મિરકાસિમ** વચ્ચે પણ જકાત વિષે બિગાડ થયો. નવાબના **અમલદારોએ** અંગ્રેજી માલના વહાણો અટકાવ્યાં, તેથી મી૦ **એલિસ** અને બીજા અમલદારોએ **પટણા** લઇ લીધું; પણ **મિરકાસિમના** લશ્કરે તે પાછું જીતી લીધું, અને ત્યાંના સઘળા અંગ્રેજોને કેદ કર્યા. આથી કલકત્તાની કોંન્સિલે **મિરકાસિમને** ગાદીએથી ઉઠાડીને ઘરડા **મિરજાફરને** પાછો નવાબ બનાવ્યો; પણ આથી નવાબ કાંઇ અટકયો નહીં.

ઘેરિયાની લડાઇ—૧૭૬૩. અંગ્રેજોએ મોંગિરજીતીલીધું ૧૭૬૩. પટણામાં કતલ૧૭૬૩. પટણાની પેહેલી લડાઇ૧૭૬૩. પટણાની બીજી, બક્ષારઅને કાલ્પીની લડાઈઓ૧૭૬૪.

અંગ્રેજ અને **મિરકાસિમ** વચ્ચે કેટલીક ન્હાની ન્હાની લડાઇઓ થયા પછી ઘેરિયા$આગળ એક મોટી લડાઇ ૧૭૬૩માં થઇ,જેમાં **મિરકાસિમ** હારી ગયો, અને **અંગ્રેજોએ** **મોંગિર**¶ લઇ લીધું. આ હારથી ગુસ્સે થઇને **મિરકાસિમે** પટણાના સઘળા અંગ્રેજોને કતલ કરવાનો હુકમ કીધો. આ નિર્દય કામ **વોલ્ટર**, **રેન્હાર્ટ**, **સોમર્સ** અથવા **સમરૂ** નામથી ઓળખાતા એક **જર્મને** કર્યું: એમાં ૪૮અંગ્રેજો(જેમાં મી૦એલિસ પણ હતો)અને ૧૦૦ સિપાઇઓને ગોળીથી મારી નાંખ્યા,૧૭૬૩. અંગ્રેજોએ આથી ન ડરતાં પટણા ઉપર હુમલો કરી૧૭૬૩ માં તે પાછું જીતી લીધું, તેથી **મિરકાસિમ** **અયોધ્યા** **સુજાદૌલાની** છાવણીમાં ન્હાસી ગયો. આ વખતે **સુજાદૌલાની**

---

* કલકત્તાની પશ્ચિમે. × હુગલી નદીની ઉત્તરે. ‡ બંગાળા ઉપસાગરના ઈશાન કોણમાં કિનારાપર $ ઘેરિયા ગોવાની ઉત્તરે આશરે ૮૨ માઈલપર. ¶ મોંગિર—ગંગા નદીના કિનારાપર.

છાવણીમાં **શાહઆલમ** પણ હતો. એક મોટું લશ્કર લઇને **સુજાદૌલા** અને **મિરકાસિમે** **પટણા**પર પાછો હુમલો કર્યો, પણ મેજર કર્નાકે તેમને હરાવ્યા, ૧૭૬૪. પછી તેજ વરસમાં **સોન** નદીપર બક્ષાર*આગળ મેજર **મન્રો**એ તેમને પાછા હરાવ્યા; આથી **શાહઆલમ** અંગ્રેજો સાથે હવે મળી ગયો. સુજાદૌલા **દિલ્હી** ન્હાસી ગયો અને મરેઠાઓની મદદ માગી, પણ કર્નાકે **અલાહબાદ** જીતી લઇ તેને [કોરા] **કાલ્પી**+ આગળ પાછો હરાવ્યો, ત્યારે તે પણ અંગ્રેજોને શરણ થયો, ૧૭૬૪.

## પ્રકરણ ૮ મું.

### હિંદુસ્તાનમાં સુધારા અને ફેરફાર.

*મિરજાફર મરણ પામ્યો—૧૭૬૫. કલાઇવ ત્રીજીવાર હિંદુસ્તાન ખાતે આવ્યો ૧૭૬૫*

ધરડો **મિરજાફર** ૧૭૬૫ માં મરણ પામ્યો, અને તેની જગ્યાએ તેના બીજા દીકરા **નાઝીમઉદ-દૌલા**ને નામનો નવાબ બનાવ્યો; પણ બંગાળામાં પ્હેલેથીજ ઘણું અંધેર ચાલતું હતું તેથી તેનો બંદોબસ્ત કરવાને ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના અધિકારીઓએ **કલાઇવ**ને ત્રીજીવાર ૧૭૬૫માં હિંદુસ્તાન ખાતે મોકલ્યો. એણે નીચે પ્રમાણેના સુધારા કર્યા:—

૧—**અયોધ્યા**ના નવાબ સુજાદૌલાને ખરચને પેટે ૫૦ લાખ રૂપિયા લઇ તેની ગાદી પાછી આપી, અને તે અંગ્રેજોનો મિત્ર થઇ રહ્યો.

*કલાઇવના સુધારા.*

૨—દિલ્હીના શાહનશાહ **શાહઆલમ**ને કોરા†અને **અલાહબાદ** પાછાં આપ્યાં.

૩—**શાહઆલમે** **બંગાળા**, **બહાર** અને **ઓરિસ્સા** (ઓઢિયા) વરસ દહાડે ૨૬ લાખ રૂપિયા લેવાની બોલીએ **અંગ્રેજો**ને સ્વાધીન કર્યાં; આથી **નાઝીમઉદ-દૌલા**ને પેન્શન લઈ ગાદી છોડવી પડી.

૪—સરકારી નોકરોનો પગાર વધારી આપ્યો, પણ તેમને ખાનગી વેપાર કરવાની મના કરી.

૫—અમલદારો જ્યારે લડવાપર હોય ત્યારેજ તેમને બમણું ભથ્થું મળે એવો **કલાઇવે** હુકમ કર્યો; આથી બસેં અમલદારોએ રાજીનામું આપ્યું; પણ **કલાઇવે** તેમની દરકાર કર્યા વગર તેમની જગ્યા **મદ્રાસ**થી માણસો મંગાવી પૂરી.

---

* બક્ષાર—બનારસની વાયવ્ય કોણે ૫૮ મૈલ પર.

\+ કાલ્પી—જમના નદીના કિનારાપર, કાનપુરથી ૪૦ મૈલ દૂર.

† કોરા—અલાહબાદથી ૪૫ મૈલ દૂર.

**ક્લાઇવ મરણ પામ્યો-૧૭૭૪.** ક્લાઇવ ઈ. સ. ૧૭૬૭ માં છેલ્લીવાર હિંદુસ્તાન છોડી ઇંગ્લાંડ ગયો, ત્યાં તેને ઘણુંજ માન મળ્યું. એ એના હરીફ ડુપ્લે પછી દશ વરસે ઈ. સ. ૧૭૭૪ માં મરણ પામ્યો.

**હેરિવરેલ્સ્ત ૧૭૬૭-૬૯. જોનકાર્ટિયર ૧૭૬૯-૧૭૭૨.** ક્લાઇવના ઇંગ્લાંડ જવા પછી ૧૭૬૭–૬૯ સુધી બંગાળાના હાકેમ હેરિવરેલ્સ્ત અને ૧૭૬૯–૭૨ સુધી જોન કાર્ટિયર થયા. એમના વખતમાં પાછું બંગાળામાં ભારે અંધેર ચાલ્યું. અંગ્રેજ અમલદારો એકદમ પૈસાદાર થવાને તરેહ તરેહના ઉપાયો લેતા; તેથી આખરે ૧૭૭૨ માં ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના અધિકારીઓને ત્યાં સુધારો કરવાને ચાંપતા ઉપાયો લેવા પડયા. તેઓએ બંગાળાનો વહિવટ પોતાના હાથમાં લીધો, અને વોરન હેસ્ટિંગ્સને ત્યાંનો હાકેમ બનાવ્યો.

**હેસ્ટિંગ્સ ૧૭૭૨-૭૪.** હેસ્ટિંગ્સ ક્લાઇવ પછી સાત વરસે એટલે ૧૭૩૨ માં જન્મ્યો હતો. ૧૭૫૦ માં એ દિવાની ખાતાના અમલદાર તરીકે હિંદુસ્તાનમાં આવ્યો. સુરાજાદૌલાએ મુર્શીદાબાદની પાસે કાસીમ બજારની અંગ્રેજોની કોઠી લૂંટી, ત્યારે એ ત્યાં પકડાયો હતો, પણ ત્યાંથી એ ન્હાસી આવ્યો, અને ૧૭૫૭ની પ્લાસીની લડાઈ પછી એ મુર્શીદાબાદનો "રેસિડંટ" નીમાયો. ૧૭૬૪માં એ ઇંગ્લાંડ ગયો, અને ૧૭૬૮માં મદ્રાસની કૌન્સિલમાં એક સભાસદ તરીકે હિંદુસ્તાન પાછો આવ્યો. ચાર વરસ પછી તે કલકત્તાનો હાકેમ નીમાયો; એના વખતમાં ઘણાક સુધારા થયા.—

**રેગ્યુલેટિંગ એક્ટ ૧૭૭૩.** ઈ.સ. ૧૭૭૩માં "રેગ્યુલેટિંગ એક્ટ" એટલે રાજ્ય કારભાર ચલાવવાનો કાયદો પસાર થયો; તેમાં એવા ઠરાવ થયા કેઃ—

૧—કમ્પનીએ ઇંગ્લાંડની સરકારને વરસ દહાડે ૪,૦૦,૦૦૦ પૌંડ આપવા.

૨—મુંબઈ તથા મદ્રાસમાં કૌન્સિલ સાથે એક ગવર્નર રાખવો, પણ એ હાકેમોની ઉપર બંગાળામાં એક ગવર્નર જેનરલ કૌન્સિલની મદદથી અમલ ચલાવે.

૩—કલકત્તામાં એક અદાલત સ્થાપવી, અને ત્યાં એક વડો અને તેના હાથ નીચે ત્રણ ન્યાયાધીશો રાખવા.

૪—કોઈપણ સરકારી નોકરે કોઇ પાસેથી કંઈ પણ જાતની બક્ષિસ લેવી નહીં.

**હેસ્ટિંગ્સ પહેલો ગવર્નર જેનરલ-૧૭૭૪.** વોરન હેસ્ટિંગ્સ આ ધારાની રૂએ ૧૭૭૪ માં પહેલો ગવર્નર જેનરલ નિમાયો. એની કૌન્સિલના ચાર મેમ્બરો, મોન્સન, ક્લેવરિંગ, ફ્રાન્સિસ અને બારવેલ હતા.

બારવેલ માત્ર એકમત થઈ હેસ્ટિંગ્સને સર્વ કામમાં મદદ કરતો, પણ બાકીના ત્રણ જણ દરેક બાબતમાં તેની સામા થતા. હેસ્ટિંગ્સે રાજ્યનો વધતો જતો ખરચ ઓછો કરવાને, તેમજ આગલી લડાઈઓથી કમ્પનીનો ખજાનો ખાલી થયલો પાછો ભરવાને નીચલા ચાર ઉપાયો લીધાઃ—(૧) બંગાળાના નવાબને જે પેન્શન મળતું હતું તે અડધું કરી નાંખ્યું. (૨)

**કાશીનો ચૈયતસિંહ અને અયોધ્યાનો અજેતફદ્દોલા ૧૭૮૧.**

કમ્પનીનો ખજાનો ખાલી થઈ ગયો હતો તે પાછો ભરવાને કાશીના જમીનદાર રાજા ચૈયતસિંહ અને અયોધ્યાના નવાબ સુજાદ્દોલાના દીકરા અજેતફદ્દોલાપર કમ્પનીના માગતા રૂપિયાની ઉઘરાણી કરી ૧૭૮૧.—કાશી પ્રાંત કમ્પનીએ કંઈ અમુક રકમ લેવાની બોલીએ ચૈયતસિંહને આપ્યો હતો, અને અજેતફદ્દોલાએ પોતાની બોલી પ્રમાણે ખંડણી ભરી ન હતી. આ બાબતનો બંદોબસ્ત કરવા હેસ્ટિંગ્સ પોતે કાશી ગયો. ચૈયતસિંહ ન્હાસી જતાં પકડાયો, તેથી ત્યાંના લોકો ઘણા ઉશ્કેરાયા, અને પકડનારાઓને કાપી નાંખ્યા, તેમાં હેસ્ટિંગ્સ સહેજ બચી ગયો. લશ્કરની મદદ આવતાંજ ચૈયતસિંહ ગ્વાલિયર પાછો ન્હાસી ગયો, તેથી હેસ્ટિંગ્સે એના ભત્રિજાને વધારે ખંડણી આપવાની સરતે ગાદીએ બેસાડ્યો. અજેતફદ્દોલાએ પણ કંઈ ઉપાય ન સૂજવાથી પોતાની મા અને દાદી પાસેથી પૈસા કઢાવી કમ્પનીને ભર્યા. (૩)

**હેસ્ટિંગ્સે રોહિલા લોકોને હાંકી કાઢ્યા ૧૭૭૪.**

દિલ્હીના પાદશાહને અંગ્રેજો બંગાળા, બહાર અને ઓરિસ્સાને માટે જે ૨૬ લાખ રૂપિયા આપતા હતા તે હવે બંધ કર્યા, કારણ કે પાદશાહ મરેઠાઓના હાથમાં કેદ પકડાયો હતો. (૪) હેસ્ટિંગ્સે ૧૭૭૪માં અયોધ્યાના નવાબ પાસેથી (૧૭૭૩માં બનારસ આગળ તેમની વચ્ચે જે સંધિ થઈ હતી તે પ્રમાણે) ૪૦ લાખ રૂપિયા લઈ રોહિલા લોકોને અયોધ્યામાંથી હાંકી કાઢ્યા. રોહિલા એ અહમદશાહ અબદલીની સ્વારી સાથે આવેલા અફગાનો હતા. એ લોકોએ

**કટરા અથવા રામપુરની લડાઈ ૧૭૭૪.**

અયોધ્યાની વાયવ્ય દિશાએ ૧૭૪૪માં પોતાની સત્તા સ્થાપી હતી, અને એમની સંખ્યા ૨૦,૦૦૦ની હતી, એમને હાંકી કાઢવાને કર્નલ ચેમ્પિઅન એક લશ્કર લઈ ત્યાં ગયો. તેણે રોહિલાના સરદાર હાફિઝરેહેમતને ૧૭૭૪માં કટરા અથવા રામપુરની લડાઈમાં હરાવ્યો, અને એ સઘળાને દેશમાંથી હાંકી કાઢ્યા.

કૌન્સિલના મેમ્બરોની ઉશ્કેરણીથી હુગલીના ફોજદાર રાજા નન્દકુમાર નામના એક બ્રાહ્મણે હેસ્ટિંગ્સપર લાંચ લેવાનો આરોપ મૂક્યો; અને તે વિષેની તપાસ ચાલતી હતી. તેટલામાં એજ બ્રાહ્મણ ઉપર જૂઠા દસ્તાવેજને

બનાવ્યાનું તહોમત મૂકાયું, અને નવી અદાલતમાં વડા ન્યાયાધીશ સર એલીજા ઇમ્પી આગળ તેની તપાસ ચાલી–૧૭૭૫. તેની ઉપર આ તહોમત સાબિત થવાથી તેને ફાંસી દીધી–૧૭૭૬.

નંદકુમારને ફાંસી દીધી ૧૭૭૬

ચેતસિંહ અને અયોધ્યાની બેગમો પાસેથી કમ્પનીનો ખજાનો ભરવાના મતલબથી હેસ્ટિંગ્સે પૈસાની રકમો પડાવી લીધી તેથી, તેમજ રોહિલા સામે લડી તેમને હાંકી કાઢવાથી અને ઉપર કહેલાં બીજાં કારણોથી કોર્ટ ઓફ ડિરેકટરોએ એને ઠપકો દીધો, તેથી એ રાજીનામું આપી વિલાયત ગયો; ત્યાં એના ઉપર અન્યાયનો આરોપ મૂકી અદાલતમાં એનો ઇન્સાફ ચલાવ્યો. એ ઇન્સાફ સાત વરસ (૧૭૮૮–૧૭૯૫) સુધી ચાલ્યો, પણ અંતે કોઇ પણ ગુન્હો એના ઉપર સાબિત થયો નહીં. એ ઇ. સ. ૧૮૧૮માં મરણ પામ્યો.

હેસ્ટિંગ્સની તપાસ ૧૭૮૮ ૧૭૯૫.

હેસ્ટિંગ્સ મરણ પામ્યો. ૧૮૧૮.

એના વખતમાં હિંદુસ્તાનનો રાજ્યકારભાર ચલાવવાને માટે બે બિલ (કાયદાના મુસદ્દા) રજુ કરવામાં આવ્યા. એ મિ૦ ફોક્સ અને મિ૦ પિટનાં બિલને નામે ઓળખાય છે.

**મિ૦ ફોકસનું બિલ** ૧૭૮૪–હિંદુસ્તાનમાં બરાબર રાજ્યકારભાર ચલાવવા વિષે ઇંગ્લાંડમાં વારંવાર તકરારો ચાલતી. આ વખતે ઇંગ્લાંડના વજીર મિ૦ ફોક્સે જે બિલ રજુ કર્યું તેમાં એ હતું કે કમ્પની પાસેથી હિંદુસ્તાનનું રાજ્ય લઇને ઇંગ્લાંડની ગાદીને સ્વાધીન કરવું અને તેનો વહિવટ ૧૬ માણસની મંડળી ચલાવે. આ ૧૬ માંના ૯ જણ રાજ્યકારભાર અને બાકીના ૭ વેપાર ચલાવે. પણ આ બિલને ટેકો ન મળવાથી તે રદ ગયું.

મિ૦ ફોકસનું બિલ–૧૭૮૪.

**મિ૦ પિટનું બીલ** ૧૭૮૪–મુખ્ય પ્રધાન મિ૦ પિટે ઉપલા બિલમાં ફેરફાર કરીને તે પાછું મૂકયું. અને તે પસાર થયું. તે બિલમાં કલમો એવી મતલબની હતી કે (૧) કમ્પની પોતાનો અધિકાર જેમ છે તેમ રાખે, પણ **"બોર્ડ ઓફ કંટ્રોલ"** નામે એક ૭ મેમ્બરોની નવી મંડળી ઠરાવી, જે મંડળી રાજા તરફથી નિમાય અને તે **"કોર્ટ ઓફ ડિરેકટર્સ"** ના વહિવટ ઉપર દેખરેખ રાખે, તથા તેમનાં કામકાજો જે ગેરવાજબી લાગે તે અટકાવી શકે; (૨) ગવર્નર જેનરલની કોન્સિલના ચારના ત્રણ મેમ્બરો રાખવા; (૩) કોઇપણ દેશી રાજા સાથે **"કોર્ટ ઓફ ડિરેકટર્સે"** ના હુકમ વગર લડાઇ અથવા સંધિ કરવી નહીં; અને (૪) મદ્રાસ અને મુંબઇમાં પણ એક કોન્સિલ રાખવી.

મિ૦ પિટનું બિલ–૧૭૮૪.

# પ્રકરણ ૯ મું.

## ભાગ ૧ લો.

## મ્હેસૂરનો પહેલો વિગ્રહ ૧૭૬૭—૧૭૬૯.

હૈદરઅલ્લી મ્હેસૂરના રાજ્યનો ધણી થયો તે પેહેલાં તે રાજ્ય હિંદુ રાજાઓના હાથમાં હતું, જેઓ "વુડ્યાર" એટલે સરદાર અથવા ધણીના નામથી ઓળખાતા હતા. ઈ. સ. ૧૬૧૦માં રાજવુડ્યાર નામના હાકેમે શ્રીરંગપટણ જીતી લીધું અને એના વંશજોએ તેમાં મુખ્ય કરી દેવરાજે મ્હેસૂરને બહુ આબાદ અને મજબૂત કર્યું. હૈદરઅલ્લી જે ૧૭૦૨માં જન્મ્યો હતો તે જ્યારે આ રાજ્યનો ધણી થઈ પડ્યો તે વખતે

હૈદરઅલ્લી.

દેવરાજ અને નંદરાજ નામે દિવાન ત્યાં રાજ્યકારભાર ચલાવતા હતા, કારણ કે રાજા કૃષ્ણરાય ન્હાની વયનો હતો. આ દિવાનના હાથ નીચે હૈદર પ્હેલાં નાયક તરીકે ૨૭ વરસની વયે નોકરી કરવા લાગ્યો. હૈદરનો દાદો કોઈ પંજાબનો ફકીર હતો, અને એનો બાપ ફતેહ મહમદ મ્હેસૂરના રાજમાં

હૈદર મ્હેસૂરનો ધણી થયો -૧૭૬૧.

નાયક હતો. નંદરાજે હૈદરની હોશિયારી જોઈને તેને ઉંચી પદ્વીએ ચઢાવ્યો. એણે ધીમે ધીમે લૂંટ અને લુચ્ચાઈથી પોતાનું લસ્કર વધાર્યું, અને દેવરાજના મરણ પછી નંદરાજને દૂર કરી રાજા કૃષ્ણરાયને વરસ દહાડે ત્રણ લાખ રૂપિયા આપવા કહી મ્હેસૂરની ગાદીનો એ ધણી થઈ પડ્યો—૧૭૬૧. ૧૭૬૩માં હૈદરે બેડનોર+ઉપર હુમલો કરી તે લૂંટયું અને નંદરાજને પાછળથી કંઈક વાંકને માટે બંધીખાને નાંખ્યો.

**વિગ્રહનું કારણ**—હૈદરનું બળ દિનપરદિન વધતું ગયાથી તેની આસપાસના રાજાઓને ડર લાગ્યો. તેને આગળ વધતાં અટકાવવાને પેશ્વા, નિઝામ, અને અંગ્રેજોએ એકસંપ કર્યો, પણ હૈદરે નિઝામ અને મરેઠાને લાંચ આપી પોતાના પક્ષમાં લીધા, અને અંગ્રેજનાં થાણાં ઉપર હુમલો કરવા લાગ્યો. કર્નલ સ્મિથ જે મદ્રાસમાં હતો તેની ઉપર હૈદરે પ્હેલાં હુમલો કર્યો.

ચંગામ અને ત્રિનોમાલીની લડાઇ—૧૭૬૭.

પણ ૧૭૬૭માં ચંગામ* અને પછી ત્રિનોમાલીની† લડાઈમાં એણે સખ્ત હાર ખાધી. એજ વરસમાં એણે અમ્બુરગઢ‡ ઉપર હુમલો કર્યો તેમાં પણ એ ફાવ્યો નહીં. આ વખતે હૈદરનો દીકરો ટીપુ જે માત્ર ૧૭ વરસની વયનો હતો, તે થોડુંક લસ્કર લઈ મદ્રાસ સુધી લૂટફાટ કરતો વધી ગયો.

---

+ બેડનોર-મ્હેસૂરની વાયવ્યે * ચંગામ અને † ત્રિનોમાલી-મદ્રાસની દક્ષિણે આર્કટમાં ‡ અમ્બુર-આર્કટની પશ્ચિમે ૫૦ મૈલ દૂર.

**નિઝામ**ના રાજ્યપર **કર્નલ પીચે** ૧૭૬૮માં હુમલો કર્યો ત્યારે **નિઝામ હૈદર**નો પક્ષ છોડી **અંગ્રેજ**નો મિત્ર થયો, અને તેમની સાથે **સંધિ** કરી. **હૈદરે** પણ **અંગ્રેજો**ને લડાઇના ખરચ બદલ ૧૦ લાખ રૂપિયા તેમજ કેટલીક જગ્યા આપીને **સંધિ** કરવા માંગી, કારણ કે તેને તેના હમેશના દુશ્મન **મરેઠા**ની ચઢાઇની ધાસ્તી લાગતી હતી. પણ **અંગ્રેજો**ની માગણી ઘણી મોટી હોવાથી તેણે તે કબુલ કર્યું નહીં, અને બન્નેએ લડાઇ માટે પાછી તૈયારી કરી.

**મુંબઇ**થી એક નહાનું લશ્કર **હૈદર** સામે મોકલવામાં આવ્યું, પણ તે તદન હારી ગયું. **કર્નલ સ્મિથે** ઘણી ચપળતાથી **હૈદર**ના કેટલાક કિલ્લા જીતી લીધા, પણ **હૈદર** જ્યારે એકદમ **મદ્રાસ** તરફ ધસી ગયો, ત્યારે **અંગ્રેજો**ને તેની સાથે સંધિ કરવી પડી, ૧૭૬૯.

મદ્રાસની સંધિ ૧૭૬૯.

**સલાહની સરતો:**—૧. લડાઇની વખતે એક બીજાની જે જગ્યા લીધી હોય તે પાછી આપવી.

૨. જો કોઇપણ શત્રુ એમાંથી એકના રાજ્ય ઉપર ચઢી આવે તો બીજાએ તેને મદદ કરવી.



## ભાગ ૨ જો.

## મરેઠા સાથે પહેલો વિગ્રહ ૧૭૭૬—૧૭૮૨.

ઈ. સ. ૧૭૭૩માં પાંચમા **પેશ્વા નારાયણરાવ**નું કાસળ કાઢી તેનો કાકો **રાઘોબા પેશ્વા** તરીકે સત્તા ચલાવતો હતો. જ્યારે મરેઠાઓ એની સત્તા સામા થયા, અને **નારાયણરાવ**નો દીકરો **માધવરાવ**, જે એના બાપના મરણ પછી જન્મ્યો હતો તેને તેઓએ **પેશ્વા** કબુલ કર્યો, ત્યારે એણે **મુંબઇ**માં **અંગ્રેજો**ની મદદ માગી, અને તેમની સાથે ૧૭૭૫માં **સુરત** આગળ સંધિ કરી જેથી **અંગ્રેજો**ને મદદ કરવા બદલ **મુંબઇ**ની ઉત્તરે **સાલસેટ**, **વસાઇ**, અને **મુંબઇ**ની આસપાસની કેટલીક જગ્યા આપવા એણે કબુલ કર્યું. **રાઘોબા**ને **પેશ્વા**ની ગાદીએ બેસાડવાને **અંગ્રેજો**એ **કર્નલ કીટિંગ**ને મોકલ્યો, જેણે ૧૭૭૫માં **મરેઠાઓ**ને **માહી** નદી આગળના **આરાસ**ના મેદાનમાં હરાવ્યા. **વોરન હેસ્ટિંગ્સે** આ કામ ઘણું જોખમ ભરેલું જાણીને ૧૭૭૬માં છઠા **પેશ્વા માધવરાવ નારાયણ**ની તરફથી **સકારામ બાપુ** અને **નાના ફડનવીસ** સાથે **પુના**થી આસરે ૨૪ મૈલ દૂર **પુરંધર** આગળ સંધિ કરી, જેથી **અંગ્રેજો**ને માત્ર **સાલસેટ** મળ્યું.

સુરતની સંધિ—૧૭૭૫.

આરાસની લડાઈ ૧૭૭૫.

પુરંધરનું તહનામું-૧૭૭૬

**વિગ્રહનું કારણ:**—**અંગ્રેજો** પાસેથી **સાલસેટ** પાછું લઇ લેવા

અને તેમને ત્યાંથી હાંકી કાઢવાને પુનામાં પેશ્વા ફ્રેન્ચ લોકો સાથે મળી જઈ કાવત્રાં કરતો જણાયો, ત્યારે હેસ્ટિંગ્સે રાઘોબાને પેશ્વા કબુલ કરી તેને પુનાની ગાદીએ બેસાડવાને લડાઇ પ્રગટ કરી.

મુંબઇથી કર્નલ કોકબર્નની સરદારી નીચે એક લશ્કર પુના તરફ મોકલવામાં આવ્યું, પણ તે તલેગામ આગળ ૧૭૭૯ માં તદ્દન હારી ગયું, તેથી વડગામ આગળ સંધિ થઇ; એમાં એવો કરાર થયો કે ૧૭૭૩ પછીથી મરેઠાઓની જે જગ્યા અંગ્રેજોએ લીધી હોય, તે પાછી આપવી, એટલે કે અંગ્રેજોએ સાલસેટ આપી દેવો.

તલેગામની લડાઇ–૧૭૭૯. વડગામની સંધિ ૧૭૭૯.

વોરન હેસ્ટિંગ્સે આ સંધિ કબુલ રાખી નહીં, અને તુરત કર્નલ ગોડાર્ડને એક લશ્કર આપી મોકલ્યો. ગોડાર્ડ સુરત ગયો, ત્યાંથી આગળ વધી ડભોઈ+ તથા અમદાવાદ જીતી લીધાં, અને ૧૭૮૦માં સિંધિયા, હોલ્કર અને પેશ્વાના લશ્કરને હરાવ્યું. એજ વરસે કર્નલ પોપહેમે કાલ્પીની ઉત્તરે લાહરનગર અને ગ્વાલિયર સર કર્યા. આ હારથી જ્યારે નિઝામ અને હેદરઅલ્લી પેશ્વાની મદદે જવા તૈયાર થયા, ત્યારે અંગ્રેજોને સાલબાઈ* આગળ ૧૭૮૨ માં સલાહ કરવી પડી.

સાલબાઈની સલાહ-૧૭૮૨.

**સાલબાઈની સલાહની સરતો—૧** અંગ્રેજોએ માધવરાવ નારાયણને પેશ્વા કબુલ કરવો.

૨ પેશ્વાએ રાઘોબાને ૨૫,૦૦૦ રૂપિયાનો મહિનો આપવો, અને તેની મરજીમાં આવે ત્યાં રહેવા દેવો.

૩ પુરંધર આગળ તહનામું થયા પછીની જે જગ્યા અંગ્રેજોએ જીતી લીધી હોય તે પાછી આપવી.

૪ અંગ્રેજ તથા પોર્ટુગીઝ શિવાય બીજા યુરોપીયનોને મરેઠા રાજ્યમાં રહેવા દેવા નહીં.

૫ વડગામની સંધિ વખતે સિંધિયાએ અંગ્રેજોની સારી સેવા બજાવી તેથી તેને ભરૂચ આપવું.

---

## બાબ ૩ જો.

## મ્હેસૂરનો બીજો વિગ્રહ ૧૭૮૦—૧૭૮૪.

**વિગ્રહના કારણ—૧** જ્યારે મરેઠા લોકોએ હેદરને ૧૭૭૨ માં ચેરકુલીની લડાઇમાં હરાવ્યો, ત્યારે તેણે ૧૭૬૯ના મદ્રાસની સંધિ પ્રમાણે

---

+ ડભોઈ—બરોડાથી ૧૮ મેલ દૂર. * સાલબાઇ—ગ્વાલિયરની પ.સે.

અંગ્રેજોની મદદ માગી; પણ અંગ્રેજોએ તેને તે આપી નહીં તેથી હૈદર ઘણો ગુસ્સે થયો.

૨ ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લડાઈ સળગ્યાથી અંગ્રેજોએ ૧૭૭૮ માં પોન્ડિચરી જીતી લેઇ ૧૭૭૯ માં જ્યારે માહી લીધું, ત્યારે હૈદર એમ કહી તેમની સામો થયો કે માહી મારા રાજ્યનો ભાગ છે.

હૈદરે કર્ણાટક જીત્યું-૧૭૮૦

અંગ્રેજોએ જ્યારે તેનું કાંઈ સાંભળ્યું નહીં ત્યારે હૈદર ૯૦ હજાર માણસનું એક લશ્કર લઇ શ્રીરંગપટણથી નિકળ્યો, અને કર્ણાટક જીતી લઇ મદ્રાસથી ૫૦ મૈલ દૂર કંજીવરમ આગળ ધસી આવ્યો; આ વખતે તેની ઉમ્મર ૭૮ વરસની હતી.

**૧૭૮૦—કર્નલ બેલીનો પરાજય**—કર્નલ બેલી ૨,૮૦૦ માણસ લઇ ગંતુર જવા નિકળ્યો, અને હેક્ટર મન્રો, જે બંગાળાની લડાઇમાં પ્રખ્યાત થયો હતો, તેનાં લશ્કર સાથે મળી જવાનો હતો; પણ તે મળી જાય તે પ્હેલાં હૈદરે પોલીલોરની* (પ્હેલી) લડાઇમાં હરાવી તેને અને તેના ૨૫૦ માણસોને બંધીવાન કીધા. જો ફ્રેન્ચ લોકો વચ્ચે પડયા નહોત તો બધા બંધીવાનોને દુશ્મનોએ કાપી નાંખ્યા હોત. કર્નલ બેલીની હાર થવાથી, હેકટર મન્રોને પોતાના લશ્કર સહિત મદ્રાસ તરફ પાછું ફરવું પડ્યું.

પોલીલોરની પેહેલી લડાઈ—૧૭૮૦.

હેસ્ટિંગ્સે આ માઠા સમાચાર સાંભળતાંજ ગયલી આબરૂ પાછી મેળવવાને મોટી તૈયારી કરવા માંડી, અને ત્રણ અઠવાડિયાંમાં એક મોટું લશ્કર ભેગું કરી તેની સરદારી બંગાળાના સેનાપતિ સર આયર કૂટને આપી મદ્રાસ મોકલ્યો. હૈદરે ૧૭૮૧ માં આર્કાટપર ઘેરો ઘાલ્યો, અને ૭ અઠવાડિયામાં તે જીતી લીધું.

ચિલામબ્રમની લડાઇ-૧૭૮૧. પેર્ટોનોવોની લડાઈ-૧૭૮૧

કૂટે મદ્રાસથી નિકળી દુશ્મનોના ઘણા કિલ્લા જીતી લીધા, પણ ચિલામબ્રમ† લેતાં હાર ખાધી. હૈદર કૂટને એક સખત હાર આપવાના વિચારથી તેની સામે પોતાનું મોટું લશ્કર લઇ ગયો. બન્નેનાં સૈન્યો પોર્ટોનોવો× આગળ સામસામા થયાં અને જોકે કૂટના લશ્કરની સંખ્યા ઘણીજ ન્હાની હતી તોપણ તેણે હૈદર ઉપર પૂર્ણ જય મેળવ્યો. આ લડાઇમાં હૈદરનાં ૧૦ હજાર માણસ માર્યાં ગયાં, ૧૭૮૧.

હેસ્ટિંગ્સે એક બીજું ન્હાનું લશ્કર પીઅર્સની સરદારી નીચે મોકલ્યું, અને તે કૂટના લશ્કર સાથે મળી ગયું, પોલીલોરનું મેદાન

*પોલીલોર-મદ્રાસની પશ્ચિમે કંજીવરમની પાસે †ચિલામબ્રમ-પોન્ડિચરીની દક્ષિણે ૩૫ મૈલ પર. × પોર્ટોનોવો—પોન્ડીચરીના દક્ષિણે ૩૨ મૈલ પર.

પેરાસ્લેરની લડાઈ-૧૭૮૧ (બીજી) શોલિંગર.¶ લડાઈ-૧૭૮૧.

જેમાં કર્નલ બેલીને પરાજય થયો હતો ત્યાં ૧૭૮૧ માં હૈદર ફરીથી કૂટના લશ્કર સામે લડયો. હૈદરનાં જો કે ૨,૦૦૦ માણસે માર્યા ગયાં તોપણ કૂટથી પૂર્ણ જય મેળવી શક્યો નહીં. ત્યાર પછી તુરત શોલિંગર¶ આગળ બીજી એક મોટી લડાઈ થઈ જેમાં હૈદર તદન હારી ગયો.

અંગ્રેજ અને ડચ લોકો સાથે લડાઈ સળગ્યાથી, ડચ લોક હૈદરને મદદ આપવા તૈયાર થયા; પણ કમ્પનીના લશ્કરે તેમના સંસ્થાનો ઉપર ચઢાઇ કીધી, અને નિગાપટમ તથા સિંહલદ્વીપમાનું ત્રિંકોમાલી જીતી લીધાં, ૧૭૮૧.

હૈદરઅલ્લી આટલી હાર ખાવા છતાં હિમ્મત હાર્યો નહીં, અને લડવા માટે તેણે પાછી તૈયારી કરી.

**કર્નલ બ્રેથ્વેટનો પરાજય ૧૭૮૨—**કર્નલ બ્રેથ્વેટ એક ન્હાના લશ્કર સહિત તંજોરમાં જીત મેળવતો હતો, પણ હૈદરના દીકરા ટીપુના ભેદુઓના કહેવાપર ભરોસો રાખતાં ફસી ગયો અને દશગણા લશ્કરથી એ ઘેરાઈ ગયો. જેથી એને આખરે તાબે થવાની જરૂર પડી. આ વખતે પણ ફ્રેન્ચ લોકો વચ્ચે પડયા, અને પકડાએલાઓના જીવ બચાવ્યા.

તેલિચરિના નાયર લોકોની બહાદૂરી.

હૈદરે મલબાર કિનારાપર તેલિચરિને ઘેરો ઘાલવા એક લશ્કર મોકલ્યું. પણ ત્યાંના રહેવાસીઓએ એ લશ્કર સામે ઘણી બહાદૂરીથી ટકાવ કર્યો, અને મુંબઇથી મદદ મળતાંજ હૈદરનાં લશ્કરપર ધસારો કરી તેનાં ૧,૨૦૦ માણસને કેદ પકડયાં, ૧૭૮૨.

હૈદર મરણ પામ્યો-૧૭૮૨.

હૈદર ઈ. સ. ૧૭૮૨માં ૮૦ વરસની વયે ચિતોડમાં મરણ પામ્યો. એ અભણ અને ક્રૂર હતો, પણ ઉમંગી અને દૃઢ મનનો હોવાથી લાંબો વખત સુધી એણે આ મોટી પદ્વી ભોગવી.

પૂર્નિયા અને કૃષ્ણરાવ.

હૈદરના મરણના સમાચાર પૂર્નિયા અને કૃષ્ણરાવ નામના એના બે કારભારીઓએ છુપાવી રાખ્યા, અને ટીપુ જે ૪૦૦ મૈલ દૂર મલબાર કિનારે હતો તેને છુપી ખબર આપ્યાથી તે ઉતાવળે ત્યાં ગયો. હૈદર મરણ પામ્યો ત્યારે તેની પાસે ૧ લાખ માણસની ફોજ, ૩ કરોડ રૂપિઆ અને પુષ્કળ ઝવેરાત હતું. આ સઘળાનો ટીપુ ધણી થયો, અને તેના બાપની માફક અંગ્રેજો સામે લડવા તૈયાર થયો.

પનિયાનીની લડાઈ-૧૭૮૨.

૧૭૮૨માં તે એકદમ પશ્ચિમ કાંઠે ગયો. મેજર એબિંગ્ટને કાલિકટ જીતી લીધું, અને ફ્રેન્ચ લોકોની મદદ સહિત ટીપુ

---

¶ શોલિંગર—મદ્રાસની પશ્ચિમે.

તેની સામે આવે છે એમ સાંભળતાંજ પનિયાનીમાં* પોતાનો બચાવ કરી બેઠો. ટીપુ તેની સામે લડ્યો, પણ તેમાં એણે સખત હાર ખાધી.

જેનરલ મેથ્યુસનો પરાજય -૧૭૮૩.

**જેનરલ મેથ્યુસનો પરાજય**—૧૭૮૩ માં જેનરલ મેથ્યુસે મ્હૈસૂરમાંનો **બેદનોરનો** કિલ્લો જીતી લીધો: આથી **ટીપુ** પોતાનું સઘળું લસ્કર લઈ ત્યાં ગયો, અને તે કિલ્લાને ઘેરો ઘાલ્યો. **મેથ્યુસ** તથા તેના લસ્કરને વગર હરકતે જવા દેવાની સરત કરી તેને તાબે થવા કહ્યું. ત્યારે **મેથ્યુસે** કોઈ ઉપાય ન મળવાથી તેમ કર્યું અને તે કિલ્લો **ટીપુના** હાથમાં આવ્યો. ત્યારે એ. દગલબાજે તે બધાને ઘણી ક્રૂર રીતે મારી નાંખ્યા. ૧૭૮૩.

માંગ્લોરની સલાહ-૧૭૮૪.

૧૭૮૪ માં **ટીપુએ** પાછી મલબાર કિનારે **માંગ્લોરપર** ચઢાઈ કરી. પણ આઠ અઠવાડિયાં સુધી કર્નલ **કેમ્પબેલે** તેનું બહાદુરીથી સંરક્ષણ કર્યું. એટલામાં ઈંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે સલાહ થવાથી ફ્રેન્ચ લોકો **ટીપુને** છોડી ગયા; અને કર્નલ ફુલર્ટન છેક **મ્હૈસૂરપર** લસ્કર લઇ ચઢી ગયો. ત્યારે **ટીપુએ અંગ્રેજો** સાથે **માંગ્લોર** મુકામે તહનામું કર્યું, ૧૭૮૪.

**સલાહની સરતો**—૧ **ટીપુએ અંગ્રેજ** તરફના સઘળા કેદીઓને છોડી દેવા.

૨. દરેક પક્ષવાળાએ આ લડાઈની વખતે એક બીજાની જે જગ્યા લીધી હોય તે પાછી આપવી.

---

## બાબ ૪ થો.

## મ્હૈસૂરનો ત્રીજો વિગ્રહ ૧૭૯૦—૧૭૯૨.

લોર્ડ કોર્નવોલિસ ૧૭૮૬-૧૭૯૩.

**વોરન હેસ્ટિંગ્સ** પછી ૧૭૮૬ માં **લોર્ડ કોર્નવોલિસ** ગવર્નર **જેનરલ** થઈ **હિંદુસ્તાન** ખાતે આવ્યો. એને લડાઈ ટંટાથી દૂર રહી સમાધાનીથી રાજ્ય ચલાવવાને સૂચના થઈ હતી, પરંતુ **ટીપુના** જુલમ અને આડી વર્ત્તણૂકને લીધે એને તેની સાથે પાછી લડાઇ કરવી પડી."

**ટીપુએ અંગ્રેજો** સાથે સંધિ હોવાથી પોતાનું ઘાતકીપણું કેનેડા અને કુર્ગના* લોકોપર ચલાવ્યું અને ત્યાં બે ચઢાઇઓ કરી એક લાખ રહેવાસીઓને બંધીવાન કરી તેમને જોર જુલમથી મુસલમાન કર્યા. એમને આ સજા કરવાનું કારણ એ હતું કે જ્યારે **અંગ્રેજ** અને હૈદર વચ્ચે લડાઇ ચાલી હતી, ત્યારે તેઓ **હૈદરની** જુલમમાંથી નિકળી જઇ સ્વતંત્ર થયા હતા. **મરેઠા** અને

---

* પનિયાની—કાલિકટની નૈરત્યે ૩૬ મૈલપર.     મ્હૈસૂરની પશ્ચિમે.

નિઝામે **ટીપુનું** જોર તોડી નાંખવાને તેના રાજ્યપર ચઢાઈ કરી, પણ તેમાં તેઓ જય પામ્યા નહીં. આ ફતેહથી ફુલાઇ જઇને **ટીપુએ મલબારના નાયર** લોકોની ઉપર ચઢાઈ કરી તેમને જોર જુલમથી **મુસલમાની** ધર્મ કબુલ કરાવ્યો; અને જ્યારે તેમનામાંના કેટલાક **ત્રાવણકોર** ન્હાસી ગયા, ત્યારે **ટીપુએ** ત્યાં ચઢાઇ કરી-૧૭૮૯, પણ ત્યાં એની સખત હાર થઈ. ત્રણ મહિનામાં એ પાછું એક મોટું લસ્કર લઇ ત્યાં ગયો, ૧૭૯૦; પણ **ત્રાવણકોરનો** રાજા થોડાંક વરસપર અંગ્રેજોનો મિત્ર થયો હતો, માટે **લોર્ડ કોર્નવોલિસે ટીપુને** એ કામથી હાથ ઉઠાવવાને સમજાવ્યો. **ટીપુએ** જ્યારે તેની કાંઇ દરકાર કરી નહીં, ત્યારે એને લડાઇ કરવી પડી.

**વિગ્રહનાં કારણ:**—૧-૧૭૮૪ માં **મંગ્લોર** મુકામે સલાહ થઇ હતી તોપણ **ટીપુ અંગ્રેજો** સામે લડવાની તૈયારી કરતો હતો.

૨—**ત્રાવણકોરનો** રાજા **અંગ્રેજનો** મિત્ર હતો, તેના ઉપર **અંગ્રેજોના** ના કહેવા છતાં **ટીપુએ** ચઢાઇ કરી.

**લોર્ડ કોર્નવોલિસે નિઝામ** અને મરેઠાને પોતાના પક્ષમાં લીધા, અને પોતે એક મોટું લસ્કર લઇ **ટીપુનાં** રાજ્યમાં કૂચ કરી બેંગ્લોર છાપો મારી લઇ લીધું. **ટીપુ** તુરત ત્યાં લડવા ગયો, પણ ૧૭૯૧ માં **શ્રીરંગપટણથી** થોડે દૂર **અરિકેરાની** લડાઇમાં તે હારી ગયો. **લોર્ડ કોર્નવોલિસ** આ તકનો લાભ લઇ સીધો **શ્રીરંગપટણપર** ચાલ્યો, પણ ખોરાક ખુટી જવાથી તેને પાછું ફરવું પડયું.

અરિકેરાની લડાઈ-૧૭૯૧.

બીજી તરફથી **હાર્ટલી** અને **લિટલ** નામના સરદારોએ **શ્રીરંગપટણની** વાયવ્ય દિશાએથી **સિમોગા** અને બીજી જગાઓ જીતી લીધી, ૧૭૯૧.

સિમોગા જીત્યું-૧૭૯૧

૧૭૯૨ માં લડાઇની સઘળી તૈયારી કરીને **લોર્ડ કોર્નવોલિસે** પાછી **શ્રીરંગપટણપર** ચઢાઈ કરી. એની મદદે **આસાદઅલ્લીની** સરદારી નીચે નિઝામનું લસ્કર અને **હરીપંતની** સરદારી નીચે મરેઠા લસ્કર આવ્યાં હતાં. બીજી બાજુએથી **જેનરલ એબરક્રોમ્બી** અને **કુર્ગના** રાજા, જેને **ટીપુએ** બંધીખાને નાંખી ઘણું દુઃખ દીધું હતું, તે બન્ને **કોર્નવોલિસના લસ્કર સાથે** મળી મૃશીયને મળી ગયા. આથી **ટીપુ** હિમ્મત હારી ગયો, અને **શ્રીરંગપટણ** આગળ **કોર્નવોલિસની** કહેલી સખત સરતો કબુલ રાખી સલાહ કરી, ૧૭૯૨.

**શ્રીરંગપટણની સલાહ-૧૭૯૨.**

**સલાહની સરતો:**—૧—**ટીપુએ અંગ્રેજો** અને તેમના મદદગારોને પોતાનું અર્ધું રા[illegible] આપવું.

૨—કુર્ગના રાજાને તેનો મુલક પાછો આપવો અને ત્રાવણકોરના અને અંગ્રેજો સાથે દોસ્તી રાખનાર બીજા રાજાઓને એણે ઉપદ્રવ કરવો નહીં.

૩—લડાઇના ખરચ બદલ ત્રણ કરોડ ત્રીસ લાખ રૂપિયા આપવા.

૪—ઉપલી સરતો પુરી થાય ત્યાં સુધી એણે પોતાના બે દીકરા અંગ્રેજોને સ્વાધીન કરવા.

૭ વરસ પછી જ્યારે ઉપલી સરતો પૂરી થઈ ત્યારે ટીપુના બન્ને દીકરાઓ પાછા તેમના બાપ પાસે મોકલવામાં આવ્યા હતા. લોર્ડ કોર્નવાલિસ ૧૭૯૩ માં વિલાયત ગયો તેની જગ્યાએ સર જોનશોર (૧૭૯૩–૧૭૯૮) ગવર્નર જેનરલ નિમાયો. એણે લડાઇ ટંટાથી દૂર રહી રાજ્ય કારભાર ચલાવ્યો. ૧૭૯૭ માં અયોધ્યાનો નવાબ મરણ પામ્યો, તેની જગ્યાએ વઝીર અલ્લી નવાબ થયો; પણ તે હક્કદાર વારસ નથી એવું માલમ પડવાથી તેની જગ્યાએ અસોફદૌલાના ભાઇ સાદતઅલ્લીને સર જોનશોરે નવાબ કબુલ કરી ગાદીએ બેસાડ્યો, ૧૭૯૮. આ કામ માટે કમ્પનીને ૧૨ લાખ રૂપિયા મળ્યા.

---

## બાબ ૫ મો.

## મ્હૈસૂરનો ચોથો વિગ્રહ ૧૭૯૮—૧૭૯૯.

**ટીપુ** શ્રીરંગપટણ આગળની સલાહથી ઘણો નબળો થઈ ગયો ખરો, પણ તે વશ થયો નહોતો. સલાહ થઇ ત્યારથી તે અંગ્રેજોપર કટ્ટું વેર રાખી છાની તૈયારીઓ કરતો ગયો, અને ફ્રેન્ચ લોકોની મદદ વાસ્તે છુપો કાગળ પત્રનો વ્યવહાર ચલાવવા લાગ્યો, તે એટલે સુધી કે ૧૭૯૯ માં ફ્રાન્સના વિખ્યાત નેપોલિયન બોનાપાર્ટે પોતે એને મદદ આપવાને એક કાગળ લખ્યો. આ વેળા ગવર્નર જેનરલ લોર્ડ મોર્નિંગ્ટને તેને આથી હાથ ઉઠાવવાને એક એલચી મોકલ્યો, પણ ટીપુએ તેનું અપમાન કરી તેને પાછો કાઢ્યો, તેથી લડાઇ પ્રગટ થઇ.

લોર્ડ મોર્નિંગ્ટન ૧૭૯૮-૧૮૦૫.

**વિગ્રહનું કારણ:**—ટીપુએ અંગ્રેજોને તેના રાજ્યમાંથી હાંકી કાઢવાને ફ્રેન્ચ લોકોની મદદ માંગી અને તેને સમજાવવા મોકલેલા એલચીનું અપમાન કર્યું.

લડાઇની સઘળી ગોઠવણ મદ્રાસમાં થઇ. ૨૦,૮૦૦ માણસનું એક લશ્કર ભેગું થયું, તેની સાથે મિરઆલમની સરદારી નીચે ૨૦,૦૦૦ માણસનું નિઝામનું લશ્કર આવી મળ્યું; એ લશ્કરની સરદારી કર્નલ વેલેસ્લિ જે પાછળથી ડ્યુક ઓફ વેલિંગ્ટન થયો તેની આપી.

મુંબઇથી એક બીજાં ન્હાનાં લશ્કરે બીજાં છુટાં પડેલાં બે ન્હાનાં લશ્કર સાથે મળી **ટીપુ**નાં રાજ્યમાં કૂચ કરી. આ લશ્કરનો

**સદાસિર અને માલ્વેલીની લડાઈ–૧૭૯૯.**

સરદાર **જેનરલ સ્ટુઅર્ટ** હતો, અને આ સઘળાં લશ્કરનો સેનાપતિ **જેનરલ હેરિસ** હતો. પેહેલી લડાઇ ૧૭૯૯માં **સદાસિર*** (સીડસૂર) આગળ થઇ જેમાં જેનરલ **સ્ટુઅર્ટે** **ટીપુ**નો પરાજય કર્યો. બીજી મોટી લડાઈ **માલ્વેલી*** આગળ તેજ વરસમાં થઇ, જેમાં **હેરિસે** તેને હરાવ્યો. આ લડાઇમાં **ટીપુ**નાં ૧,૦૦૦ અને **અંગ્રેજો**નાં માત્ર ૬૯ માણસ માર્યાં ગયાં.

**જેનરલ હેરિસ** હવે એકદમ **શ્રીરંગપટણ** ઉપર ધસી ગયો. **ટીપુ** આ જોઇ ઘણો નિરાશ થયો, અને સલાહ કરવા માગી.

**શ્રીરંગપટણની લડાઇ–૧૭૯૯.**

પણ **હેરિસે** એક કરોડ રૂપિયા બે દિવસમાં **ટીપુએ** આપવા તથા તેના ચાર દીકરા અને ચાર સરદાર ઓળમાં આપવા એવી ઘણીજ સખત સરતો તેની આગળ મૂકી તેથી તે ચીડાઇ ગયો, અને લડાઇ ચાલુ કરી. **જેનરલ બેર્ડ** જેને ચાર વરસ સુધી **ટીપુએ** **શ્રીરંગપટણ**માં બંધીખાને રાખ્યો હતો તે લશ્કર લઇ શહેરમાં ધુસી ગયો અને થોડા વખતમાં તે શહેર જીતી

**ટીપુ મરણ પામ્યો–૧૭૯૯.**

લીધું. **ટીપુ** બહાદૂરીથી પોતાના શહેરનો બચાવ કરતાં માર્યો ગયો–૧૭૯૯. એની લાશ ઘણા દમામથી **લાલબાગ** જે **હૈદરે** બંધાવ્યો હતો; ત્યાં દાટવામાં આવી હતી.

**મ્હૈસૂર અંગ્રેજો** જીત્યા ખરા, પણ તેઓ તે સઘળી જગ્યાના ધણી થયા નહીં. **મ્હૈસૂર**નો થોડો ભાગ તેમના મદદગાર

**મ્હૈસૂરનાં રાજ્યના ત્રણ ભાગ.**

**નિઝામ**ને આપ્યો; કેનડા, કોઇમબેટુર,+ વાઇનાદ અને બીજી થોડીક જગ્યા પોતે રાખી અને થોડોક ભાગ જે **હિંદુ** રાજા કનેથી હૈદરે રાજ્ય લઈ લીધું હતું તેના વારસ **કૃષ્ણરાજ**ને આપ્યો. **કૃષ્ણરાજ** માત્ર પાંચ વરસનો બાળક હતો. અને ઘણી ગરીબી હાલતમાં તે કોઇ ગામડામાં રહેતો હતો.

**કૃષ્ણરાજ.** **પ્રધાન પૂર્નિયા.**

**કૃષ્ણરાજ** ન્હાની વયનો હોવાથી **પૂર્નિયા**, જે હૈદરના વખતમાં પ્રધાન હતો તેણેજ લાંબો વખત સુધી પ્રધાન તરીકે આ રાજ્યનો કારોબાર સારી રીતે ચલાવ્યો. ઉમરે પુગતાં કૃષ્ણરાજે તેના પ્રધાન પૂર્નિયાને કાઢી મેલી રાજ્ય કારભાર એવો તો ખરાબ રીતે ચલાવ્યો કે ૧૮૩૨ માં **લોર્ડ બેન્ટિંકે**

---

* **સદાસિર અને માલ્વેલી**—**શ્રીરંગપટણ**થી આસરે ૩૦ મેલ પર.

+ **નીલગિરિની પાસે.**

સઘળો હક્ક તેની પાસેથી લઈ લીધો અને રાજ્ય અંગ્રેજી આશરા તળે રાખી ૧૮૮૧ માં તેના દત્તક ચામરાજેંદ્રને સ્વાધીન કર્યું.

નિઝામ સાથે તહનામું-૧૮૦૦. સિકંદ્રાબાદમાં જે અંગ્રેજી લશ્કર હતું તેનો પગાર નિઝામથી આપી શકાયો નહીં, તેથી તેણે મ્હેસુરનો મળેલો ભાગ અંગ્રેજોને પાછો આપી દઈ પોતાનું દેવું પતાવ્યું.

કર્ણાટક ખાલસા થયું-૧૮૦૧. ઉમદત-અલ-ઓમરાવ ( મહમદઅલ્લીના પુત્ર ) ના મરણ પછી તેનો દીકરો અલીહુસેન નવાબ થયો; પણ ટીપુ સાથેના તેના બાપના કાવત્રાં અંગ્રેજ લોકોને માલમ પડવાથી તેઓએ તેની સાથે સખત સંધિ કરવા માંગી જે તેણે કબુલ કરી નહીં. આ ઉપરથી તેઓએ તેના પિત્રાઇ ભાઇ અઝીમુદૌલાને નવાબ કબુલ કરી ખરચ બાદ કરતાં મ્હેસુલનો પાંચમો ભાગ તેને આપવાની બોલીએ તેનો આખો મૂલક લઇ લીધો, ૧૮૦૧.

## બાબ ૬ ઠ્ઠો.

## મરેઠા સાથે બીજો વિગ્રહ ૧૮૦૨—૧૮૦૩.

આ વખતે ગ્વાલિયરનો સિંધિયા દોલતરાવ અને ઇન્દોરનો હોલ્કર જસવંતરાવ બન્ને જણા શ્રેષ્ઠતા ભોગવવાને માંહોમાંહે લડતા હતા; એમાં હોલ્કરને જય મળતો નહોતો, કારણ કે પેશ્વા સિંધિયાનો પક્ષ લેતો હતો. આથી ઇ. સ. ૧૮૦૧ માં હોલ્કર એક લશ્કર લઇ એકદમ પુના ઉપર ચઢી આવ્યો, અને ત્યાં આગળ પેશ્વાને હરાવ્યો. બાજીરાવ પેશ્વા ન્હાસી વસાઈ ગયો, અને ત્યાં પોતાની ગાદી પાછી મેળવવાને અંગ્રેજો સાથે ૧૮૦૨ માં સંધિ કરી.

**વસાઈની સંધિ:**—૧—પેશ્વાએ પુનામાં અંગ્રેજની છાવણી નાંખવા દેવી, અને તેના ખરચ માટે વરસ દહાડે ૨૬ લાખ રૂપિયા આપવા.

વસાઈની સંધિ ૧૮૦૨. ૨—એણે પોતાના રાજ્યમાં અંગ્રેજો સાથે દુશ્મનાઇ રાખનાર કોઈપણ યુરોપીઅન પ્રજાને રહેવા દેવા નહીં.

૩—સુરત અને તેની આસપાસની જગ્યા, જે આ વખતે અંગ્રેજોના હાથમાં હતી, તેના ઉપર પેશ્વાએ કંઇપણ દાવો કરવો નહીં.

૪—પેશ્વાએ અંગ્રેજોનો વિશ્વાસુ મિત્ર થઇ રહેવું.

**વિગ્રહનાં કારણ:**—૧—દોલતરાવ સિંધિયા અને વરાડનો રઘુજી ભોંસલે વસાઇની સંધિ વિરૂદ્ધ થયા, અને તે તેઓએ કબુલ કરી નહીં, તેથી અંગ્રેજોને તેમની સામે લડવું પડયું.

૨—હોલ્કર જે પુનામાં હતો તેને બહાર કાઢી પેશ્વાને ગાદીએ બેસાડવા માટે અંગ્રેજોએ લશ્કર મોકલ્યું.

જેનરલ વેલેસ્લિ અને સ્ટિવનસનની સરદારી નીચે બે મોટાં લશ્કર તૈયાર કર્યાં. હોલ્કર આ સાંભળી પુનાથી માળવા ન્હાસી ગયો, અને ત્યાં લૂંટફાટ કરવા લાગ્યો. આથી પેશ્વા નિર્વિઘ્ને પુનાની ગાદીએ બેઠો, પણ સિંધિયા અને રઘુજી ભોંસલે અંગ્રેજો સામે લડવાને તૈયાર થયા.

આ વખતે મરેઠી રાજ્યનો વિસ્તાર દિલ્હીથી તે કાવેરી નદી સુધી, અને મહાનદીના મુખ આગળથી તે ખંભાતના અખાત સુધીનો હતો.

ઇ. સ. ૧૮૦૩—લડાઈની શરૂઆતમાં અંગ્રેજોએ અહમદનગર જીતી લીધું, અને સ્ટિવનસને *જાલના હસ્ત કર્યું. આ પછી જેનરલ વેલેસ્લિએ મ્હૈસુરમાંથી આવીને મરેઠાનાં મોટાં લશ્કરને એસે+ આગળ હરાવ્યું, જેથી દોલતરાવ અને રઘુજી ન્હાસી ગયા.

એસેની લડાઇ ૧૮૦૩.

ઇ.સ. ૧૮૦૩—કર્નલ સ્ટિવનસને ખાનદેશમાં અશીરગઢ અને બરાનપુર જીતી લીધાં; લોર્ડ લેકે કાનપુરમાંથી નિકળી અલિગઢ× છાપો મારી લઇ લીધું, અને ૨૮૧ તોપ કબજે કરી. એજ સરદારે પછી સિંધિયાનાં મોટાં લશ્કર સામે દિલ્હી આગળ એક મોટી જીત મેળવી દિલ્હી તાબે કર્યું, અને શાહઆલમ બીજો, જેને મરેઠાઓએ કેદ કર્યો હતો, તે અંગ્રેજોના હાથમાં આવ્યાથી તેઓએ તેને છુટો કરી સારૂં પેન્શન આપ્યું. દિલ્હીની લડાઇમાં સિંધિયાની નોકરીમાં રહેલા કેટલાક ફ્રેન્ચ સરદારો પકડાયા. આગ્રા પણ આ લડાઈ પછી લેકે તરત જીતી લીધું. આ શહેરમાંથી પુષ્કળ ખજાનો મળ્યો જે સિપાઇઓમાં તેણે વેહેંચી નાખ્યો.

અલિગઢની લડાઈ-૧૮૦૩.

દિલ્હીની લડાઈ-૧૮૦૩.

ત્રીજી વખતે લોર્ડ લેકે સિંધિયાનાં બીજાં લશ્કર સામે કૂચ કરી. આ લશ્કરનું નામ "દક્ષિણનું અજીત" લશ્કર હતું. લાસ્વારી$આગળ બન્ને લશ્કરો સામસામા થયાં, જેમાં સિંધિયાના અજીત લશ્કરનો પરાજય થયો.

લાસ્વારીની લડાઈ-૧૮૦૩.

જેનરલ વેલેસ્લિએ એસે આગળ જીત મેળવ્યા પછી આરગામ¶ આગળ સિંધિયાના લશ્કરનો પાછો પરાજય કર્યો. અને વરાડના રાજાનો ગાવિલગઢ† જીતી લીધો. રઘુજી ભોંસલે આ હારોથી લાચાર થયો, અને તેણે અંગ્રેજો સાથે દેવગામ આગળ સંધિ કરી, ૧૮૦૩.

આરગામની લડાઈ-૧૮૦૩.

*જાલના—ઔરંગાબાદથી ૩૦ મેલ દૂર
+એસે—પૂર્ણા નદી ઉપર જાફરાબાદની પશ્ચિમે.
× અલિગઢ—આગ્રાની ઉત્તરે ૫૩ મૈલપર.
$લાસ્વારી—આગ્રાની વાયવ્ય કોણમાં ૭૩ મૈલપર.
¶આરગામ—વરાડ પ્રાંતમાં. †ગાવિલગઢ—એલિચપુરની વાયવ્યે

**દેવગામની સલાહની સરતો:—૧**–રાજાએ કટક પ્રાંત, તેમજ વર્ધા નદીના પશ્ચિમ કાંઠાનો ભાગ, અને ગાવિલગઢ તથા તેની આસપાસની જગ્યા **અંગ્રેજોને** આપવી.

૨–નિઝામ અને પેશ્વા સાથે જે કંઈ વાંધો ઉઠે તેનો ચુકાદો અંગ્રેજો પાસે કરાવવો.

૩–અંગ્રેજો સાથે દુશ્મનાઇ રાખનાર કોઇપણ પારકી પ્રજાને પોતાનાં રાજ્યમાં રાખવી નહીં.

સિરજીઅંજન ગામની સંધિ ૧૮૦૩. સિંધિયાએ પણ કંઈ બીજો ઉપાય ન મળવાથી અંગ્રેજો સાથે ૧૮૦૩ માં સંધિ કરી. એ સંધિને **સિરજીઅંજન ગામની*** સંધિ કહે છે.

**સિરજીઅંજનગામની સલાહની સરતો:—૧**—ગંગા અને જમના નદી વચ્ચે આવેલો મૂલક, જેપુર, જોધપુર, અને ગોહદની ઉત્તરનો પ્રદેશ, તેમજ અહમદનગર, ભરૂચ અને ગોદાવરી આગળનો કેટલોક મૂલક અંગ્રેજોને આપવો.

૨—અંગ્રેજ સાથે દોસ્તી રાખનાર રાજાઓ (નિઝામ, ગાયકવાડ, અને પેશ્વા) ઉપર કોઇપણ જાતનો દાવો કરવો નહીં.

૩—પેશ્વા સાથે જે કાંઇ વાંધો ઉઠે તેનો ચુકાદો અંગ્રેજો પાસે કરાવવો.

## બાબ ૭ મો.

## મરેઠા સાથે ત્રીજો વિગ્રહ ૧૮૦૪—૧૮૦૫.

**વિગ્રહનાં કારણ:—૧**—હોલકરે પેશ્વાને પુનામાંથી ન્હસાડી મૂકયો.

૨—હોલકરે કોઇની દરકાર ન કરતાં માળવામાં લૂંટ ચલાવી.

જ્યાં સુધી હોલકરનું જોર નરમ પડે નહીં ત્યાં સુધી પેશ્વા, જે હાલ અંગ્રેજોનો મિત્ર થયો હતો, તે નિર્ભયપણે ગાદીએ બેસવાનો નથી, એવો વિચાર કરી અંગ્રેજોએ તેની સામે લડવાને હવે તૈયારી કરી. હોલકર પાસે સિંધિયા અને વરાડના રાજાની નોકરી છોડી ગએલા સિપાઇઓ મળીને ૭૫,૦૦૦ માણસનું કવાયત પામેલું લશ્કર અને ૧૯૨ તોપો હતી.

૧૮૦૪—લડાઇની શરૂઆતમાં હોલકરે કેટલીક જીતો મેળવી. કર્નલ

કર્નલમોન્સનની હાર-૧૮૦૪. મોન્સન મુકંદ્રાની નાળમાં ઘેરાઇ ગયો અને તેને પોતાનો સઘળો સરસામાન મુકી દઈ ન્હાસવું પડયું, જેથી તેનાં ઘણાં માણસો માર્યાં ગયાં. આ હાર વડગામની સંધિ(૧૭૭૯)

---

*સિરજીઅંજનગામ—એલિચપુરની પાસે.

અથવા કર્નલ બેલીની હાર ( ૧૭૮૦ ) જેવી અંગ્રેજોનાં નામને કલંક લગાડનારી હતી.

હોલ્કરે આથી ફુલાઈ જઇ દિલ્હી ઉપર એકદમ હુમલો કર્યો, પણ કર્નલ ઓક્ટર્લોની અને બર્ને ઘણી બહાદુરીથી તેનો બચાવ કર્યો, જેથી હોલ્કરને સાત દિવસમાં ત્યાંથી પાછું ફરવું પડ્યું.

દીગ તથા ફરૂખાબાદની લડાઇ-૧૮૦૪.

૧૮૦૪—જેનરલ ફ્રેઝર અને કર્નલ મોન્સને દીગ* આગળ હોલ્કરના લશ્કરનો પરાજય કરી તેની ૮૭ તોપો લઇ લીધી, જેમાંની ૧૪ તોપો કર્નલ મોન્સને મુકંદ્રાની નાળમાં ખોઇ દીધી હતી તે હતી. લોર્ડ લેકે ફરૂકાબાદ+ આગળ તેની બીજી ફોજને સખત હાર આપી દીગગઢ જીતી લીધો, અને પછી ૧૮૦૫ માં ભરતપુરના× કિલ્લાપર હુમલો કર્યો.

ભરતપુરના કિલ્લાપર હુમલો ૧૮૦૫.

દીગગઢ અને ભરતપુરનો કિલ્લો ભરતપુરના જાટ રાજા રણજીતસિંહનો હતો. તેણે આ લડાઇઓમાં હોલ્કરને મદદ કરી હતી, તેથી અંગ્રેજોએ તેના કિલ્લાઓ ઉપર હુમલો કર્યો. ભરતપુરનો કિલ્લો ઘણો મજબૂત અને તેનો ઘેરાવો આશરે સાત કે આઠ મૈલનો છે, એને ફરતી દિવાલ ઘણી મજબૂત હોવાથી દેશી લોકોનો એવો વિચાર હતો કે એ કોઇથી જીતી શકાય એવો નથી. લોર્ડ લેકે એ કિલ્લાપર ચાર વખત હુમલો કર્યો, પણ રાજાએ બહાદુરીથી તેનો બચાવ કર્યો. આખરે હોલ્કર પોતાની સઘળી જગ્યા ખોઇ બેઠો તે જાણી રાજાએ અંગ્રેજો સાથે સંધિ કરી.

ભરતપુરના રાજા સાથે સંધિ-૧૮૦૫.

**સલાહની સરતો:**—૧૮૦૫,–૧—ભરતપુરના રાજાએ અંગ્રેજોને ૨૦ લાખ રૂપિયા આપવા.

૨—હોલ્કર સાથેનો સઘળો સંબંધ તોડી નાંખવો.

૩—દીગ અંગ્રેજોને સ્વાધીન કરવું, અને જો રાજા અંગ્રેજોનો મિત્ર થઇ રહે તો તે તેઓએ તેને પાછું આપવું.

હોલ્કરના ચંદોર* અને જાલના* તેમજ ઉજ્જન, ઇંદોર અને આખો માળવા પ્રાંત અંગ્રેજોએ જીતી લીધાં, તેથી હોલ્કર ઘણો નિરાશ થયો, અને અંગ્રેજો સાથ સંધિ કરવા તૈયાર થયો; પણ જ્યારે દોલતરાવ

---

*દીગ—આગ્રાની વાયવ્ય કોણે ૫૭ મૈલ પર.

+ફરૂકાબાદ—ગંગા નદીને પશ્ચિમ કાંઠે—લખનૌથી ૯૦ મૈલ પર.

×ભરતપુર—આગ્રાની વાયવ્ય કોણે ૩૦ મૈલ પર.

*ચંદોર અને જાલના—ઔરંગાબાદની વાયવ્ય દિશાએ ૮૭ મૈલપર.

સિંધિયા પાછો અંગ્રેજની સામે લડાઈ કરવા હોલ્કરની મળતીઓ થયો (કારણ કે અંગ્રેજોએ જીતેલો ગ્વાલિયર તથા ગોહદ*ના રાજ્યનો ભાગ એને પાછો આપ્યો નહીં) ત્યારે લડાઈ પાછી ચાલુ થઇ.

૧૮૦૫ માં લૉર્ડ મોર્નિંગ્ટન (લૉર્ડ વેલેસ્લિ) સ્વદેશ ગયો, જ્યાં એની સારી નોકરીને માટે એને વીસ લાખ રૂપિયાનું ઇનામ મળ્યું; એની જગ્યાએ લૉર્ડ કોર્નવોલિસ બીજીવાર ગવર્નર જેનરલ થઈ આવ્યો. એને લડાઈ કરવાથી દૂર રહી હરકોઈ પ્રકારે સલાહસંપથી રાજ્ય ચલાવવા માટે મોકલ્યો હતો, પણ એ માસમાં એ બનારસ આગળ ગાજીપુરમાં મરણ પામ્યો, (૧૮૦૫) તેથી બીજો ગવર્નર જેનરલ નિમાઈ આવે તેટલો વખત તેની જગ્યાએ કૌન્સિલના વડા મેમ્બર સર જ્યોર્જ બાર્લોએ રાજ્યાધિકાર ચલાવ્યો. એણે લૉર્ડ કોર્નવોલિસના વિચાર પ્રમાણે ચાલીને સિંધિયા તથા હોલ્કર સાથે સંધિ કરી, જે એ બન્ને રાજાઓને ઘણી ફાયદાકારક હતી.

લૉર્ડ કૉર્નવોલિસ ૧૮૦૫-૧૮૦૫.

જ્યોર્જ બાર્લો ૧૮૦૫-૧૮૦૭

સિંધિયા સાથે બીજીવાર સંધિ ૧૮૦૫.

**૧૮૦૫—સિંધિયા સાથે સલાહની સરતો:—**

૧—૧૮૦૩ માં સિરજીઅંજનગામ આગળના કરેલા કોલકરાર સિંધિયાએ બહાલ રાખવા.

૨—સિંધિયાને ગ્વાલિયર અને ગોહદના રાજ્યનો ભાગ પાછો આપવો.

જસવંતરાવ હોલ્કર પંજાબ ન્હાસી ગયો હતો, ત્યાં તેણે અંગ્રેજો સામે લડવાને શીખ લોકની મદદ માગી, પણ જ્યારે તેની ધારણા પાર પડી નહીં, ત્યારે આખરે તેણે પણ બિયાસ નદીને કાંઠે રાયપુરઘાટ આગળ સંધિ કરી.

હોલ્કર સાથે સંધિ-૧૮૦૫.

**૧૮૦૫—હોલ્કર સાથે રાયપુરઘાટની સલાહની સરતો:—**

૧—હોલ્કરે ચંબળ નદીની ઉત્તર તરફની જગ્યાપર કંઈપણ દાવો કરવો નહીં.

૨—હોલ્કરે કોઈ બીજી યુરોપીઅન પ્રજાને પોતાનાં રાજ્યમાં રાખવી નહીં.

૩—હોલ્કરના સઘળા જીતેલા મૂલકો અંગ્રેજોએ એને પાછા સ્વાધીન કરવા.

સર જ્યોર્જ બાર્લોની આવી રાજ્યનીતિથી દેશીઓમાં અંગ્રેજો વિષે

---

* ગોહદ—ગ્વાલિયરની ઉત્તરે ૨૩ મેલ પર.

સારો વિચાર રહ્યો નહીં; અને જેપુર, બુંદી* અને બીજા રજપૂત રાજાઓ જેઓએ અંગ્રેજોના મિત્ર થઇ લડાઇની વખતે સારી મદદ કરી હતી, તેમની ઉપર જ્યારે સિંધિયા અને હોલ્કરે ચઢાઇ કરી ઘણો જુલમ ગુજાર્યો, ત્યારે અંગ્રેજો તેમને બચાવવાને વચ્ચે પડયા નહીં, તેથી દેશી રાજાઓના મન ઘણાં ખાટાં થયાં.

૧૮૦૬—સર જ્યોર્જ બાર્લોની કારકીર્દિમાં દેશી સિપાઇઓએ વેલોરમાં+ બંડ કર્યું. આ બંડનું કારણ એ હતું કે તેમને ચોકસ ઘાટની પાઘડી ઘાલવાનો તેમજ દાઢી મુછ એકસરખાં રાખવાનો તથા કપાળપર ટીલું નહી કરવાનો હુકમ થયો હતો, જે તેમને પસંદ પડયો નહીં. બંડનું ખરૂં કારણ તો એવું ધારવામાં આવે છે કે ટીપુના બે દીકરા જેમને વેલોરમાં નજર કેદ રાખ્યા હતા, તેઓએ સિપાઇઓને ઉશ્કેર્યા. દેશી સિપાઇઓએ પોતાની છાવણીમાંથી બ્હાર નિકળી ૧૧૩ યુરોપીયનોને કાપી નાંખ્યા. કર્નલ ગિલેસ્પિ જે ૧૬ મૈલ દૂર આર્કટમાં હતો તેણે તુરત આવી એ બંડ બેસાડી દીધું; અને જ્યારે પાછો સઘળો બંદોબસ્ત થયો ત્યારે ટીપુના દીકરાએને કલકત્તે મોકલાવ્યા. ૧૮૦૭માં લોર્ડ મિન્ટો ગવર્નર જેનરલ થઇ આવ્યો, ત્યારે સર જ્યોર્જ બાર્લોને મદ્રાસનો ગવર્નર નિમ્યો જ્યાં તેણે છ વરસ અમલ ચલાવ્યો. અહીંયાં પણ એના "ટેન્ટ કોન્ટ્રેક્ટ" એટલે લશ્કરના સરદારોને તેમના સિપાઇઓને માટે તંબુ પૂરા પાડવા બદલ પૈસા મળતા તે બારો રદ કર્યો તેથી લશ્કરમાં બંડ ઉઠયું, જે જલદી સમી ગયું. પણ સેનાધિપતિ મેકડોવલ રાજીનામું આપી વિલાયત ગયો.

વેલોરમાં બંડ ૧૮૦૬.

લોર્ડ મિન્ટો ૧૮૦૭-૧૮૧૩.

મદ્રાસમા બંડ ૧૮૦૭.

---

## બાબ ૮ મો.

## નેપાલ સાથનો વિગ્રહ ૧૮૧૪—૧૮૧૬.

લોર્ડ મિન્ટો પછી મોઇરાનો અર્લ જે પાછળથી માર્કિવસ ઓફ હેસ્ટિંગ્સ થયો, તે ગવર્નર જેનરલ નિમાયો. એના વખતમાં નેપાલ સાથે લડાઈ સળગી. નેપાલના રહેવાસી ગુર્ખા લોકો ઈ. સ. ૧૭૬૭માં નેપાલના ધણી થયા તે વખતે તેમનો સરદાર પૃથુનારાયણ હતો. આ સરદારે સૂર્યવંશના રાજા જે ત્યાં રાજ્ય કરતો હતો તેને હરાવ્યો અને પોતે ગાદીએ બેઠો.

મોઇરાનો અર્લ ૧૮૧૪-૧૮૨૩.

---

* બુંદી—માળવાની ઉત્તરે. + વેલોર—મદ્રાસ ઈલાકામા આર્કટ પાસે.

હતો. પૃથ્વીનારાયણનો વંશજ વિક્રમશાહ ૧૮૦૫ માં ન્હાની વયે ગાદીએ બેઠો તેથી રાજ્યકારભાર ભિમસિંહ નામનો સરદાર ચલાવતો હતો.

**વિગ્રહના કારણ:**—૧—ગુર્ખા લોકે અંગ્રેજોના મુલક પર ચઢી આવી લૂંટ ચલાવી.

૨—અંગ્રેજો સાથે મિત્રાચારી રાખનાર બોટવાળના* જમીનદારને કેદ કરી તેની જગ્યા તેઓએ લઇ લીધી.

૩—૧૮ અંગ્રેજ અમલદારોને બોટવાળમાં મારી નાંખ્યા.

અંગ્રેજોએ લસ્કરની ચાર ટુકડીઓ ગિલેસ્પિ, ઉડ, માર્લે, અને ઓકટર્લોનીની સરદારી નીચે જૂદે જૂદે રસ્તેથી નેપાલમાં મોકલી; પણ ઉંચા ડુંગરા, ખરાબ હવા, તેમજ ગુર્ખા લોકોની બહાદુરીને લીધે અંગ્રેજોને પ્હેલાં કાંઇ મોટો જય મળ્યો નહીં. વેલોરનું બંડ બેસાડી નાખનાર કર્નલ

ગિલેસ્પિ, ઉડ, માર્લે અને આકટર્લોની સરદારો. મલૂનની લડાઇ ૧૮૧૫.

ગિલેસ્પિ કલંગા ઉપર હુમલો કરતાં માર્યો ગયો; જેનરલ માર્લેએ જૈટક ઉપર હુમલો કર્યો, પણ તેમાં તે નિષ્ફળ થયો. જેનરલ ઉડ પૂર્વ તરફથી ગયો હતો, તે પણ હારી ગયો, અને તેનાં ઘણાં માણસો માર્યા ગયાં. માત્ર કર્નલ ઓકટર્લોનીએ ઘણીજ મુશ્કેલીથી ૧૮૧૫ માં મલૂન જીતી લીધું.

બીજી સ્વારી કર્નલ ઓકટર્લોનીનીજ સરદારી નીચે નેપાલમાં

રામગઢ અને અલ્મોરાના કિલ્લા જીતી લીધા.

કરવામાં આવી. ગુર્ખા સરદાર અમીરસિંહ તેની સામે લડવા આવ્યો; પણ આખરે તે હારી ગયો, અને રામગઢ અને અલ્મોરાના કિલ્લા અંગ્રેજોના હાથમાં આવ્યા. નેપાલના રાજાએ હવે સલાહ કરવા માંગી, પણ અંગ્રેજોની સરત

મકવાનપુરની લડાઈ—૧૮૧૬.

ઘણી કઠણ હોવાથી રાજાએ તે કબુલ કરી નહીં, અને ૧૮૧૬માં લડાઇ પાછી ચાલુ કરી; કર્નલ (હાલ સર ડેવિડ) ઓકટર્લોની ગુર્ખા લોકો સામે મકવાનપુર આગળ લડયો,

સિગાઉલીની સન્ધિ-૧૮૧૬.

અને તેમના સરદાર સમશેર રાણાને બેવાર હરાવી રણજોરસિંહ સરદાર પાસેથી હરિહરપુરનો કિલ્લો જીતી લીધો. આથી રાજાએ આખરે અંગ્રેજો સાથે સિગાઉલી આગળ સંધિ કરી, ૧૮૧૬.

**સિગાઉલીની સલાહની સરતો:**—૧-અગ્નિ કોણમાં સિક્કિમ, કે જે રાજા રોકી બેઠો હતો, ત્યાંથી તેણે નિકળી જવું.

૨—નૈઋત્ય કોણ તરફની કેટલીક જગ્યા રાજાએ અંગ્રેજોને આપવી.

---

*બોટવાળ—અયોધ્યામાં.

આ બીજી સરતથી અંગ્રેજોને સિમલા, મસુરી, અને નૈનિતાલ નામની શીતળ ટેકરીઓ મળી.

---

## બાબ ૯ મો.

## પિંઢારા સાથનો વિગ્રહ ૧૮૧૬—૧૮૧૭.

**વિગ્રહનું કારણ:**—પિંઢારા લોક અંગ્રેજ સરકાર તથા તેમના મિત્રોના રાજ્ય પર ચઢી આવ્યા અને ત્યાં તેઓએ ઘણી ક્રૂરતા વાપરી. આ લોક મૂળ મરેઠા લશ્કરના સિપાઇઓ હતા. હોલકર અને સિંધિયાને અંગ્રેજો સાથ સંધિ થવાથી આ ભાડુતી સિપાઇઓ લૂંટારાનો ધંધો કરવા લાગ્યા, જે ઉપરથી તેઓ પિંઢારા કહેવાતા. તેઓ કાંઇ એક નાત જાતના નહોતા તેમનામાં હલકી વર્ણના હિંદુ તેમજ મુસલમાનો હતા. આ પિંઢારાઓનું રહેઠાણ માળવામાં હતું અને તેમના સરદારો અમીરખાં, ચિતુ (છટુ) અને કરીમ હતા. ૧૮૧૬માં આ લૂંટારાઓને મેજર લેશિંગ્ટન અને મેકડોવલ સરદારના લશ્કરોએ ઘણી હાનિ કરી તેમને વિખેરી નાખ્યા હતા, પણ તેઓ શાંત થયા નહી હતા. આથી લોર્ડ હેસ્ટિંગ્સે ૧૮૧૭માં તેમનો નાશ કરવાને એક ઘણું મોટું લશ્કર સર ટોમ્સ હિસ્લોપની સરદારી નીચે મોકલ્યું. આ નવાબ અમીરખાં તુરત અંગ્રેજોની પક્ષમાં ગયો અને પોતાના લશ્કરનાં માણસોને નોકરીપરથી કાઢી મેલી પોતાનું લશ્કર તોડી નાંખ્યું, જેના બદલામાં અંગ્રેજોએ તેને કંઇક જગ્યા આપી. ચિતુ અને કરીમ હવે બધી તરફથી ઘેરાઈ ગયા અને તેમનાં લશ્કરોનો નાશ થયો. કરીમ અંગ્રેજોને શરણે આવી શાંત સ્વભાવનો જાગીરદાર થઇ બેઠો. અને ચિતુ જંગલોમાં ન્હાસી ગયો, જ્યાં તેને વાઘે મારી નાંખ્યો.

(પિંઢારા.) (અમીરખાં.) (કરીમ.) (ચિતુ.)

---

## બાબ ૧૦ મો.

## મરેઠા સાથે ચોથો વિગ્રહ ૧૮૧૭—૧૮૧૮.

**વિગ્રહનું કારણ:**—જ્યારે પેશ્વા અંગ્રેજોથી છૂટા થવાને હોલ્કર, સિંધિયા, અને ભોંસલે જોડે છાની મસલત કરતો જણાયો, ત્યારે અંગ્રેજોએ તેની સાથે સખ્ત સરતોપર સંધિ કરવા માંગી, જેથી પેશ્વા ચીડાઇ ગયો.

ઈ. સ. ૧૮૧૭માં બાજીરાવ પેશ્વાની દરબારમાં મોન્સ્ટુઅર્ટ એલ્ફિન્સ્ટન રેસિડંટ નિમાયો હતો. બાજીરાવ અંગ્રેજોથી છૂટા થવાને હોલ્કર, સિંધિયા

અને ભોંસલે જોડે જે છાની મસલત કરતો હતો તેથી, અને ૧૮૨૦માં વસાઇ આગળ થયલા કોલકરારો તોડી નાંખવાને લડાઇની તૈયારી કરતા હતો તેની આ રેસિડંટને ખબર હતી. આ ઉપરથી ૧૮૧૭માં પુના આગળ એક

પુના આગળ નવા કરાર ૧૮૧૭

નવો પણ સખ્ત કોલકરાર પેશ્વા સાથે થયો જેથી (૧). ગાયકવાડ સ્વતંત્ર થયો; ૨ પુનામાં વધુ લશ્કર રાખવાના ખરચ પેટે અંગ્રેજોએ માળવા, ગુજરાત અને અહમદનગર લીધાં; (૩) રેસિડંટની પરવાનગી શિવાય બીજા રાજાઓ જોડે વ્યવહાર રાખવો નહીં; અને (૪) પેશ્વાએ પોતાના પ્રધાન ત્રિંબકજી ડેંગલેને રેસિડંટના સ્વાધીનમાં આપવો. એવા ઠરાવ થયા આ સખ્ત સરતોથી પેશ્વા ઘણો ચીડવાઇ ગયો અને પિંઢારા સામે અંગ્રેજોને મદદ આપવાને બ્હાને એક મોટું લશ્કર ભેગું કરી રાખ્યું.

પેશ્વાનો પ્રધાન ત્રિંબકજી ડેંગલે કોઇ હલકી વર્ણનો પુરૂષ હતો, અને તે અંગ્રેજો સામે દ્વેષ રાખતો હતો. જ્યારે ૧૮૧૩માં ફતેસિંગરાવ ગાયકવાડને પેશ્વા સાથે માગના લેણાનો વાંધો પડયો ત્યારે તેનો નિવેડો લાવવાને ગાયકવાડે પોતાના પ્રધાન ગંગાધર શાસ્ત્રીને પુને મોકલ્યો; પણ આ પ્રધાને તેને પંઢરપુરમાં+ મારી નંખાવ્યો.

૧૮૧૭—પેશ્વા તરફથી લડાઇની તૈયારી થતી જોઇને અંગ્રેજ રેસિડંટ પુના છોડી ખડકી* ગયો. આથી પેશ્વાએ ખડકી ઉપર

ખડકીની લડાઈ ૧૮૧૭.

હુમલો કર્યો, પેશ્વાનું લશ્કર ૨૬,૦૦૦ માણસનું હતું. અને અંગ્રેજનું મેજર ફોર્ડની સરદારી નીચે ૨,૮૦૦ માણસનું હતું. લડતાં પેશ્વા હારી ગયો અને પુના અંગ્રેજોના હાથમાં આવ્યું. પેશ્વા પ્હેલાં સતારે, અને પછી પંઢરપુર ન્હાસી ગયો. ૧૮૧૮ માં પેશ્વાએ એક બીજું લશ્કર ભેગું કર્યું, અને

કોરેગામની લડાઇ-૧૮૧૮.

અંગ્રેજ સરદાર સ્ટોન્ટનનાં લશ્કરપર કોરેગામ‡ આગળ હુમલો કર્યો, પણ તેમાં તેની પૂર્ણ હાર થયાથી તે કર્ણાટક અને પછી શોલાપુર ન્હાસી ગયો.

અંગ્રેજોએ ૧૮૧૮માં સતારા જીતી લીધું; અને એક ઢંઢેરો પીટાવી બાજીરાવ અને તેના વારસોનો હક્ક છિનવી લીધો, અને

અંગ્રેજોએ સતારા જીત્યું. —૧૮૧૮.

સતારાના રાજા શાહુના દીકરા પ્રતાપસિંહને નિરા અને વારણા નદીની વચ્ચેનો મુલક આપ્યો.

---

+ પંઢરપુર-ભીમા નદીપર. * ખડકી—પુનાથી ૪ મૈલપર.

‡ કોરેગામ—ભીમા નદી ઉપર-પુનાથી ૧૭ મૈલ દૂર.

આસટેની લડાઈ-૧૮૧૮. પેશ્વા મરણ પામ્યો-૧૮૫૩.

૧૮૧૮માં પેશ્વાના સેનાધિપતિ ગોખલેએ શોલાપુર અને પુરંધરની વચ્ચે આસટે ગામ આગળ અંગ્રેજો સામે છેલ્લી લડાઇ કરી, જેમાં ગોખલે અને તેનાં ઘણાં માણસો માર્યા ગયાં. આથી બાજીરાવ હવે લાચાર થઇ સર જોન માલ્કમને શરણ થયો, જેણે એને કાનપુર પાસે બિઠુરમાં રાખ્યો, અને વરસ દહાડે ૮ લાખ રૂપિયાનું પેન્શન આપતું કર્યું, જ્યાં એ ૧૮૫૩ ના જાનેવારી માસમાં મરણ પામ્યો.

સતારા ખાલસા થયું-૧૮૪૯

સતારાના રાજા બીજા શાહુના દીકરા પ્રતાપસિંહ જેને પેશ્વાની ગાદી આપી, તે પણ પોતાનું ભલું કરનાર અંગ્રેજો સામે કાવત્રાં કરવા લાગ્યો, તેથી તેને પદભ્રષ્ટ કરી તેના ભાઇ શાહજીને નામનો પેશ્વા કરી બેસાડયો અને એના મરણ પછી ૧૮૪૯ માં સતારા ખાલસા કર્યું.

પેશ્વાનો પ્રધાન ત્રિંબકજી ડુંગ્લે જેને થાણાના કિલ્લામાં અંગ્રેજોએ બંધીવાન કર્યો હતો અને જે ત્યાંથી ન્હાસી ગયો હતો તે પણ પછી અંગ્રેજોના હાથમાં સપડાયો; તેને ગંગા નદી ઉપરના ચુનારગઢમાં કેદ કર્યો, જ્યાં તે મરણ પામ્યો.

નાના સાહેબ.

બાજીરાવને કંઇ સંતાન ન હોવાથી તેણે નાના સાહેબને દત્તક લીધો, પણ અંગ્રેજોએ તેને કબુલ રાખ્યો નહીં. એજ ક્રૂર અને પાપી માણસે ઇ. સ. ૧૮૫૭ના બળવાની વખતે કાનપુરમાં ત્રાસદાયક કામો કર્યાં હતાં (જુઓ પ્રકરણ ૧૦ મું). આ પ્રમાણે બાલાજી વિશ્વનાથના વંશનો છેડો આવ્યો.

સિતાબલ્દીની લડાઇ-૧૮૧૭. નાગપુરની લડાઈ-૧૮૧૭. જબલપુરની લડાઈ-૧૮૧૭.

**નાગપુરનો રાજ્યકારભાર:**—નાગપુરનો રાજા પરસાજી, ઘેલો અને ન્હાની વયનો હોવાથી એનો પિત્રાઇ ભાઇ આપાસાહેબ રાજ્ય પ્રતિનિધિ થયો હતો. એણે એ બાળકનું કાસળ કાઢયું અને પોતે રાજપાટનો માલેક થઇ (૧૮૧૭), અંગ્રેજોસામે કાવત્રાં કરવા લાગ્યો. થોડા વખતમાં એણે નાગપુરની પશ્ચિમે સિતાબલ્દીના ટેકરી આગળ અંગ્રેજી લશ્કરપર હુમલો કર્યો, ૧૮૧૭, પણ કર્નલ સ્કોટ અને ફિટઝરલ્ડે તેનો પરાજય કર્યો, અને જેનરલ ડવટનનું લશ્કર આવી પ્હોંચતાંજ તેને પાછો નાગપુર આગળ હરાવ્યો. જ્યારે જેનરલ હાર્ડિમેને તેને ત્રીજી વખત જબલપુર આગળ હરાવ્યો ત્યારે તે અંગ્રેજોને શરણ થયો, જેઓએ તેની સાથે સરતો કરી તેને ગાદી પાછી આપી.

૧૮૧૭. ગાદીએ બેસતાંજ આપાસાહેબ અંગ્રેજો સામે પાછાં કાવત્રાં કરવા લાગ્યો; આથી ત્યાંના રેસિડંટ મિ૦ જેન્કિન્સે તેને પકડી અલાહબાદ મોકલ્યો, પણ માર્ગમાં તે ન્હાસીગયો, અને અશીરગઢમાં ચિતુ પિંઢારા સાથે મળી ગયો. જ્યારે અશીરગઢ અંગ્રેજોએ જીતી લીધું ત્યારે તે ત્યાંથી શીખ રાજાને આશ્રયે જઈ રહ્યો, અને વળી ત્યાંથી જોધપુર નાઠો, જ્યાં તે ૧૮૪૦માં મરણ પામ્યો. અંગ્રેજોએ રઘુજી ભોંસલેના પૌત્રને નાગપુરની ગાદીએ બેસાડયો, અને ૧૮૫૩માં તે અપુત્ર મરણ પામવાથી નાગપુર પણ અંગ્રેજી રાજ્ય સાથે જોડી નાંખ્યું.

આપાસાહેબ મરણ પામ્યો ૧૮૪૦. નાગપુર ખાલસા થયું-૧૮૫૩.

**હોલ્કરના સરદારોનું બંડ ૧૮૧૭:**—જસવંતરાવ હોલ્કર ઇ. સ. ૧૮૧૧માં ગાંડો થઈ મરણ પામ્યો, અને એનું રાજય ઘણી માઠી હાલતમાં આવી પડયું. એનો દીકરો મલ્હારરાવ હોલ્કર ન્હાની વયનો હોવાથી એની મા તુલસીબાઇ રાજ્યકારભાર ચલાવતી હતી. પણ તેણી તે કામ ચલાવવાને લાયક ન હોવાથી તેણીનું લશ્કર ફિતુરી થયું. અને અંગ્રેજો સામે લડવા તત્પર થયું. તુલસીબાઇએ તેમની સાથે અંગ્રેજો સામે લડવાને સામિલ થવાની આનાકાની કરી, ત્યારે તેના સરદારોએ તેને મારી નાંખી, અને ચંબલ નદીની શાખા સિપરા આગળ માહિદપુરમાં લશ્કર ભેગું કર્યું; પણ અંગ્રેજ સરદાર હિસ્લોપ અને માલ્કમે તેમની સામે લડી તેમને હરાવ્યા (૧૮૧૭). અને મંડેસર[1] આગળ ન્હાના મલ્હારરાવ જોડે તહનામું કર્યું.

તુલસીબાઈ.

માહિદપુરની લડાઈ-૧૮૧૭.

**૧૮૧૮—મંડેસરની સલાહની સરતો:—**

મંડેસર આગળ તહનામું, ૧૮૧૮.

૧—હોલ્કરે રજપૂત રાજાઓ પાસેથી ખંડણી લેવાને દાવો કરવો નહી.

૨—હોલ્કરના રાજ્યને અંગ્રેજના રક્ષણ નીચે રાખવું.

## બાબ ૧૧ મો.

## બ્રહ્મી લોક સાથે પ્હેલો વિગ્રહ ૧૮૨૩—૧૮૨૬.

માર્કિવસ ઓફ હેસ્ટિંગ્સ પછી લોર્ડ આમ્હર્સ્ટ ૧૮૨૩માં ગવર્નર જેનરલ નિમાયો. એને હિંદુસ્તાનમાં આવ્યા પછી થોડા દિવસમાં બ્રહ્મી લોક સાથે લડાઇ કરવાની જરૂર પડી. ઇ. સ. ૧૭૫૩માં એલોમ્પ્રા નામે એક સહાસિક પુરૂષે

લોર્ડ આમ્હર્સ્ટ ૧૮૨૩-૧૮૨૮.

1 મંડેસર-માહિદપુરની ઉત્તરે રજપૂતાનામાં

એલોમ્પ્રા. એક મોટું લશ્કર લઈ પેગુમાંથી નિકળી આવા સર કર્યું, અને મણીપુર, આરાકાન તથા આસામ જીતી લઇ પોતાના રાજ્યની હદ વધારી. એલોમ્પ્રાની પછી થયલા અધિપતિઓએ ધીમે ધીમે આખો બ્રહ્મ દેશ જીત્યો, અને પછી બંગાળાના બ્રિટિશ સંસ્થાનોપર ધસ્યા.

**વિગ્રહનાં કારણ:**—૧-બ્રહ્મ લોકે ૧૮૨૩માં શાહપુરીના[૨] બેટમાં અંગ્રેજી રૈયતના બચાવને માટે રાખેલા ૧૩ સિપાઇઓને મારી નાંખ્યા.

૨-તેઓએ અંગ્રેજના મિત્ર કાચારના[૩] રાજાના મુલકપર સ્વારી કરી. આવી અઘટિત ચાલ ચલાવવાથી દૂર રહેવાની આવાની દરબારમાં લોર્ડ આમ્હર્સ્ટે લખાણ કર્યું, પણ તેનો જવાબ તેમણે તિરસ્કારથી વાળ્યો, ત્યારે આખરે ૧૮૨૪ માં લડાઇ પ્રગટ થઇ.

રંગુન જીતી લીધું-૧૮૨૪. કેમેન્ડિન જીત્યું-૧૮૨૪.

એન્ડેમેન ટાપુના કોર્નવોલિસ બંદરમાં મદ્રાસ અને બંગાળાનું લશ્કર ભેગું થયું, અને ત્યાંથી તે લશ્કર એકદમ રંગુનપર ચઢી ગયું. આ લશ્કરનો સરદાર સર આર્ચિબોલ્ડ કેમ્પબેલ હતો. આ સરદારે રંગુન જીતી લીધું, અને બ્રહ્મી લોકના કેટલાક મોરચા તોડી તેમને ન્હસાડી મુકયા. આગળ વધીને અંગ્રેજોએ કેમેન્ડિન જીત્યું. આ પછી ચોમાસું બેસવાથી અને લશ્કરમાં મંદવાડ હોવાથી લશ્કર આગળ વધ્યું નહીં, પણ તે મટી જતાંજ ૧૮૨૫માં કર્નલ ગોડવિને માર્ટાબાન સર કર્યું, અને પછી તરત અંગ્રેજી લશ્કરે ડોનાબ્યુપર ચઢાઇ કરી. અહિંયાં બ્રહ્મી લોકનો સરદાર મહાબંદુલા તેમની સામે લડવા આવ્યો પણ તે માર્યો ગયો. ડોનાબ્યુ લીધા પછી પ્રોમપર ચઢાઈ કરી, અને પછી કર્નલ મોરિસને આરાકાન જીતી લીધું.

માર્ટાબાન લીધું-૧૮૨૫. ડોનાબ્યુ, પ્રોમ અને આરાકાન જીતી લીધાં-૧૮૨૫.

હવે બ્રહ્મી લોકના રાજાએ સંધિ કરવા માગી, પણ સરતો કડણ હોવાથી રાજાએ તે કબુલ કરી નહીં, અને લડાઈ પાછી ચાલુ કરી.

પગામની લડાઈ-૧૮૨૬.

અંગ્રેજી લશ્કર લડાઇ પ્રગટ થતાંજ મેલૂનપર હુમલો કરી પગામ શહેર તરફ વધ્યું; અહિંમાં એક મોટી લડાઇ થઈ જેમાં સર આર્ચિબોલ્ડ કેમ્પબેલે ૨૦૦૦ માણસ સહિત ૧૮,૦૦૦ બ્રહ્મી લોકનો પરાજય કર્યો. આ લડાઈમાં બ્રહ્મી સરદાર મહાનેમિયો હતો. ૧૮૨૬માં તેમની રાજધાની આવા ઉપર અંગ્રેજી લશ્કરે કૂચ કરી. જ્યારે તે લશ્કર રાજધાનીથી માત્ર ૪૫ મૈલ દૂર યન્ડબુ શહેર આગળ આવ્યું, ત્યારે રાજા હિમ્મત હારી ગયો, અને અંગ્રેજો સાથે સલાહ કરી.

---

૨ શાહપુરી-આરાકાનની વાયવ્ય દિશાએ. ૩ કાચાર-આરાકાનની ઉત્તરે.

## યન્ડબુની સલાહની સરતો:—૧૮૨૬.

યન્ડબુની સલાહ-૧૮૨૬. ૧–રાજાએ આસામ, કાચાર અને જિન્ટિયા ઉપરથી સમૂળગો હાથ ઉઠાવવો.

૨–અંગ્રેજોને આરાકાન, તેનાસરિમ વિગેરે કેટલાક પ્રાંતો આપવા.

૩–લડાઈના ખરચ બદલ રાજાએ એક કરોડ રૂપિયા આપવા.

બરાખપુરમાં બંડ-૧૮૨૫. આ લડાઇની વખતે ૪૭મી દેશી પલટણે કલકત્તા આગળ બરાખપુરમાં બંડ કર્યું; એમને બ્રહ્મદેશમાં જવાનો હુકમ મળવાથી તેઓ ત્યાં જતાં બીધા, કારણ કે તેમની અગાઉ ગયલાં લશ્કરના ઘણાંક માણસો તાવ, ખરાબ હવા, અને પાણીની તંગીથી મરી ગયાં હતાં. જ્યારે હુકમ માનવાની તેમને ફરજ પાડી, ત્યારે તેઓએ બંડ કર્યું; પણ સેનાધિપતિ પેજેટે તેમના ઉપર તોપોનો મારો ચલાવી તેમને વિખેરી નાખ્યા, અને તેમનામાંના કેટલાકને ફાંસી દીધી, ૧૮૨૫.

———*———

## બાબ ૧૨ મો.

## ભરતપુરને ઘેરો ઘાલી જીતી લીધું ૧૮૨૫—૧૮૨૬.

બળદેવસિંહ. ભરતપુરનો રાજા ૧૮૨૩માં અપુત્ર મરણ પામ્યો તેથી તેનો ભાઇ બળદેવસિંહ ગાદીએ બેઠો; પણ એનો ભત્રિજો દુર્જનસાલ ગાદી માટે દાવો કરવા લાગ્યો. અંગ્રેજોએ બળદેવસિંહનો હક વાજબી ગણ્યો, અને તેને ગાદીએ બેસવા દીધો. ઈ. સ. ૧૮૨૫માં તેના મરણ પછી તેનો દીકરો બળવંતસિંહ ગાદીએ બેઠો; પણ દુર્જનસાલ તરત તેને

બળવંતસિંહ. દુર્જનસાલ. કેદ કરી રાજ્યનો ધણી થઇ પડયો. આ ઉપરથી ગવર્નર જેનરલ લોર્ડ આમ્હર્સ્ટે થોડીકવાર આનાકાની કર્યા પછી બળવંતસિંહને પાછી ગાદી અપાવવાને એક લશ્કર આપી લોર્ડ કોમ્બરમિયરને મોકલ્યો. આ સરદારે ૨૫ મી ડીસેમ્બર ૧૮૨૫ ને દિને તે કિલ્લાપર ઘેરો ઘાલ્યો. કિલ્લો ઘણો મજબૂત હોવાથી તોપના મારાની તેનાપર કંઈ અસર થઇ નહીં ત્યારે સુરંગ ફોડી તેનો કેટલોક ભાગ ઉરાડી દીધો, અને પછી અંદર દાખલ થઇ ૧૮૨૬ ના જાનેવારી માસમાં તે જીતી લીધો. ૧૮૦૫માં લોર્ડ લેકે જે કિલ્લાપર વ્યર્થ હલ્લો કર્યો

ભરતપુરનો કિલ્લો જીત્યો -૧૮૨૬. હતો, અને જે દેશીઓ એવું ધારતા હતા કે ન જીતાય એવો છે તે એજ કિલ્લો હતો. દુર્જનસાલને ગાદીએથી ઉઠાડી બળવંતસિંહને પાછો ગાદીએ બેસાડયો, અને દેશમાં સલાહ શાંતિ થઇ.

જાટ લોકો જેમનું રાજધાનીનું શહેર ભરતપુર હતું, તેઓમાં એવી

દંતકથા હતી કે જ્યાં સુધી એક કુંબીર અથવા સુસવાટ એ શહેરની આસપાસની ખાદનું પાણી સઘળું પી જાય નહીં ત્યાં સુધી એ જગ્યા કોઈ જીતી શકવાનો નથી. લોર્ડ કોમ્બર્મિયરે "મોતી જહીલ" એટલે મોતી સરોવર જેનું પાણી તે ખાઇમાં જતું હતું તેનો સઘળો કિનારો ખુલ્લો કરી નાંખ્યો, જેથી ત્યાંનું પાણી જૂદી જૂદી જગ્યાઓમાં વહી ગયું અને તેથી તે ખાઇનું પાણી એક સુસવાટ પી ગયું હોય તેમ સુકાઇ ગયું. લોર્ડ કોમ્બર્મિયરે આ પ્રમાણે તે શહેર જીતી લીધું.

લોર્ડ આમ્હર્સ્ટના હિંદુસ્તાન છોડયા પછી લોર્ડ વિલ્યમ બેન્ટિક જેણે સ્પેન, પોર્ટુગલ અને સિસિલીમાં બહુ બહાદૂરી બતાવી હતી તેણે ૧૮૨૮–૧૮૩૫ સુધી ગવર્નર જેનરલ તરીકે અમલ ચલાવ્યો. એના વખતમાં કોઇપણ લડાઈ થઈ નહીં, અને એણે રાજ્ય કારભાર સલાહસંપથી ચલાવી રૈયતને બહુ સુખી કરી. ૧૮૦૬ માં વેલોરમાં જ્યારે બંડ થયું ત્યારે એ મદ્રાસનો હાકેમ હતો. એણે ૧૮૩૪ માં કુર્ગનું રાજ્ય અંગ્રેજી રાજ્ય સાથે જોડી નાખ્યું, અને સતી થવાની, બાળહત્યાની અને એવી બીજી ભુંડી રસમોનો અટકાવ કર્યો. એના પછી લોર્ડ ઓકલેન્ડે ૧૮૩૬–૧૮૪૨ સુધી ગવર્નર જેનરલ તરીકે રાજ્યકારભાર ચલાવ્યો.

---

## બાબ ૧૩ મો.

### અફગાન લોક સાથે પ્હેલો વિગ્રહ ૧૮૩૮—૧૮૪૨.

**વિગ્રહનું કારણઃ**—અફગાનિસ્તાનમાં અહમદશાહ અબદલીનો પૌત્ર શાહસુજા રાજ્ય કરતો હતો, તેને તેના ભાઇ મહમદે પોતાના વજીર ફતેહખાંની મદદથી પદભ્રષ્ટ કરી પોતે રાજ્યના ધણી થયો, ૧૮૩૧. થોડા વખતમાં આ રાજાએ ફતેહખાંને આંધળો કરી કાંઇ વાંક માટે મારી નાંખ્યો, તેથી બારકઝાઈ જાતના લોકે મહમદને મારી નાંખી તેમના સરદાર દોસ્ત મહમદને કાબુલની ગાદી આપી.

**શાહસુજા.**

**દોસ્ત મહમદ.**

૧૮૩૪ માં શાહસુજાએ ગાદી પાછી મેળવવાને ફોકટ પ્રયત્ન કર્યા પછી હિંદુસ્તાનમાં આવી અંગ્રેજોનો તે મિત્ર થઇ લુદિયાનામાં* રહ્યો, જ્યાં અંગ્રેજોએ તેને ૪૦૦૦ રૂપિયાનો મહિનો બાંધી આપ્યો. આ વખતે રૂશિયન લોકો દોસ્ત મહમદ સાથે મળી જઈ અંગ્રેજો સામે કાવત્રાં કરતા હતા, તેથી ગવર્નર જેનરલ લોર્ડ ઓકલેન્ડે તે અમીર સાથે દોસ્તી કરવાને એલેકઝાન્ડર બર્ન્સને મોકલ્યો, પણ તે નાઉમેદ થઇ પાછો ફર્યો. કાબુલના

**લોર્ડ ઓકલેન્ડ ૧૮૩૬-૧૮૪૨.**

---

* લુદિયાના—સતલજ નદી આગળ.

અમીરની આવી વર્તણુંક જોઇ લોર્ડ ઓકલેન્ડે પંજાબના મહારાજા રણજીતસિંહ અને શાહસુજા જોડે ૧૮૩૮ માં સંધિ કરી, અને શાહસુજાને કાબુલની ગાદી પાછી અપાવવાને લડાઇ પ્રગટ કરી.

**સર જોનકીન.** મુંબઈ, બંગાળા, અને મદ્રાસના લશ્કરોને કાબુલ જવાને હુકમ થયો. એ ત્રણે લશ્કરની સરદારી સર જોન કીનને આપી.

આ ત્રણે લશ્કર કંદહારમાં ભેગાં થવાનાં હતાં. મુંબઇનાં લશ્કરને ત્યાં જતાં સિંધના અમીરો, જેઓ આ વખત સુધી સ્વતંત્રપણે રાજ્ય ચલાવતા હતા, તેઓએ હરકત કરી; આથી આ ટુકડીએ તેમની સામે લડાઇ કરી તેમને હરાવ્યા અને કરાંચી જીતી લઇ કંદહારમાં ગએલાં લશ્કર સાથે તે મળી ગઈ, ૧૮૩૯. એજ વરસમાં અંગ્રેજોના મિત્ર અને મદદગાર પંજાબનો મહારાજા રણજીતસિંહ મરણ પામ્યો. કંદહારમાંથી અંગ્રેજી લશ્કર કાબુલ તરફ ચાલ્યું. રસ્તામાં જતાં ગિઝની જીતી લીધું, અને ત્યાંથી મહા મુશિબતે કાબુલમાં દાખલ થયું. દોસ્ત મહમદ લડ્યા વગર બોખારા તરફ ન્હાસી ગયો તેથી શાહસુજાને પાછો તેની ગાદીપર બેસાડ્યો, અને મિ. મેકનોટનને શાહસુજાના દરબારમાં વકીલ નિમ્યો.

**કરાંચી જીત્યું ૧૮૩૯.**

**ગિઝની જીત્યું ૧૮૩૯.**

અંગ્રેજોએ લડાઇનો અંત આવ્યો એવું જાણીને શાહસુજાના બચાવને માટે જેનરલ નોટ અને કર્નલ સેલની સરદારી નીચેનું બંગાળાનું થોડુંક લશ્કર રાખી, બાકીનું સઘળું પાછું હિંદુસ્તાન ખાતે મોકલાવી દીધું.

અફગાન લોકો બાકી રહેલાં લશ્કરને ઘણો ઉપદ્રવ કરવા લાગ્યા, અને વારંવાર તેમની જોડે ન્હાની ન્હાની લડાઇઓ થતી. દોસ્ત મહમદ એક લશ્કર લઇ શાહસુજા સામે લડવા આવ્યો, પરંતુ તેનો કર્નલ સેલે કાબુલની ઉત્તરે પરવાન આગળ ૧૮૪૦ માં પરાજય કર્યો, જેથી તે આખરે મિ. મેકનોટનને શરણ થયો, જેણે તેને માન આપી પોતાની સાથે થોડી મુદત રાખીને કલકત્તે મોકલાવ્યો, જ્યાં તેને એક સારૂં પેન્શન આપવામાં આવ્યું.

**પરવાનની લડાઇ-૧૮૪૦.**

લગભગ બે વરસ સુધી અફગાનિસ્તાનમાં શાંતિ રહી; પણ અફગાન લોકો અંગ્રેજોને પોતાના દેશમાં રહેલા જોવા ઇચ્છતા નહતા તેથી, અને ખેબરઘાટ વેપાર માટે ખુલ્લો રાખવાને આપવા કહેલા પૈસા ઓછા કરવાથી, ૧૮૪૧ માં કાબુલમાં એક દંગો થયો. આ દંગાનો ઉશ્કેરનાર દોસ્ત મહમદનો દીકરો અકબરખાં હતો. સેરાર્ડ સેલને હિંદુસ્તાનમાં આવતાં વાટમાં બળવાખોરોથી બહુ

**કાબુલમાં દંગો ૧૮૪૧.**

નુકશાન ખમવું પડયું અને તે ઘણી મુશિબતે જલાલાબાદમાંx દાખલ થઇ ત્યાંનો કિલ્લો સમરાવી પોતાનો બચાવ કરતો બેઠો. એટલામાં

બર્ન્સ અને મેક્નાટનને મારી નાખ્યા.

કાબુલમાં બળવાખોરોએ સર અલેકઝાન્ડર બર્ન્સ અને બીજા અમલદારોને કાપી નાંખ્યા. સર વિલ્યમ મેકનોટન અને તેના સાથીઓને અકબરખાંએ સલાહ કરવાને બ્હાને દગાથી મારી નાંખ્યા, અને બીજાઓને જલાલાબાદ સહીસલામત લઇ જવાનું વચન આપી કેદ કર્યા. જેઓ કેદી થયા હતા તેમાં સેલ, મેકનોટન અને કેટલાક અમલદારોની બૈરીઓ પણ હતી. બાકીનાં લગભગ ૧૬,૦૦૦ માણસો નાસભાગમાં પડી હિંદુસ્તાન બાતે આવવા નિકળી પડયાં. રસ્તામાં આ ખૂની અફગાનોથી તેમજ ઠંડીથી તેમને એટલું તો દુઃખ ખમવું પડયું, કે તેમનામાંથી ડોકટર બ્રાઇડન માત્ર સહીસલામત જલાલાબાદ જઇ

શાહસુજાને મારી નાખ્યો ૧૮૪૨.

પ્હોંચ્યો, અને ૧૨૦ કેદી શિવાય બાકીનાં સઘળાં મરણ પામ્યાં. શાહસુજાને બળવાખોરોએ ૧૮૪૨ માં મારી નાખ્યો, અને તેનું મુડદું કોઇ ખાઇમાં નાંખી દીધું.

આ વખતે સેલ સરદાર જલાલાબાદમાં, પોલક પેશાવરમાં, અને નોટ કંદહારમાં પોતાના લશ્કર સહિત હતા. ઇ. સ. ૧૮૪૨

લાર્ડ એલેનબરો ૧૮૪૨-૧૮૪૪

માં લોર્ડ ઑકલેન્ડ હિંદુસ્તાન છોડી ગયો, અને તેના જગ્યાએ લોર્ડ એલેનબરો ગવર્નર જેનરલ થઇ આવ્યો. તેણે ગયલી આબરૂ મેળવવાને ચાંપતા ઉપાયો લીધા.

રોબર્ટ સેલ જલાલાબાદમાં હતો તેને મારી કાઢવાને અકબરખાં પોતે એક લશ્કર લઇ ગયો; પણ આ બહાદુર સરદારે પોતાનાં થોડાં માણસથી તેને હરાવી ન્હસાડી મુકયો. રોબર્ટ સેલને મદદ આપવાને જેનરલ પોલકને મોકલ્યો; આ સરદાર ખૈબરઘાટને રસ્તે જતાં દુશ્મનો રસ્તો રોકી બેઠા હતા તેમની સામે ઘણી ચાલાકીથી લડયો, અને તેમને પહાડની બન્ને બાજુપરથી વિખેરી નાંખી જલાલાબાદમાં સેલના લશ્કર સાથે મળી ગયો. જલાલાબાદથી આ બન્ને લશ્કર આગળ ચાલ્યાં; અકબરખાં તેમના

ટેઝીનઘાટની લડાઈ-૧૮૪૨

સામે એક મોટું લશ્કર લઇ પાછો લડવા આવ્યો, પણ ટેઝીનઘાટમાં તેના લશ્કરનો પરાજય થયો, અને પોલક તથા સેલ સરદારો વગર અટકાવે કુદે કાબુલમાં પેઠા, (૧૮૪૨).

જેનરલ નોટ કંદહારમાંથી કાબુલ જવા નિકળ્યો. ગિઝનીથી આસરે ૨૦ મૈલ દૂર નોની આગળ જતાં ગિઝનીનો સુબો સમ-

x જલાલાબાદ—કાબુલ નદી પર, પેશાવરની પશ્ચિમે ૯૦ મૈલ દૂર.

સુદ્દીનખાં પોતાનું ૧૨,૦૦૦ બાર હજાર માણસનું લસ્કર લઇ તેની સામે લડવા આવ્યો. એક ભારે લડાઇ થઇ, જેમાં સમસુદ્દીનખાં તદન હારી ગયો, ૧૮૪૨. જેનરલ નોટ હવે આગળ ધસ્યો, પણ સમસુદ્દીનખાં પાછો એક મોટું લસ્કર લઈ મૈદાન આગળ લડવા આવ્યો, અને નોટે પાછો તેનો પરાજય કર્યો. આ પછી જેનરલ નોટ, પોલક અને સેલનાં લસ્કર જોડે કાબુલમાં મળી ગયો.

ગોઝનીની લડાઈ-૧૮૪૨.

મૈદાનની લડાઇ-૧૮૪૨.

અકબરખાં આવી હારો થવાથી ઘણો ગુસ્સે થયો, અને અંગ્રેજી કેદીઓને તુર્કસ્તાનમાં ખુલૂમ ખાતે બંધીવાન કરવાનો, અથવા તેમને ગુલામો તરીકે ત્યાં વેચી નાંખવાનો હુકમ કર્યો. આ બંધીવાનો સલીહ મહમદ નામના સરદારના હાથમાં હતા. આ સરદારને અંગ્રેજોએ લાંચ આપી તેમને છોડાવ્યા, અને તેમની સલામતીને માટે કર્નલ રિચમન્ડ અને પાછળથી સેલ એક લસ્કર લઇ તેમને સામે મળવા ગયા, અને ખુશીના પોકાર સાથે તેમને કાબુલ લઈ આવ્યા. અફગાનો હવે કાબુલની ઉત્તરે ઇસ્તલિફ શહેરમાં ન્હાસી ગયા. પણ પોલકે તેમને ત્યાંથી પણ મારી કાઢયા. આ જગ્યામાંથી ૧૮૪૧ માં અંગ્રેજોનો ચોરી લીધેલો લગભગ સઘળો સામાન તેને પાછો મળી આવ્યો.

ઇસ્તલિફ લૂટયું-૧૮૪૨.

શાહસુજાને બળવાખોરોએ મારી નાંખ્યો હતો, તેથી હવે અંગ્રેજોને કાબુલમાં લાંબો વખત રહેવાની જરૂર રહી નહીં, અને આબરૂ સહિત પાછા ફર્યા; પણ અફગાનોને તેમનાં પાપી કામને માટે શિક્ષા કરવાના વિચારથી ઔરંગજેબના વખતમાં પ્રખ્યાત શિલ્પશાસ્ત્રી અલિમર્દીનખાંએ બાંધેલું મોટું બજાર તેઓએ બાળી નાંખ્યું. આ બજાર વેપારનું મોટું મથક હતું. એ ૬૦૦ ફીટ લાંબુ હતું ને એમાં ૨,૦૦૦ દુકાનો હતી. એજ બજારમાં મિ૦ મેકનોટનના મુડદાંને ખુલ્લું મુકી અંગ્રેજોનું અપમાન કર્યું હતું. સઘળું અંગ્રેજી લસ્કર હિંદુસ્તાનમાં આવ્યા પછી લોર્ડ એલેન્બરોએ દોસ્ત મહમદ અને બીજા કેદીઓને છોડી મુક્યા, અને લડાઇનો અંત આણ્યો.

દોસ્ત મહમદ પાછો અફગાનિસ્તાનની ગાદીએ બેઠો અને ૧૮૬૩ માં મરણ પામ્યો. એને ૧૬ દીકરા હતા તેઓ ગાદી માટે માંહેમાંહે લડયા, અને આખરે શિરઅલી નામના દીકરાએ ૧૮૬૮ માં રાજગાદી મેળવી.

દોસ્ત મહમદ મરણ પામ્યો ૧૮૬૩.

## પાઠ ૧૪ મો.

## સિંધ સાથે વિગ્રહ ૧૮૪૨—૧૮૪૩.

ઇ. સ. ૧૭૮૬ માં મિરફતેહખાં નામના એક બલુચિસ્તાનના સરદારે સિંધપર હુમલો કરી તે જીતી લીધું હતું. અને ત્યાંના રહેવાસીઓ ઉપર ભારે જુલમ ગુજાર્યો હતો. સિંધના ત્રણ ભાગ હતા; ૧—હૈદ્રાબાદ, ૨—ખેરપુર, ૩—મિરપુર; એ ત્રણે પર એકેકો અમલદાર જે અમીરને નામે ઓળખાતો તે રાજ્ય ચલાવતો. આ અમીરો જોડે વેપાર ચલાવવાને અંગ્રેજ સરકારે આગળ ઘણી કોશીશ કરી હતી, પણ તેઓ કાંઇ સમજ્યા નહીં હતા.

સિંધના ત્રણ ભાગ:— ૧ હૈદ્રાબાદ. ૨ ખેરપુર. ૩ મિરપુર.

**વિગ્રહનાં કારણ:**—૧—સિંધુ નદીપર વગર જકાતે અંગ્રેજોને વેપાર કરવા દેવાની, અને હૈદ્રાબાદમાં રેસિડન્ટ અને મદદ વાસ્તે લશ્કર રાખવાની જે સંધિ કબુલ કરવા તેમને ફરજ પાડી હતી, તે સંધિ અમીરો તોડી નાંખવા માગતા હતા.

૨—અફગાનિસ્તાનની લડાઇ વખતે અંગ્રેજી લશ્કરને તેઓએ ઘણી હરકત કીધી હતી, અને તેઓ અંગ્રેજોને સામે દ્વેષભાવ રાખતા જણાયા, તેથી ત્યાંના રેસિડન્ટ સર જેમ્સ આઉટ્રમને વધારે સખત સંધિ કબુલ કરાવવાની જરૂર પડી. આથી તેમને ઘણો ગુસ્સો લાગ્યો.

૩—સખત સંધિઓ કબુલ કર્યા પછી તેઓએ રેસિડન્ટના મકાન પર એકદમ હલ્લો કર્યો. આથી લડાઈ જાગી.

અમીરોએ રેસિડન્ટના મકાનપર ઓચિંતો હુમલો કર્યો, ત્યારે ત્યાંના સિપાઇઓ તેમની સામે થોડીકવાર બહાદૂરીથી લડ્યા, પણ તેમની સંખ્યા ઘણીજ થોડી હોવાથી અંતે તેમને સિંધુ નદીપર એક અંગ્રેજી આગબોટમાં ન્હાસી જવું પડયું.

અમીરોની આવી અઘટિત વર્તણુકને લીધે ગવર્નર જેનરલ લોર્ડ એલેન્બરોએ સર ચાર્લસ નેપિયરને એક લશ્કર આપી સિંધપર મોકલ્યો. આ સરદારે ૧૮૪૩માં મિયાની* આગળ તેમને હરાવ્યા, આથી ખેરપુર અને હૈદ્રાબાદના છ અમીરો અને શરણે ગયા.

મિયાનીની લડાઇ—૧૮૪૩.

મિરપુરનો અમીર શિરમહમદ તાબે થયો નહીં, તેથી એજ વરસમાં સર ચાર્લસ નેપિયરે તેને હૈદ્રાબાદ આગળ હરાવ્યો, અને મિરપુર તથા અકબર પાદશાહની જન્મભૂમિ અમરકોટ જીતી લીધાં. આ બે લડાઇઓથી સિંધની લડાઇનો અંત આવ્યો.

હૈદ્રાબાદની લડાઇ—૧૮૪૩.

---

*મિયાની—હૈદ્રાબાદથી ૬ મૈલ દૂર.

અમીરોએ પોતાની પ્રજા ઉપર બહુ જુલમ ગુજાર્યો
સિંધ ખાલસા થયું ૧૮૪૩ હતો. માટે એ આખો પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો, અને અમીરોને સરૂ પેન્શન આપી બનારસ મોકલ્યા.

---

## બાબ ૧૫ મો.

## ગ્વાલિયરમાં વિગ્રહ ૧૮૪૩.

**વિગ્રહનું કારણ:**—દોલતરાવ સિંધિયા ૧૮૨૭માં અપુત્ર મરણ પામ્યો. તેની વિધવા મહારાણી બાઇજાબાઇએ ૧૮૩૩ સુધી
જંકોજી. તેણીના દત્તક જંકોજીને નામે રાજકારભાર ચલાવ્યો, જે વરસમાં જંકોજીએ પોતે ઉમરે પુગ્યાથી રાજ્ય ચલાવવા માંડ્યું. જંકોજી પણ ૧૮૪૩માં અપુત્ર મરણ પામ્યો, તેથી તેની ગાદીએ તેના દત્તપુત્ર ભગીરતરાવને બેસાડ્યો. આ બાળ રાજાની વતી
ભગીરતરાવ. રાજકારભાર ચલાવવાને મહારાણી અને (જંકોજીના મામા) મામાસાહેબ વચ્ચે કજીઓ થયો. અંગ્રેજી રેસિડન્ટે મામાસાહેબનો પક્ષ કર્યો, તેથી મહારાણી અને તેણીના મિત્રોએ આ રેસિડન્ટને પણ ગ્વાલિયરમાંથી કાઢી મેલ્યો. લોર્ડ
મામાસાહેબ. એલેન્બરોને આ સબબને લીધે લડાઈ કરવાની જરૂર પડી.

૧૮૪૩—સર હ્યુ ગોફ અને લોર્ડ એલેન્બરો પોતે
મહારાજપુરની લડાઈ–૧૮૪૩ એક મોટું લશ્કર લઈ ગ્વાલિયર ભણી ગયા. મહારાજપુર* આગળ એક મોટી લડાઈ થઈ, તેમાં મરેઠી ફોજનો પરાજય
પનિયારની લડાઈ–૧૮૪૩. થયો. એજ દિવસે જેનરલ ગ્રે, જેને એક લશ્કર આપી બીજે રસ્તેથી ત્યાં મોકલ્યો હતો, તેણે પણ પનિયાર+ આગળ બીજી મરેઠી ફોજને હરાવી. આ હારોથી સિંધિયાની તોપો, દારૂગોળો સર્વ અંગ્રેજોને હાથ આવ્યું; આથી મહારાણીએ તેમની જોડે સલાહ કરી.

**સલાહની સરતો:**—૧—મહારાજા ઉમ્મરનો થાય ત્યાં સુધી રાજકારભાર એક પંચ નિમવામાં આવે તે ચલાવે.

૨—ગ્વાલિયરમાંનું અંગ્રેજી લશ્કર વધારવું, અને સિંધિયાએ રેસિડન્ટના કહ્યા પ્રમાણે ચાલવું.

૩—અંગ્રેજોનું દેવું સિંધિયાએ જલદી ભરી દેવું.

---

*મહારાજપુર–ગ્વાલિયરની કનારે. +પનિયાર–ગ્વાલિયરનો દક્ષિણે ૧૨ મેલ દૂર.

## બાબ ૧૬ મો.
## પંજાબમાં પ્હેલો વિગ્રહ ૧૮૪૫—૧૮૪૭.

**શીખ લોકો:**—જેમ મરેઠા લોકો વિશે અલાઉદ્દીન ખુનીએ તેમના દેશપર ચઢાઈ કરી ત્યારથી આપણે જાણવા લાગ્યા, તેમજ **શીખ** લોકો **બાબર**ના વખતથી જાણમાં આવ્યા. એમના ધર્મનો સ્થાપનાર **નાનક** ઇ. સ. ૧૪૬૯માં **લાહોર** આગળ **સુર્યનગરી**માં જન્મ્યો હતો. એ એક સુધારો કરનાર હિંદુ ભક્ત હતો. હિંદુ તથા મુસલમાનોને એક કરવાના વિચારથી એણે બન્નેના શાસ્ત્રોમાંથી સાર કાઢી આ ધર્મ સ્થાપ્યો. એક ઈશ્વરને માનવો, જાતિભેદ કાઢી નાંખવો, સદ્‌ગુણ એજ ધર્મ છે, બીજા ધર્મો સામે ઇર્ષા અથવા ક્રોધ કરવાં નહીં, અને સારા કામો કરવાં, એ એનો બોધ છે. આ ધર્મમાં ઘણા લોકો ભળ્યા, અને બાબરના રાજ્યથી તે શાહજહાંના રાજ્ય (૧૫૨૬–૧૬૫૮) સુધીમાં તેઓ ઘણા સલાહ સંપથી રહ્યા; પણ ઔરંગઝેબના વખતથી તેઓ મુસલમાનોના વેરી થયા; કારણ કે એ પાદશાહે તેમને ઘણું દુઃખ દીધું, અને તેમના મુખ્ય સરદારનું અપમાન કરી તેને મારી નાંખ્યો. **નાનક** પછી તેના દશમા ચેલા ગુરૂગોવિંદે મુસલમાનો પર વેર લેવાના ઉપાયો લીધા, પણ તેમાં તે ફતેહ પામ્યો નહીં, અને ઔરંગઝેબે તેના દીકરાઓને પકડી મારી નાંખ્યા. ગુરૂગોવિંદ આવાં મોટાં સંકટથી ગાંડો થઇ મરણ પામ્યો, પણ તેનાં ચેલાઓ નિરાશ થયા નહીં. ઔરંગઝેબના મરણ સુધી તેઓ પહાડોમાં રહ્યા અને પછી ધીમે ધીમે તેઓ પંજાબના ધણી થઇ પડ્યા. રણજીતસિંહ એમના રાજ્યનો સ્થાપનાર હતો, અને તે ઇ. સ. ૧૭૮૦માં જન્મ્યો હતો. એના વખતમાં પંજાબમાં જે જૂદાં જૂદાં ૧૨ સ્વતંત્ર રાજ્યો હતાં તે બધાંને એક કરી એણે એક પ્રબળ રાજ્ય સ્થાપ્યું. રણજીતસિંહ, પ્હેલાં અહમદશાહ અબદઅલીના પૌત્ર ઝમાનશાહનો નિમેલો **લાહોર**નો હાકેમ હતો. એનું લશ્કર ફ્રેંચ તથા ઇટેલિયન અમલદારોથી કવાયત પામ્યું હતું.

નાનક જન્મ્યો ૧૪૬૯. ગુરૂગોવિંદ. રણજીતસિંહ.

**વિગ્રહનાં કારણ:**—ઈ. સ. ૧૮૩૯માં રણજીતસિંહના મરણ પછી તેના રાજમાં અવ્યવસ્થા થઇ. રણજીતસિંહ પછી તેનો મંદ બુદ્ધીનો કુંવર **ખારકસિંહ** રાજા થયો પણ લોકોએ એને ઝેર દેવાથી એ ૧૮૪૦માં મરણ પામ્યો. એની પછી એનો દીકરો **નિહાલસિંહ** ગાદીએ આવ્યો, પણ તેજ દિવસે કંઇ અકસ્માતથી તે મરણ પામ્યો, તેથી તેના કાકા **શેરસિંહે** ગાદી લીધી. ઇ.સ. ૧૮૪૩માં રણજીતસિંહના પ્રધાન **ધ્યાનસિંહે** શેરસિંહ તેમજ તેના

ખારકસિંહ ૧૮૩૯ નિહાલસિંહ ૧૮૪૦. શેરસિંહ ૧૮૪૦-૪૩ ધ્યાનસિંહ-૧૮૪૩-૪૫

દીકરાને મારી નંખાવ્યા. આથી બે વરસ સુધી રાજ્યમાં ભારે બખેડા થયા, અને ૧૮૪૫માં રણજીતસિંહની માનીતી રાણી ચાંદકુંવરે પોતાના દીકરા ધુલીપસિંહના નામની દુવાઇ ફેરવી. રાજા ન્હાની વયનો હોવાથી રાજકારભાર ચલાવવાને એક સભા ઠેરવી.

ધુલીપસિંહ ૧૮૪૫.

આ સભા શીખ લશ્કરને પોતાના કબજામાં રાખી શકી નહીં. સિપાઇઓ લડવાને આતુર થઈ રહ્યા, અને તેમણે અંગ્રેજી રાજ્ય પર હુમલો કરવાનો ઠરાવ કર્યો. લોર્ડ એલેન્બરો પછી સર હેન્રિ હાર્ડિંજ ગવર્નર જેનરલ થઇ આવ્યો, ૧૮૪૪. એ ઘણો અનુભવી લડવૈયો હતો, અને સ્પેન સાથની લડાઇમાં એનો એક હાથ કપાઈ ગયો હતો. એણે શીખ લોકોનું જોર ઘણું વધેલું જોઈ મીરત અને સતલજ નદીની વચ્ચે એક મોટું લશ્કર ભેગું કર્યું.

હેન્રિ હાર્ડિંજ ૧૮૪૪-૧૮૪૮.

લડાઇનું કારણઃ—શીખ લોકે સતલજ નદી ઓળંગી એકાએક અંગ્રેજનાં થાણા ફિરોજપુર* ઉપર હુમલો કર્યો.

સર હ્યુ ગોફ લશ્કર લઈ તેમની સામે થયો. બન્ને લશ્કર ફિરોજપુરથી આશરે ૨૦ મૈલ દૂર મુદકી આગળ સામસામાં થયાં. અંગ્રેજી લશ્કર ૧૧,૦૦૦ માણસનું હતું. અને શીખ લોકનું લાલસિંહની સરદારી નીચે ૩૦,૦૦૦ નું હતું. આ લડાઇમાં શીખ લોકોનો પરાજય થયો, અને તેમની ૧૭ તોપો અંગ્રેજોના હાથમાં આવી, ૧૮૪૫. જલાલાબાદનો વીર સર રોબર્ટ સેલ જેણે અફગાન લોક સાથેની લડાઇમાં ઘણી બહાદૂરી બતાવી હતી તે આ લડાઇમાં માર્યો ગયો.

મુદકીની લડાઇ—૧૮૪૫.

બીજી મોટી લડાઈ ફિરોજ શેહેર+ આગળ ૧૮૪૫માં થઈ. આ વખતે ગવર્નર જેનરલ પોતે હ્યુ ગોફના લશ્કર સાથે ગયો અને ૫,૦૦૦ માણસની મદદ મળતાંજ ગોફ સરદારે શીખ લોકપર હુમલો કર્યો. લડાઈ આખી રાત ચાલી અને શીખ લોકે અંગ્રેજી લશ્કરનાં ઘણાંક માણસો માર્યાં; પણ પ્રભાતે સર હેન્રિ હાર્ડિંજે લશ્કર લઇ ડાબી બાજુએથી, અને સર હ્યુ ગોફે જમણી બાજુએથી દુશ્મનોપર હલ્લો કર્યો, અને તેમને હરાવ્યા. અંગ્રેજોની જીત થઈ ખરી, પણ લશ્કર થાકી જવાથી અને દારૂગોળો ખૂટી જવાથી ન્હાસી જતા દુશ્મનોની પુંઠે તેમનાથી જઇ શકાયું નહીં.

ફિરોજશેહેરની લડાઈ-૧૮૪૫.

શીખ લોક હાર્યા છતાં નાઉમેદ થયા નહીં. એક મહિનાની અંદર તેઓ

---

* ફિરોજપુર—સતલજ નદી આગળ.
+ ફિરોજ શેહેર—મુદકીથી ૧૦ મૈલ દૂર.

પાછા સતલજ નદી ઓળંગી અંગ્રેજો સામે લડવા આવ્યા, (૧૮૪૬). આ વખતે એમનું લશ્કર ઘણું મોટું હતું. એમને આગળ વધતાં અટકાવવાને સર હેરિ સ્મિથને મોકલ્યો. લુદિયાના તરફ જતાં બદ્દીવાલ આગળ શીખ સરદાર ગુલાબસિંહે એકાએક અંગ્રેજી લશ્કરપર હુમલો કર્યો, તેથી અંગ્રેજોને ઘણી હાનિ પ્હોંચી. થોડા દિવસ પછી લશ્કર કુમકે આવી પ્હોચતાંજ અલિવાલ* આગળ શીખ લોકપર સર હેરિ સ્મિથે પાછો હુમલો કરી તેમને હરાવ્યા અને તેમનો સર્વે સરસામાન તેમજ ૫૬ તોપો જીતી લીધી.

બદ્દીવાલની લડાઇ–૧૮૪૬.

અલિવાલની લડાઈ–૧૮૪૬.

હવે સર હ્યુ ગોફ અને હેરિ સ્મિથનાં લશ્કરો સાથે મળી જઈ સતલજ નદી ઓળંગી આગળ વધ્યાં. એમને આગળ વધતાં અટકાવવાને શીખ લોકોનું લશ્કર સોબ્રાન+ આગળ સામું થયું. એમનો સરદાર વૃદ્ધ શામસિંહ હતો. સર હ્યુ ગોફે તેમની ઉપર હુમલો કર્યો. શીખ લોકો મરણિયા થઇ કલાક સુધી લડ્યા. બન્ને તરફનાં હજારો માણસો માર્યા ગયાં. અંતે શામસિંહ બહાદુરીથી લડતાં રણમાં પડ્યો, અને શીખ લોકો હિમ્મત હારી ન્હાસવા લાગ્યા, ૧૮૪૬. અંગ્રેજી લશ્કર આથી લાહોર તરફ ધસી ગયું, અને શીખ લોકને સલાહ કરવાને ફરજ પાડી.

સોબ્રાંનની લડાઈ–૧૮૪૬.

**લાહોરની સલાહની સરતો:**–૧–બિયાસ અને સતલજ નદીની વચ્ચેનો જલંધર દોઆબનો પ્રાંત અંગ્રેજોને આપવો.

લાહોરની સલાહ–૧૮૪૬.

૨–લડાઇના ખરચ બદલ ૧ કરોડ ૫૦ લાખ રૂપિઆ આપવા.

૩–લાહોરની ગાદીએ રણજીતસિંહનો બાળકુમાર રહે, પણ તે ઉમરે પ્હોંચે ત્યાં (૧૮૫૪) સુધી રાજ્યનો સઘળો વહિવટ ત્યાં રાખેલા અંગ્રેજી રેસિડન્ટની આજ્ઞા પ્રમાણે ચાલે.

૪–લાહોરમાં એક અંગ્રેજી લશ્કર રાખવું.

૫–જમુનો રાજા ગુલાબસિંહ જે એક શ્રીમંત અને વગવાળો સરદાર હતો, તેની પાસેથી અંગ્રેજોએ પૈસાની અમુક રકમ લઈ તેને કાશ્મીર અને તેની આસપાસની જગ્યાનો રાજા કબુલ કરાવ્યો.

સર હેન્રિ હાર્ડિંજ અને સર હ્યુ ગોફને તેમની બહાદુરીને માટે ઉમરાવની પદ્દી મળી, અને જેનરલ સ્મિથને બેરોનેટનો ઇલકાબ મળ્યો. સર હેન્રિ હાર્ડિંજ ૧૮૪૮ માં ઇંગ્લાંડ ગયો, અને તેની જગ્યાએ લૉર્ડ ડેલહાઉસી આવ્યો. ઇ. સ. ૧૮૪૬ માં કાશ્મીરમાં ચાંદકુંવર અને લાલસિંહની

લૉર્ડ ડેલહાઉસી ૧૮૪૮–૧૮૫૬.

---

* અલિવાલ–ફિરોજપુરની પૂર્વે.
+ સોબ્રાન–ફિરોજપુરની હજારે, સતલજ નદીના કિનારાપર.

ઉશ્કેરણીથી ગુલાબસિંહ સામે લોકોએ બંડ ઉઠાવ્યું. પણ તે તરત સમી ગયું, અને એ બન્નેને લાહોરની બ્હાર લઇ જવામાં આવ્યા.

---

## બાબ ૧૭ મો.

## પંજાબમાં બીજો વિગ્રહ ૧૮૪૮—૧૮૪૯.

**વિગ્રહના કારણ:**—મૂલતાનનો સૂબો **લાલમૂળરાજ** **લાહોર**માંથી અંગ્રેજી ફોજને કાઢી મુકવાને **શીખ** લોકો સાથે કાવત્રાં કરતો જણાયો; આથી તેને ત્યાંથી કાઢી મુકી તેની જગ્યાએ સરદાર **ખાનસિંગ**ને નીમ્યો. અને તેને રાજ્યાભિષેક કરવાને મિ૦ **વાન્સ એગન્યુ** અને **એન્ડરસન** અમલદારને મોકલ્યા. **શીખ** લોકે તેમના **મુલતાન**માં આવી પ્હોંચતાંજ બળવો ઉઠાવ્યો, અને તેમને કાપી નાખ્યા. **લાલમૂળરાજે** આ ખુન કરનારાઓને સરૂ ઇનામ આપ્યું એટલુંજ નહીં પણ તે અંગ્રેજ સામે લડવાને તૈયારી કરવા લાગ્યો.

આખું **પંજાબ અંગ્રેજો** સામે ઉઠેલું જોઇને **લેફટનંટ એડવર્ડસ** જે **લીહા**માં* હતો તેણે પઠાણ અને બીજાઓનું તરત એક લશ્કર ઊભું કર્યું, અને **ભાવલપુર**¶ના નવાબની મદદ મેળવી, કર્નલ **કોર્ટલેન્ડ** જે **ડેરા ઇસ્માએલમાં**‡ હતો, તેના લશ્કર સાથે પોતાનું લશ્કર જોડી નાંખ્યું.

કિનેરીની લડાઇ-૧૮૪૮. સદુસેનની લડાઈ-૧૮૪૮.

ઈ. સ. ૧૮૪૮માં **શીખ** લોકે આ ભેગાં થયલાં લશ્કરપર હુમલો કર્યો; પણ **મુલતાન**થી આસરે ૨૦ મૈલ દૂર **કિનેરી** આગળ તેમનો પરાજય થયો. થોડા દિવસ પછી **સદુસેન**+ આગળ એક બીજી મોટી લડાઈ થઇ તેમાં **લાલમૂળરાજ** હારી ગયો.

પછી **જેનરલ વિશ**નું લશ્કર કુમકે આવતાંજ અંગ્રેજોએ મુલતાન પર ઘેરો ઘાલ્યો; પણ **શેરસિંગ** સરદાર જે પ્હેલાં અંગ્રેજોના મિત્ર થઇ રહ્યો હતો તે આ વખતે તેમને છોડી દઈ ૫,૦૦૦ માણસના લશ્કર સાથે દુશ્મનને જઇ મળ્યો, તેથી આ ઘેરો ઉઠાવી લેવાની **જેનરલ વિશ**ને ફરજ પડી. આ અંગ્રેજ સરદાર **મુલતાન**થી સાત મૈલ દૂર પડાવ નાંખી

રામનગરની લડાઈ-૧૮૪૯.

બીજાં લશ્કરની રાહ જોતો બેઠો. એટલામાં **લોર્ડ ગોફ** **લાહોર** તરફ લશ્કર સાથે કૂચ કરી. **શીખ** લોકો **રામનગર**§ આગળ છાવણી કરી બેઠા હતા, ત્યાંથી **લોર્ડ ગોફ** લડાઇ

---

* લીહા—સિંધુ નદી આગળ.

¶ ભાવલપુર—સતલજ નદીની પૂર્વે લાહોરથી ૨૭૧ મૈલ દૂર.

‡ ડેરા ઇસ્માએલ—લીહાની ઉત્તરે સિંધુ નદી પર.

+ સદુસેન—મુલતાનની ઉત્તરે. § રામનગર—ચિનાબ નદીપર.

ફરી તેમને ચિનાબને બીજે કાંઠે હાંકી કાઢયા, ૧૮૪૯.

મુળરાજ શરણ થયો-૧૮૪૯.

જેનરલ વિશ મુંબઇથી મદદ મળતાંજ પાછો મુલતાન પર ઘેરો ઘાલ્યો અને તે જીતી લીધું. મુળરાજ અંગ્રેજોને સામો ઘણી વાર લડ્યા પછી અંતે શરણે થયો, ૧૮૪૯. આ શીખ સરદારને વાન્સ એગન્યુ અને એન્ડરસનને મારી નંખાવવાને માટે લાહોરમાં જન્મપર્યંત કેદ રાખ્યો. મુલતાનમાં બંદોબસ્ત રાખવાને જેનરલ એડવર્ડસને થોડાંક લશ્કર સાથે રાખ્યો, અને બાકીનું લશ્કર લઈ જેનરલ વિશ લોર્ડ ગોફના લશ્કર સાથે મળી ગયો.

ચિલિયનવાળાની લડાઈ-૧૮૪૯.

લોર્ડ ગોફ શેરસિંગના લશ્કર સામે લડવાને ચિલિયનવાળા* આગળ ગયો. અહિંયાં એક મોટી લડાઈ થઇ, ૧૮૪૯. શીખ લોકને ત્યાંથી હરાવી હાંકી કઢયા, અને તેમની ૪૦ તોપો જીતી લીધી, પણ અંગ્રેજી લશ્કરને બહુ ખમવું પડયું. તેમના ૩૮ અમલદારો તેમજ લગભગ ૬૦૦ સિપાઇઓ માર્યા ગયા અને ૧૬૦૦ માણસો જખમી થયાં.

આ માત્ર નામની ફતેહથી હિંદુસ્તાનનાં તેમજ ઇંગ્લાંડના લોકોનાં મન બહુ વ્યાકુળ થયાં, અને લોર્ડ ગોફને તેની ઉદ્ધતાઇ અને અવિચારી કામને માટે ઠપકો આપી લશ્કરનું ઉપરીપણું સિંધ જીતનાર સર ચાર્લસ નેપિયરને આપ્યું.

ગુજરાતની લડાઇ-૧૮૪૯.

સર ચાર્લસ નેપિયર ઇંગ્લાંડથી લશ્કર સહિત આવી પ્હોંચ્યો તે પહેલાં લોર્ડ ગોફે શીખ લોકો સાથે ગુજરાતમાં+ એક બીજી મોટી લડાઈ કરી, ૧૮૪૯. આ લડાઇમાં શેરસિંગની પૂર્ણ હાર થઈ અને લોર્ડ ગોફે પોતાની ચિલિયનવાળાની લડાઇમાં ગયલી આબરૂ પાછી મેળવી.

દોસ્ત મહમદ.

ગુજરાતની લડાઇથી શીખ લોક સાથની લડાઇનો અંત આવ્યો, અને ૧૬,૦૦૦ શીખ લોકો પોતાનાં હથિયાર છે . . રણ થયા. શીખ લોકોએ દોસ્ત મહમદને પેશાવર આપી દેવાના કબુલાતે અફગાન લશ્કરની મદદ માંગી હતી, તે લશ્કર પણ આ લડાઇમાં હારી જવાથી નાસી ગયું; અને તેની પાછળ જેનરલ ગિલ્બર્ટ છેક ખૈબરઘાટ સુધી ગયો. ૧૮૪૯ ના માર્ચ મહિનાની ૨૯ મી તારીખે

પંજાબ અંગ્રેજી રાજ સાથે જોડી નાખ્યું-૧૮૪૯.

પંજાબ અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધું, અને મહારાજા ધુલીપસિંહને રૂપિયા ૫,૮૦,૦૦૦નું વર્ષાસન બાંધી આપ્યું. અંગ્રેજોને પંજાબમાંથી જે લૂંટ મળી તેમાં કોહ—એ—નુર

* ચિલિયનવાળા—જેલમ અને ચિનાબ નદીની વચ્ચે.
+ ગુજરાત—લાહોરની ઉત્તરે ૬૦ મૈલ પર.

નામનો દુનિયામાં સર્વથી મોટો હીરો હતો, તે ઇંગ્લાંડની મહારાણીને મળ્યો. આ હીરો પ્હેલાં માળવાના ભોજ રાજાનો હતો, જેના હાથમાંથી લોદી વંશના, પછી મોગલવંશના રાજાઓના, અને પછી અહમદશાહ અબ્દલી. પછી શાહસુજા અને છેલ્લો રણજીતસિંહના હાથમાં આવ્યો હતો.

---

## બાબ ૧૮ મો.

## બ્રહ્મી લોક સાથે બીજો વિગ્રહ ૧૮૫૨—૧૮૫૩.

**વિગ્રહનું કારણઃ**—રંગુનના સુબાએ કેટલાક અંગ્રેજી વેપારીઓ સાથે માઠી ચાલ ચલાવી, અને ત્યાંના બે અંગ્રેજી વહાણોના કપ્તાનો (નાખુદા)નું અપમાન કર્યું. આવાની દરબારે એ માટે કાંઇ બંદોબસ્ત કરી પાધરો જવાબ વાળ્યો નહીં, તેથી લડાઇ થઇ.

નૌકાપતિ લેમ્બર્ટ અને જેનરલ ગોડવિન એ બન્નેએ રંગુન અને આસપાસની જગ્યાપર હુમલા કર્યા. થોડા મહિનામાં પેગુ

પેગુ જીતી લીધો-૧૮૫૨. અથવા રંગુનથી પ્રોમ સુધીનો મૂલક તેમણે જીતી લઇ અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધો, ૧૮૫૨. આ પ્રમાણે પ્હેલી અને બીજી બ્રહ્મી લોક સાથની લડાઇમાં અંગ્રેજોએ આરાકાન, તેનાસરિમ, અને તેમની વચ્ચેનો મૂલક પેગુ જીતી લીધો.

ઇ. સ. ૧૮૫૩ ના જુન મહિનામાં આ લડાઇનો અંત આવ્યો, અને રાજા સાથે સંધિ થઇ.

**સલાહની સરતોઃ**—૧-રાજાએ બધા અંગ્રેજ તરફના કેદીઓને છોડી મુકવા.

૨-પેગુ અંગ્રેજોને આપવો.

---

## બાબ ૧૯ મો.

## બ્રહ્મી લોક સાથે ત્રીજો વિગ્રહ ૧૮૮૫—૧૮૮૬.

**વિગ્રહનાં કારણઃ**—૧-બ્રહ્મીરાજા થીબાએ પોતાની રૈયતપર બહુ જુલમ ગુજાર્યો. ૨-અંગ્રેજ વેપારીઓ સાથે માઠી ચાલ ચલાવી, અને ૩-અંગ્રેજોને આ માટે પાધરો જવાબ આપવાને બદલે વળી ફ્રેન્ચ લોકો સાથે સંધિ કરી. આ માટે જ્યારે એ રાજાએ કાંઇ

બ્રહ્મદેશ ખાલસા-૧૮૮૬. બંદોબસ્ત કર્યો નહીં, ત્યારે કર્નલ સ્લીમન અને જેનરલ પ્રેન્ડરગાસ્ટે તેનાં રાજ્યપર હુમલો કર્યો, અને થોડા વખતમાં તેનું સઘળું રાજ્ય જીતી લઇ અંગ્રેજી રાજ્ય સાથે જોડી નાંખ્યું. રાજા થીબાને હિંદુસ્તાનમાં રાખી તેને લાયકનું મોટું પેન્શન આપ્યું.

# પ્રકરણ ૧૦ મું.

## હિંદુસ્તાનમાં બળવો—૧૮૫૭.

અર્લ કેનિંગ ૧૮૫૬-૧૮૬૨.

લોર્ડ ડેલહૌસી પછી અર્લ કેનિંગે ૧૮૫૬—૧૮૬૨ સુધી ગવર્નર જેનરલ તરીકે રાજ્યકારભાર ચલાવ્યો.

**ઈરાન જોડે લડાઈ:**—ઇ. સ. ૧૮૫૬ માં અંગ્રેજોએ ઇરાન જોડે લડાઇ કીધી. ઇરાનના શાહે જ્યારે રૂશિયાની ઉશ્કેરણીથી હેરાત જીતી લેવાને ૧૮૩૭ માં ચઢાઈ કરી, ત્યારે અંગ્રેજો તેની સામે થયાથી તેને પાછું ફરવું પડયું. આ વખતથી શાહે અંગ્રેજો પર દુશ્મનાઈ રાખી અને ૧૮૫૬ માં તેમની સામે આડી ચાલ ચલાવવા લાગ્યો. આથી જેનરલ સર જેમ્સ ઓટ્રેમને ઇરાનપર ચઢાઇ કરવા મોકલ્યો. આ સરદારે એકદમ બુશાયર જીતી લીધું અને આગળ વધ્યો, એટલામાં શાહે માફી માંગી, અને અંગ્રેજો સાથે સંધિ કરી,૧૮૫૭.આ સંધિ પેરિસમાં થઇ,તેમાં શાહે હેરાત તથા અફગાનિસ્તાનપર દાવો કરવો નહીં,એવી કબુલાત આપી.

હેરાતપર ચઢાઈ-૧૮૩૭.

બુશાયર જીતી લીધું-૧૮૫૬.

**ચીન સાથે લડાઇ:**—ચીનની સરકારે અંગ્રેજો સાથે અદાવત રાખી અંગ્રેજી વેપારીઓનું એક વહાણ લૂંટયું, અને તેમને માઠું લાગે એવી રીતે વર્તી; કંતાનના હાકેમે ત્યાં સઘળા અંગ્રેજોને કાપી નાંખવાનો હુકમ કર્યો. આથી લોર્ડ એલગીનની સરદારી નીચે એક લશ્કર ઈંગ્લાંડથી મોકલવામાં આવ્યું.

ચીન સાથે લડાઈ-૧૮૫૭.

આ બહાદૂર સરદારે તુરત કંતાનપર તોપનો માર ચલાવી ત્યાંના હાકેમને બંધીવાન કરી કલકત્તે મોકલ્યો. અહિંયાંથી હવે જ્યારે લશ્કર શેંઘાઇ ઉપર ચાલ્યું ત્યારે રાજાએ સલાહ કરી, તેમાં નીચે મુજબના કરાર થયા:—

કંતાન જીત્યું ૧૮૫૭.

૧—ચીનના રાજાએ અંગ્રેજોને બે કરોડ દશ લાખ ડાલર આપવા.

૨—અંગ્રેજોને કંતાન, આમોય, શેંઘાઇ, વિગેરે પાંચ બંદરોમાં વેપાર કરવાને છૂટ આપવી.

૩—હોંગકોંગ બેટ અંગ્રેજોને સ્વાધીન કરવો.

આ લડાઇ જ્યારે ચાલતી હતી, ત્યારે હિંદુસ્તાનમાં બળવો ઉઠયો. • આ સાંભળતાંજ એલગીન સરદારે ચીનમાં બંદોબસ્ત માટે થોડું લશ્કર રાખ્યું અને બાકીનું હિંદુસ્તાન મોકલી આપ્યું. •

**૧૮૫૭ ના બળવાનાં કારણો:**—આ બળવામાં ઘણાં જૂદાં જૂદાં

કારણો આપવામાં આવે છે. પણ લોર્ડ ડેલહૌસીની દેશી રાજ્યો અંગ્રેજી રાજ્ય સાથે જોડી દેવાની રાજનીતિ, તેમજ રાજકારભારમાં જૂદા જૂદા ફેરફારો, સિપાઇ અને અમલદાર વચ્ચેનો અણબનાવ, અફગાનિસ્તાનની લડાઈ વખતે અંગ્રેજોપર વીતેલી વિપત્તિ, દેશીઓને અંગ્રેજો ખ્રિસ્તિ કરવા ધારે છે એવો મૂર્ખાઇ ભરેલો વિચાર, તેમજ વળી દિલ્હીના પાદશાહે, બાજીરાવના દત્તક નાનાસાહેબે, અયોધ્યા અને જહાંન્સીની બેગમોએ અને એવા બીજાઓએ પોતાનું રાજ્ય પાછું મેળવવાની ધારણાથી કરેલો ઉશ્કેરણી, એ આ બળવાના માનવા લાયક કારણો છે. ઇ.સ.૧૮૫૭ માં દેશી લશ્કરમાં એન્ફીલ્ડ નામની બંદુકો દાખલ કર્યાથી હિંદુ તેમજ મુસલમાનોનાં મન ઉશ્કેરવાને અંગ્રેજોના દુશ્મનોએ એવી અફવા ઉડાવી કે તે બંદુકોના કારટ્રીજ (કાર્તુસો) ને ગાય અને ડુક્કરની ચરબી લગાડેલી છે. બન્ને ધર્મવાળાએ આ વાત ખરી માનીને બળવો ઉઠાવ્યો.

**બરાનપુરમાં બંડ.** બરાનપુરમાં ૧૯ મી બંગાળી પલટણે પ્હેલાં બંડ કર્યું. પણ તે પલટણને એકદમ તોડી નાંખી. મીરતમાં એ મહિનાની ૧૦ મી તારીખે બળવાનો ભભૂકો ઉઠયો. ત્યાંના કેટલાક સિપાઇઓને

**મીરતમાં બંડ.** અંગ્રેજ અમલદારોએ કેદ કર્યા, ત્યારે દિલ્હી પાસે આખું મીરત તે સિપાઇઓના બચાવ માટે અંગ્રેજો સામું થયું; જે જે યુરોપીઅન મળ્યા તેમને કાપી નાંખ્યા. અને પછી તેઓ દિલ્હી ગયા.

**દિલ્હીમાં બંડ.** દિલ્હીમાં પણ મે મહિનાની ૧૧ મી તારીખે બંડ ઉઠયું. અને ત્યાંના ઘણાક અંગ્રેજોને મોગલ વંશના છેલ્લા બાદશાહ મહમદ બહાદુરશાહની સમક્ષ કાપી નાંખ્યા. આ પાદશાહે બળવાખોરોને તેમ કરતાં અટકાવવાને, અથવા તો અંગ્રેજોને બચાવવાને કંઇપણ ઉપાય લીધા નહીં. દિલ્હી બળવાખોરોને હાથ ગયાની જેવી ખબર બ્હાર પડી, તેવીજ બંગાળા અને વાયવ્ય પ્રાંતોની પલટણોએ પોતાના અમલદારોને કાપી નાંખ્યા, અને તેઓ પણ બ્હાર પડયા. એમને જોઇ ફિરોજપુર, કાનપુર, જહાન્સી, શાહજહાંપુર, બનારસ, અલાહબાદ, મોરાદાબાદ, જાલંધર, બેરિલી, અને બીજી ઘણીક જગ્યાઓમાં બળવા ઉઠયા. માત્ર પંજાબમાં સર જોન લોરેન્સની બાહોશીથી શીખ લોકો, તેમજ નામાંકિત પ્રધાન સર સાલારજંગની હોંશીયારીથી હૈદ્રાબાદના મુસલમાનોએ વફાદાર રહી આ બળવામાં સામિલ ન થતાં સામી અંગ્રેજોને મદદ કરી; એમાં શીખ લોકના લશ્કરની મદદ ઘણીજ હતી.

**પંજાબમાં સર જોન લોરેન્સ.**

**હૈદ્રાબાદમાં સર સાલારજંગ.**

**કાનપુરમાં કતલ.** સર્વેથી બહુ ત્રાસદાયક બનાવ કાનપુરમાં થયો, ત્યાંના લશ્કરે બંડ કરી સઘળા અંગ્રેજ

અમલદારો તથા તેમની બાયડી અને છોકરાંઓને ઘેરી લીધાં; ત્રણ અઠવાડિયાં સુધી અમલદારોએ વ્હીલરની સરદારી નીચે બળવાખોરો સામે ટકાવ કર્યો અને મહા કષ્ટ ખમ્યાં. આ બળવાખોરોનો ઉપરી નાનાસાહેબ (બાજીરાવ ૨ જાનો દત્તક), તથા તેનો મુખ્ય સલાહ આપનાર અઝિમુલ્લા હતા. જ્યારે નાનાસાહેબે આ અમલદારોને તેમના બાયડી છોકરાં સહિત અલાહબાદ સહી સલામત લૂઇ જવાનું વચન આપ્યું ત્યારેજ તેઓ તેને શરણ થયા; પણ આ દગલબાજ ચંડાળે પોતાનું વચન પાળ્યું નહીં. એના બોલપર વિશ્વાસ રાખી આશરે ૪૫૦ જણ ગંગા નદીમાં મછવામાં બેસી અલાહબાદ જવા નિકળ્યાં, પણ તે સઘળાંને નાનાના હુકમથી બળવાખોરોએ ગોળીથી મારી નાંખ્યાં. માત્ર ચાર જણ આમાંથી બચી ગયાં. જુલાઈ માસની ૧૫ મી તારીખે વળી એ ચંડાળે ૧૨૫ બાળકો અને સ્ત્રીઓને એક ન્હાના ઓરડામાં પૂર્યાં અને પછી તેમને કાપી નાંખી તેમના શરીરના કકડા કૂવામાં નાંખી દીધા.

સર હેન્રિ લોરેન્સ.

અયોધ્યાના કમિશનર સર હેન્રિ લોરેન્સે આ બળવા વિષે સાંભળતાંજ લકનોના કિલ્લામાં ખોરાક ભરી રાખ્યો અને ત્યાંના સઘળા યુરોપીઅનો સાથે પોતાનો બચાવ કરી બેઠો. બળવાખોરોએ ત્યાં ઘણાક હુમલા કર્યા, પણ સઘળા વ્યર્થ ગયા. આ કમિશનરના બચાવને માટે કર્નલ નીલ, ઓટ્રમ અને હેવલોક સરદાર આવ્યા; અને બે મહિના રહીને કેમ્પબેલ સરદાર થોડુંક લશ્કર લઈ જ્યારે આવ્યો ત્યારે તેઓ ત્યાંથી બ્હાર નિકળ્યા, અને વેર લેવાને તૈયારીઓ કરી.

એક લશ્કર કાનપુરમાં મોકલ્યું, જેણે ત્યાંના બંડખોર સિપાહઓને મારી વિખેરી નાંખ્યા.

દિલ્હીમાં બંડખોરની સંખ્યા બહુ હતી. બર્નાર્ડ, નિકલસન, વિલ્સન, સ્મિથ અને બીજા અમલદારોએ ઘણી બહાદૂરીથી છેક સપ્ટેમ્બર માસમાં દિલ્હી પાછું જીતી લીધું, અને મહમદ બહાદૂરશાહ, તેના દીકરા અને પૌત્રને હોડસન સરદારે પકડી કેદ કર્યાં. પાદશાહને પાછળથી બંધીવાન

મહમદ બહાદૂરશાહ મરણ પામ્યો-૧૮૬૨.

દાખલ રંગુન મોકલી દીધો, જ્યાં તે ૧૮૬૨ માં મરણ પામ્યો; બહાદૂરશાહના દીકરાઓ અને પૌત્ર પહેરેગીર ઉપર હુમલો કરી તેમના હાથમાંથી ન્હાસી જતા હતા, ત્યારે તેમને ગોળીથી મારી નાંખવાની હોડસનને ફરજ પડી.

**અયોધ્યા:**—દિલ્હી જીતી લીધા પછી લાંબો વખત સુધી હિંદુસ્તાનના જૂદા જૂદા ભાગોમાં લડાઈ ચાલી. અયોધ્યાની બેગમ, બરેલીનો નવાબ, ફૈઝાબાદનો મોલવી, અને બિથુરનો નાનાસાહેબ અયોધ્યા અને રોહિલખંડમ.

દેઃગાથી, ત્યાં બળવો ઘણા જોસથી ઉઠયો. સર કોલિન કેમ્પબેલે ગુર્ખા લોકના રાજા જંગબહાદુરની મદદથી તેમની સામે લડાઇ કરી, અને તેમને વિખેરી નાંખ્યા. સર હ્યુ રોઝે મધ્ય હિંદુસ્તાનમાં બંડખોરને મારી ન્હસાડી મુકયા; એની સામે લડવા આવેલાં નાનાસાહેબનો સગો તાતીઆટોપી અને જહાંન્સીની રાણી હતાં. જહાંન્સીનો મજબુત ગઢ સર હ્યુ રોઝે જીતી લીધો, અને રાણી પોતે ગ્વાલિયરનો બચાવ કરતાં રણમાં પડી.

સર કોલિન કેમ્પબેલ.

તાતીઆટોપી.

તાતીઆટોપીને ફાંસી દીધી ૧૮૫૯.

તાતીઆટોપી ૧૮૫૯ માં પકડાયો, અને કાનપુરમાં ચાલેલી કતલમાં તે સામિલ હતો, માટે તેને ફાંસી દીધી.

નાનાસાહેબ પણ નેપાલનાં જંગલોમાં ન્હાસી ગયો, જ્યાં તે મરણ પામ્યો એવું ધારવામાં આવે છે. આ પ્રમાણે આ ભયંકર બળવાનો અંત આવ્યાથી જે લોકો એમાં સામિલ થયલા પુરવાર થયા તેમાંના કેટલાક આગેવાનોને મારી નાંખ્યા, અને બાકીનાઓને દેશનિકાલ કર્યા. ગવર્નર જેનરલ લોર્ડ કેનિંગ આ બંડખોર સામે ઘણી દયાળુ રીતે વર્ત્યો, તેથી ઘણા અંગ્રેજોએ તેની નિંદા અને હાંસી કરી. તે સઘળાઓનો વિચાર એવો હતો કે આ ફિતુરમાં સામિલ થનારા સઘળાઓને તેમના નિર્દય કામોને માટે મારી નાંખવા જોઇતા હતા.

---

# પ્રકરણ ૧૧ મું.

## રાજ્યમાં ફેરફાર.

આ બળવો સમ્યા પછી રાજ્યમાં ઘણાક ફેરફારો થયાઃ—(૧) ૧૮૫૮ ના આગસ્ટ માસમાં અંગ્રેજી પાર્લામેન્ટે "ઇંડયા બિલ" પસાર કરીને હિંદુસ્તાનનું રાજ્ય ઇસ્ટ ઇન્ડિયા કમ્પની પાસેથી લઇ લીધું, અને ઇંગ્લાંડના ગાદીપતિને સ્વાધીન કર્યું. (૨) હિંદુસ્તાનને માટે એક "સેક્રેટરી ઓફ સ્ટેટ" નીમ્યો, અને તેને મદદ કરવાને ૧૫ માણસોની, દસ વરસ સુધી ઓદ્ધો ભોગવનારી, એક કોન્સિલ નીમી; આ કોન્સિલના પંદરમાંના આઠ એવા હોવા જોઇએ કે જેઓએ ૧૦ વરસ હિંદુસ્તાનમાં નોકરી કરી હોય. (૩) ગવર્નર જેનરલને વાઇસરોયનો નવો ઇલ્કાબ મળ્યો. (૪) કમ્પનીનાં હિંદુસ્તાનમાં નોકરી કરનાર અંગ્રેજી લસ્કરને બ્રિટિશ રાજ્યના લશ્કર સાથે ભેળી નાંખ્યું. (૫) ગવર્નર જેનરલની, તેમજ મુંબઇ તથા મદ્રાસની કોન્સિલમાં કાયદા બાંધવા

હિંદુસ્તાનનું રાજ્ય ઇંગ્લાંડના ગાદીપતિને સ્વાધીન થયું. ગવર્નર જેનરલને વાઇસરોયનો ઇલ્કાબ મળ્યો.

માટે દેશી મેમ્બરોને દાખલ કીધા. (૬) ઇલાકાઓમાં સુપ્રીમ કોર્ટને બદલે

હાઇકોર્ટ સ્થપાઈ.

ન્યાયની હાઇ કોર્ટો સ્થપાઇ. અને બોર્ડ ઓફ કન્ટ્રોલ કાઢી નાંખી.

**મહારાણીનો ઢંઢેરો:**—ઉપર લખેલા ફેરફારો હિંદુસ્તાનમાં દાખલ કર્યા પછી ૧ લી નવેમ્બર ૧૮૫૮ ને દિને અલાહબાદમાં મોટી દરબાર ભરીને લોર્ડ કેનિંગ જે પહેલો વાઇસરોય થયો, તેણે મહારાણીનો ઢંઢેરો વાંચી સંભળાવ્યો. આ ઢંઢેરામાં હિંદુસ્તાનના દેશીઓને ધર્મ સંબંધી છૂટ આપી; બળવામાં જે સઘળાઓએ ભાગ લીધો હતો, તેઓમાંના ખુન કરનારા તથા આગેવાનો શિવાય સઘળાને માફી બક્ષી; અંગ્રેજના વફાદાર રાજાઓને દત્તકપુત્ર લેવાને હક્ક આપ્યો; ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીના દિવાની તથા મુલ્કી તથા લશ્કરી ખાતામાં જેઓ નોકરી કરતા હતા. તેમને તેમની જગ્યાપર બહાલ રાખ્યા; દેશી રાજ્યો સાથે કમ્પનીએ જે કરારો કર્યા હતા તે મંજુર રાખ્યા; અને ધર્મનો કંઇ ભેદ ન રાખી સરકારી નોકરીમાં યોગ્ય પુરૂષોને રાખવાની અને વારસા બાબત તથા જમીન સંબંધી હક્કો વિષે કોઇને પણ નારાજી નહીં કરવાની અને હિંદુ કે મુસલમાન હિંદવાસી કે અંગ્રેજ એ સર્વ સાથે સમાન વૃત્તિ રાખવાની અને ધર્મ કે જ્ઞાતિની બાબતમાં વચ્ચે નહિં પડવાની કબુલાત આપી.

અલાહબાદમાં દરબાર.

મહારાણીનો ઢંઢેરો.

લોર્ડ કેનિંગ મરણ પામ્યો–૧૮૬૨. લોર્ડ કેનિંગ સને ૧૮૬૨માં હિંદુસ્તાન છોડી સ્વદેશ ગયો, અને ત્યાં એક મહિનામાં મરણ પામ્યો.

---

# પ્રકરણ ૧૨ મું.

## ગવર્નર્સ જેનરલ અને તેમની કારકીર્દિ.

### (૧) વોરન હેસ્ટિંગ્સ ૧૭૭૪—૧૭૮૫.

ઈ. સ. ૧૭૭૩માં રેગ્યુલેટિંગ એક્ટ પસાર થયો તે ધારાની રૂએ હેસ્ટિંગ્સ પહેલો ગવર્નર જેનરલ થયો. તેણે ૧૩ વરસ (બે વરસ ગવર્નર તરીકે) કમ્પનીને અગણિત ફાયદા થાય એવી રીતે અમલ ચલાવ્યો. જેમ હિંદુસ્તાનમાં અંગ્રેજી રાજ્યનો પાયો નાંખનાર કલાઇવ હતો, તેમ રાજકારભારની રચના રચનાર હેસ્ટિંગ્સ હતો. એની કૌન્સિલના મેમ્બરો મોન્સન, ક્લેવરિંગ, ફ્રાન્સિસ, અને બારવેલ હતા. હેસ્ટિંગ્સને સર્વ કામકાજોમાં બારવેલ એકમત થઇ

કૌન્સિલના મેમ્બરો.

મદદ આપતો, પણ ઉપલા ત્રણ દરેક બાબતમાં તેની યોજનાની સામે થતા. આ ત્રણ મેમ્બરોની ઉશ્કેરણીથી રાજા નન્દકુમાર નામના એક બ્રાહ્મણે હેસ્ટિંગ્સ ઉપર લાંચ લેવાનો આરોપ મુકયો, અને તે બાબતની તપાસ ચાલતી હતી તેટલામાં એજ બ્રાહ્મણ ઉપર જુઠા દસ્તાવેજ બનાવ્યાનું તહોમત મૂકાયું, અને તેની નવી અદાલતમાં વડા ન્યાયાધીશ સર એલીજા ઇમ્પી આગળ

નંદ કુમારને ફાંસી દીધી-૧૭૭૬.

તપાસ ચાલી, ૧૭૭૫. તેના ઉપર આ તહોમત સાબિત થવાથી તેને ૧૭૭૬ માં ફાંસી દીધી.

હેસ્ટિંગ્સે ૧૭૭૪ માં રોહિલા લોકોને અયોધ્યામાંથી હાંકી કાઢી કમ્પનીને ૪૦ લાખ રૂપિયાનો ફાયદો કરી આપ્યો. એણે ૧૭૭૬–૮૨ સુધી મરેઠાઓનો પ્હેલો વિગ્રહ અને ૧૭૮૦–૮૪ સુધી મ્હેસૂરનો બીજો વિગ્રહ કરી તેમનો ઘણી સારી રીતે અંત આણ્યો.

કમ્પનીના ખજાનો આ લડાઇઓથી ખાલી થઇ ગયો, ત્યારે એણે કાશીના જમીનદાર રાજા ચૈયતસિંહ અને અયોધ્યાના નવાબ અજોફદૌલાની

ચૈયતસિંહ અને અજોફદૌલા.

પાસે કમ્પનીનું લ્હેણું માંગ્યું. કાશી પ્રાંત અમૂક પૈસાની રકમ લેવાની બોલીએ ચૈયતસિંહને કંપનીએ આપ્યો હતો; અને અજોફદૌલાએ કરાર પ્રમાણે લાંબો વખત સુધી ખંડણી ભરી ન હતી. જ્યારે આ બન્ને જણાએ આ માંગણી સામે વાંધો ઉઠાવ્યો, ત્યારે હેસ્ટિંગ્સ પોતે આ વિષે બંદોબસ્ત કરવા કાશી ગયો. ચૈયતસિંહ એની સામે થયો, તેથી હેસ્ટિંગ્સે તેને પકડયો. આથી ત્યાંનું લોક ઘણું ઉશ્કેરાયું અને હુલ્લડ કરી પકડનારાઓને કાપી નાંખ્યા તેમાં હેસ્ટિંગ્સ સહેજ બચી ગયો. લશ્કર મદદે આવી પ્હોંચતાંજ ચૈયતસિંહ ગ્વાલિયર ન્હાસી ગયો, તેથી તેની જગ્યાએ તેના ભત્રિજાને રાજા કબુલ કરી હેસ્ટિંગ્સે કાશી પ્રાંતની ખંડણીની વાર્ષીક રકમ વધારી. અજોફદૌલાએ પણ કંઇ ઉપાય ન મળવાથી પોતાની મા અને દાદી પાસેથી પૈસા કઢાવી હેસ્ટિંગ્સને આપ્યા.

હેસ્ટિંગ્સનાં આ કામો એના ઉપરીઓને ગમ્યાં નહીં, તેથી એણે ૧૭૮૫ માં પોતાનો હોદ્દો છોડયો, અને ઇંગ્લાંડ ગયો, જ્યાં એને રાજા

પિટ, બર્ક અને ફ્રાન્સિસ.

અને પ્રધાન તરફથી ઘણું માન મળ્યું; પણ એના દુશ્મનો, જેમાં મુખ્ય પિટ, બર્ક, અને ફ્રાન્સિસ હતા, તેઓએ એનાં ઘણાંક કામો વિક્કારી કાઢયાં. અને એના ઉપર લાંચ લેવાનો, જુલમનો અને એવા બીજા કામનો આરોપ મૂકી એનું પાર્લામેંટમાં કામ ચલાવ્યું, ૧૭૮૮. આ તપાસ સાત વરસ એટલે

૧૭૯૫ સુધી ચાલી, જેમાં એના ઉપર મૂકેલાં તહોમતો ખોટાં ઠર્યાં. હેસ્ટિંગ્સને પોતાનો બચાવ કરવામાં એક લાખ પૌન્ડનો ખરચ થયો હતો. એ ૮૬ વરસની ઉમરે ઇ. સ. ૧૮૧૮ માં મરણ પામ્યો. આ ગવર્નર જેનરલ ઘણો બુદ્ધિમાન, પ્રવિણ, અને દ્રઢ મનનો હતો. એણે હિંદુસ્તાનમાં વિદ્યાને બહુ ઉત્તેજન આપ્યું. હેસ્ટિંગ્સના ઈંગ્લાંડ જવા પછી સર જોન મેકફરસન જે કૌન્સિલનો વડો સભાસદ હતો, તેણે ૨૦ મહિના ગવર્નર જેનરલ તરીકે કામ ચલાવ્યું, ૧૭૮૫-૮૬.

હેસ્ટિંગ્સ મરણ પામ્યો-૧૮૧૮.

સર જોન મેકફરસન ૧૭૮૫-૧૭૮૬.

## (૨) લોર્ડ કોર્નવોલિસ ૧૭૮૬—૧૭૯૩.

આ ગવર્નર જેનરલ સપ્ટેમ્બર માસમાં કલકત્તે આવ્યો અને સલાહ સંપથી રાજ્યકારભાર ચલાવવાને ઉપાયો લેવા લાગ્યો. કંમ્પનીના નોકરો જે વેપાર કરતા હતા અને તેથી જે અનર્થ થતો હતો, તેનો એણે એકદમ અટકાવ કર્યો. એના વખતમાં ૧૭૯૦-૯૨ સુધી મ્હૈસૂરની ત્રીજી લડાઈ ચાલી, જેમાં ટીપુને ૧૭૯૧ માં અરિકેરાની લડાઇમાં હરાવી તેની ઘણીક જગ્યા જીતી લીધી. લોર્ડ કોર્નવોલિસે પોતાની કારકીર્દિનાં છેલ્લાં વરસમાં મ્હેસુલ ખાતામાં જમાબંદીના ત્રણ નવી રીતો દાખલ કરીઃ—જમીનદારી ગામવારી, અને રાયતવારી.

જમાબંધીની ત્રણ રીતો.

૧-જમીનદારી રીતઃ—એ છે કે જમીનની મ્હેસુલ બદલ લેવાનો આંકડો હમેશને માટે નકકી કરવામાં આવ્યો અને એ કરેલી મ્હેસુલ મ્હોટા મ્હોટા જમીનદારોએ અમુક વખતે સરકારમાં ભરવી. આથી જમીનદારો વગર પૈસે જમીનના ધણી થયા. આ રીત બંગાળામાં દાખલ કરી.

૨-ગામવારી રીતઃ—ગામના લોકોને પોતાની હદમાં આવેલી જગ્યાની ઉપજને માટે જવાબદાર ઠરાવ્યા. આ રીત મધ્યપ્રાંતો બંગાળાના વાયવ્ય પ્રાંતો અને પંજાબમાં દાખલ કરી.

૩-રાયતવારી રીતઃ—આ રીતમાં દરેક ખેડુતે જમીનને માટે સરકારમાં શું ભરવું એ નકકી કર્યું. આ રીત મુંબઈ તથા મદ્રાસમાં દાખલ કરી.

## (૩) સર જોન શોર ૧૭૯૩—૧૭૯૮.

સર જોન શોર પ્હેલાં મુલકી ખાતાનો નોકર હતો, તેથી એ આ દેશનું સારૂં જ્ઞાન ધરાવતો હતો. એની કારકીર્દિમાં મરેઠા લોકોએ નિઝામને ૧૭૯૫ માં કુર્દલાની લડાઇમાં હરાવ્યો, અને છઠ્ઠા પેશ્વા માધવરાવ નારાયણના પ્રધાન નાના ફડનવીસે મરેઠી રાજ્યને ઘણી ચઢતી હાલતમાં આણ્યું. સર જોન શોરે નિઝામને મરેઠા સામે મદદ કરી નહીં. તેમાં

એણે મોટી ભૂલ કરેલી કહેવાય છે. બંગાળાના અંગ્રેજી અમલદારોએ વળી મોટા પગાર માંગ્યા, તે એણે સામે થયા વગર તેમને આપ્યા. ઈ. સ. ૧૭૯૭માં અયોધ્યાનો નવાબ અસોફદૌલા મરણ પામ્યો તેની જગ્યાએ વઝીરઅલી નવાબ થયો; પણ તે હકદાર વારસ નથી એવું માલમ પડવાથી તેની જગ્યાએ અસોફદૌલાના ભાઈ સાદતઅલીને સર જોન શોરે નવાબ કબુલ કરી ગાદીએ બેસાડયો.

## (૪) લોર્ડ મોર્નિંગ્ટન (માર્કવિસ વેલેસ્લિ) ૧૭૯૮—૧૮૦૫.

લોર્ડ મોર્નિંગ્ટનની કારકીર્દિમાં મ્હેસુરની ચોથી ૧૭૯૮–૯૯ અને મરેઠા સાથની બીજી તથા ત્રીજી (૧૮૦૨–૧૮૦૫) લડાઇઓ થઇ. મ્હેસુરની ચોથી લડાઇમાં ટીપુ શ્રીરંગપટણની લડાઇમાં માર્યો ગયો. આ ગવર્નર જેનરલે ૧૮૦૧માં અયોધ્યામાં સુધારો કર્યો; ૧૮૦૨માં મરેઠા સાથે વસાઈ આગળ સંધિ કરી; ૧૮૦૩માં વરાડના રાજા રઘુજી ભોંસલે

દિલ્હીના રાજાને છોડવ્યો-૧૮૦૩.

તેમજ દોલતરાવ સિંધિયાને હરાવી સલાહ કરવાની જરૂર પાડી; દિલ્હીના રાજા શાહઆલમને મરેઠા સરદારોએ કેદ રાખ્યો હતો તેને છોડવ્યો; જસવંતરાવ હોલકરને હરાવી તેની સાથે સંધિ કરી; અને ભરતપુરના રાજાને ૧૮૦૫માં સલાહ કરવાની ફરજ પાડી. લોર્ડ મોર્નિંગ્ટન ઘણો ભણેલો અને બુદ્ધિમાન હતો. એણે હિંદુસ્તાનમાં "સબ્સિડિયરી સિસ્ટમ" એટલે સાહ્યભૂતસેનની યોજના સ્થાપી, જેથી એવા કરાર થયા કે, ૧–દેશી રાજાઓએ પોતાના રાજ્યમાં પોતાના ખરચે અંગ્રેજી લશ્કર રાખવું. ૨–અંગ્રેજોની પરવાનગી વગર પારકાં રાજ્યો સાથે સંધિ નહીં કરવી અને ૩–અંગ્રેજોની સત્તા હિંદુસ્તાનમાં શ્રેષ્ટ છે, એમ કબુલ કર્યું. ઈ. સ. ૧૮૦૫ માં જ્યારે એ સ્વદેશ ગયો ત્યારે એને ઘણું માન અને ૨૦ લાખ રૂપિયા બક્ષિસ તરીકે મળ્યા.

## (૫) માર્કવિસ કોર્નવોલિસ (બીજીવાર) ૧૮૦૫—૧૮૦૫.

ઇંગ્લાંડની સરકાર આ વખતે સમાધાની જોવાને ઘણી આતુર હતી. તેથી આ ગવર્નર જેનરલને બને ત્યાં લગી લડાઇનો અંત લાવવાની સુચના આપી હિંદુસ્તાન ખાતે પાછો મોકલ્યો; પણ એ બે માસમાં બનારસ આગળ ગાઝીપુરમાં મરણ પામ્યો, અને એની જગ્યાએ સર જ્યોર્જ

સર જ્યોર્જ બાર્લો. ૧૮૦૫–૧૮૦૭.

બાર્લો જે કૌન્સિલનો વડો સભાસદ હતો, તેણે ૧૮૦૫–૧૮૦૭ સુધી રાજકારભાર ચલાવ્યો. એણે પોતાના પૂર્વાધિકારીના વિચાર અમલમાં આણ્યા, અને અંગ્રેજોએ ભારે લડાઇઓ કરી સિંધિયા તથા હોલકર પાસેથી જે જગ્યાઓ જીતી લીધી હતી,

તે એણે તેમને પાછી આપી એટલુંજ નહીં પણ અંગ્રેજ સાથે દોસ્તી રાખનાર રાજાઓ જેઓને હોલ્કર તથા સિંધિયાએ પાછળથી લડાઇ કરી ઘણું દુઃખ દીધું, તેમને મદદ પણ આપી નહીં. એના વખતમાં વેલોરમાં તેમજ સિકંદ્રાબાદ, વલાજાબાદ અને નંદીદુર્ગમાં બંડ ઉઠયાં (૧૮૦૬), આ બંડનું કારણ એ હતું કે સર જ્યોર્જ બાર્લોએ હિંદુ સિપાઇઓને કપાળપર ટીલું કરવાને ના કહી, અને સઘળાને એકસરખી દાઢી મુછ રાખવાનો તથા ચોકસજ ઘાટની પાઘડી ઘાલવાનો હુકમ કર્યો. ઇ. સ. ૧૮૦૭માં લોર્ડ મિન્ટો ગવર્નર જેનરલ થઈ આવ્યો, અને સર જ્યોર્જ બાર્લો ૧૮૦૭-૧૮૧૩ સુધી મદ્રાસનો ગવર્નર રહ્યો. અહિયાં પણ એના "ટેન્ટ કોન્ટ્રેક્ટ" નામના અણગમતા સુધારાથી બંડ થયું, અને લશ્કરનો સેનાધિપતિ જેનરલ મેકડોવલ પોતાનો હોદ્દો છોડી વિલાયત ગયો.

વેલોર, સિકંદ્રાબાદ, વલાજાબાદ, અને નંદીદુર્ગમાં બંડ ૧૮૦૬.

મદ્રાસમાં બંડ ૧૮૦૯.

## (૬) લોર્ડ મિન્ટો ૧૮૦૭—૧૮૧૩.

ઇ. સ. ૧૮૦૮માં આ ગવર્નર જેનરલે લાહોરના રાજા રણજીતસિંહ સાથે (પેહેલી) સંધિ કરી, કારણ કે આ વખતે રૂશિયન લોકની હિંદુસ્તાનપર ચઢી આવવાની ધાસ્તી હતી. એજ વરસમાં એણે જાવા, બુર્બોન, (જે ૧૮૧૪માં પાછું ફ્રેન્ચ લોકોને સ્વાધીન કર્યું હતું) તથા આઇલ ઓફ ફ્રાન્સ જીતી લીધાં, અને સિંધ, કાબુલ, તથા ઇરાન જોડે દોસ્તી કરી. એ ૧૮૧૩માં ઇંગ્લાન્ડ ગયો, ત્યારે એને એની સારી નોકરીને માટે અમીરની પદ્વી મળી.

જાવા, બુર્બોન, આઇલ ઓફ ફ્રાન્સ જીત્યાં ૧૮૦૯.

## (૭) મોઇરાનો અર્લ (માર્કવિસ ઓફ હેસ્ટિંગ્સ) ૧૮૧૪—૧૮૨૩.

એની કારકીર્દિમાં નેપાલ (૧૮૧૪-૧૬) પિંઢારા (૧૮૧૬-૧૭) અને મરેઠા સાથની ચોથી (૧૮૧૭-૧૮) લડાઇઓ થઈ, જેમાં અંગ્રેજોનો જય થયો; અને છેલ્લા પેશ્વા બાજીરાવ બીજાને અને નાગપુરના આપા સાહેબને શરણ થવું પડ્યું. નવ વરસ સુધી એણે પોતાની નોકરી ઘણી ચાલાકીથી બજાવી, અને કમ્પનીની મ્હેસુલ ઘણી વધારી. એની સારી નોકરીને માટે એને ૬૦,૦૦૦ પૌન્ડનો એક વજીફો બક્ષિસ મળ્યો, અને એના મરણ પછી પણ એના વારસોને બીજા ૨૦,૦૦૦ પૌન્ડ મળ્યા.

## (૮) લોર્ડ આમ્હર્સ્ટ ૧૮૨૩—૧૮૨૮.

આ ગવર્નર જેનરલને, આવ્યો તેજ વરસે બ્રહ્મી લોક સાથે (પહેલી) લડાઈ (૧૮૨૩-૨૬) કરવી પડી, જેમાં એણે રંગુન, ડોનાબ્યુ, પ્રોમ અને પગામની લડાઈ (૧૮૨૫-૨૬)માં હરાવ્યા. ૧૮૨૬ માં ભરતપુરના રાજા સાથે લડાઇ કરી ત્યાંનો કિલ્લો, જે ન જીતાય એવો ધારવામાં આવતો

હતો, અને જે ઈ. સ. ૧૮૦૫માં લોર્ડ લેકે ઉરાડી નાંખવાને ફોકટ પ્રયત્ન કર્યો હતો તે આ વખતે લોર્ડ કોમ્બરમિઅરે ઉરાડી નાંખ્યો. લોર્ડ આમ્હર્સ્ટે સિમ્લામાં પોતાનો રહેવાનો મુકામ પ્હેલ વ્હેલો કર્યો. આ જગ્યા ગુરખા લોક પાસેથી જીતેલી જગ્યાઓમાંની એક છે, અને તે ૭,૦૦૦ ફીટ ઉંચી છે. એના વખતમાં ૪૭ મી દેશી પલટણે ૧૮૨૫ માં બરાખપુરમાં બંડ કર્યું, જે એણે તરત બેસાડી દીધું.

## (૯) લોર્ડ વિલ્યમ બેન્ટિક ૧૮૨૮—૧૮૩૫.

ઈ. સ. ૧૮૦૬ માં વેલોરમાં જયારે બંડ થયું ત્યારે એ મદ્રાસનો ગવર્નર હતો. એણે પોતાનું નામ લોક કલ્યાણનાં કામ કરવાથી મેળવ્યું.

કુર્ગનું રાજ્ય જોડી નાંખ્યું—૧૮૩૪.

એની કારકીર્દિમાં (૧)—કુર્ગનું રાજ્ય કમ્પનીના રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું, કારણ કે ત્યાંનો ગાંડો રાજા પોતાની રૈયતપર જુલમ કરતો હતો, અને કમ્પની સાથે કઢંગી રીતે વર્તતો હતો.

(૨)—૧૮૩૩ માં કમ્પનીના પટાનો વખત પૂરો થયાથી હિંદુસ્તાન તથા ચીન સાથે વેપાર કરવાની બધાને છૂટ મળી. આથી ઇસ્ટ ઇન્ડિયા કમ્પની ફક્ત રાજ્ય કરનાર મંડળી રહી. (૩)—બ્રાહ્મણોમાં સતી થવાનો ઘાતકી રિવાજ, રજપુતોમાં સ્ત્રી બાળકોને મારી નાંખવાનો, અને જગન્નાથજીના મંદીરમાં કમકમાટ ઉપજાવે એવી ક્રિયા કરવાનો ચાલ જે હતો તે સઘળા એણે તદન બંધ કર્યા.

ઠગી લોક.

ઘણા અસલના વખતથી ઠગી એટલે ફાંસીયા લોકો વેપાર કે જાત્રા કરવાને બ્હાને ટોળાંબંધ સાથે ફરતા, અને માણસોના ગળામાં ફાંસો નાખી મારી નાંખતા, ને તેમને કાળીદેવીને ભોગ આપતા. આ પાપી ધંધો પણ લોર્ડ વિલ્યમ બેન્ટિકે જડમૂળથી ઉખેડી નાંખ્યો, અને ઘણાઓને સખત શિક્ષા કરી. આ ગવર્નર જેનરલનું કલકત્તામાં એક પૂતળું છે જે ઉપર મેકોલેની કલમથી લખાયલો એક લેખ છે, જેમાં એનાં ઘણાં વખાણ ગાયાં છે.

સર સી. ટી. મેટકાફ ૧૮૩૫-૩૬.

એના વખતમાં ઈંગ્લાંડ અને હિંદુસ્તાન વચ્ચે પ્હેલ વ્હેલી "સ્ટીમરો" આવ જા કરવા લાગી. એ ૧૮૩૫ માં હિંદુસ્તાન છોડી ગયો અને એની જગ્યાએ સર સી. ટી. મેટકાફ કામ ચલાઉ ગવર્નર જેનરલ નીમાયો.

## (૧૦) લોર્ડ ઓકલેન્ડ ૧૮૩૬—૧૮૪૨.

એણે અયોધ્યાની બેગમે ૧૮૩૭માં જે બંડ ઉઠાવ્યું, ને ચાલાકીથી બેસાડી દીધું, અને અફગાન લોક સાથે શાહસુજાને તેની ગાદી પાછી

મપાવવાને ( ૧૮૩૮–૪૨ સુધી ) લડાઇ કરી, જેમાં અંગ્રેજોને મહા કષ્ટ વેઠવાં પડયાં. ઇ. સ. ૧૮૪૦ માં એણે ચીન સાથે લડાઇ કરી કારણ કે ચીનની સરકારે પોતાના મુલકમાં અફીણ આવતું બંધ કર્યું અને અંગ્રેજી વેપારીઓની ત્યાં છૂપી રીતે મોકલેલી ૨૦ હજાર અફીણની પેટીનો નાશ કર્યો, થોડા વખતમાં અંગ્રેજી લશ્કરે હોન્ગકોંગ લીધું અને નાનકીન આગળ ૧૮૪૨માં ચીન સાથે સલાહ કરી, અને વેપારને માટે એમોય, નિંગપો, ફુચ્યુ અને શેંગાહી એ ચાર બંદરો ખુલ્લાં મુકાવ્યાં. ૧૮૪૨ના માર્ચ મહિનામાં એ હિંદુસ્તાન છોડી ગયો, અને એની જગ્યાએ લોર્ડ એલેન્બરો થયો.

ચીન સાથે લડાઇ ૧૮૪૦.

## (૧૧) લોર્ડ એલેન્બરો ૧૮૪૨—૧૮૪૪.

પહેલી અફગાન લડાઇનો અંત હજી આવ્યો ન હતો. અંગ્રેજોએ જે દુઃખ ખમ્યાં હતાં તેનું વેર લેવાને આ ગવર્નર જેનરલે ચાંપતા ઉપાયો લીધા, અને તેઝીનઘાટ, નોની અને મૈદાનની લડાઇઓ ( ૧૮૪૨ ) માં અફગાન લોકોને હરાવી આ લડાઇનો અંત આણ્યો. એણે ૧૮૪૩ માં સિંધમાં મિયાની તથા હૈદ્રાબાદની તથા તેજ વરસમાં ગ્વાલિયરમાં મહારાજપુર તથા પનિયારની લડાઇઓ કરી અને સિંધ પ્રાંત અંગ્રેજી રાજ્ય સાથે જોડી નાંખી સર ચાર્લ્સ નેપિયરને ત્યાંનો કમિશનર નીમ્યો. લોર્ડ એલેન્બરો "કોર્ટ ઓફ ડિરેકટર્સના" વિચારોથી ઉલટાજ વિચારો ધરાવતો હતો માટે તેને પાછો બોલાવી લીધો, અને સર હેન્રિ હાર્ડિંજને તેની જગ્યાએ મોકલ્યો.

## (૧૨) સર હેન્રિ હાર્ડિંજ ૧૮૪૪—૧૮૪૮.

એ એક અનુભવી શૂરવીર હતો. યુરોપમાં સ્પેન સાથના વિગ્રહમાં લડતાં એનો એક હાથ કપાઇ ગયો હતો. એની સારી નોકરીને માટે એને ઉમરાવની પદ્વી મળી હતી. એની કારકીર્દિમાં પંજાબનો (૧૮૪૫–૪૭) પેહેલો વિગ્રહ થયો, જેમાં મુદકી, ફિરોજશહેર (૧૮૪૫) અને બદ્દીવાલ, અલિવાલ અને સોબ્રાન ( ૧૮૪૬ ) ની લડાઇઓમાં શીખ લોકને હરાવ્યા. એણે ઘણાએક સુધારા કર્યા—બાળહત્યા, સતી અને મનુષ્યના ભોગ આપવાની કમકમાટ ભરેલા રિવાજોનો અટકાવ કર્યો, વેપારને ઉત્તેજન આપ્યું, અને આગ્રાનો તાજમહેલ સમરાવ્યો. ઈ. સ. ૧૮૪૮ માં ૪૨ મહિના હકુમત ચલાવી એ ઈંગ્લાન્ડ ગયો.

## (૧૩) અર્લ ઓફ ડેલહાઉસી ૧૮૪૮—૧૮૫૬.

હિંદુસ્તાનના ગવર્નર્સ જેનરલમાં એ મોટો ગણાય છે. એ મોટા

મનનો, દયાળુ, અને સલાહને ચાહનાર હતો. એને પંજાબ સાથે બીજા (૧૮૪૮–૪૯) અને બ્રહ્મી લોક સાથે બીજો (૧૮૫૨–૫૩) વિગ્રહ કરવાની ફરજ પડી. આમાંના પ્હેલામાં કિનેરી, સદુસેન (૧૮૪૮), રામનગર, ચિલિયનવાળા અને ગુજરાત (૧૮૪૯) ની લડાઇઓ કરી પંજાબ" પ્રાંત ૧૮૪૯માં અને બીજીમાં પેગુ ૧૮૫૨ માં, અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધાં. એ શિવાય નાગપુર ૧૮૫૩ માં, અયોધ્યા અને તંજોર ૧૮૫૬માં ખાલસા થયાં. એણે રાજ્યકારભારમાં ઘણા સુધારા કર્યા; નહેરો બંધાવી; ગંગાની નહેર જે હિંદુસ્તાનમાં સર્વથી મોટી ગણાય છે તે એણે ખુલ્લી કરી, આગગાડીની સડકો એના વખતમાં નંખાઈ, ટપાલ ખાતામાં સુધારા કર્યા, અને તારો નંખાયા. સને ૧૮૫૩ માં બોર્ડ ઓફ કન્ટ્રોલના પ્રેસિડન્ટ સર ચાર્લ્સ ઉવુડને હાથે પાર્લામેન્ટમાં એક બિલ પસાર થયું, તેથી એ કમ્પનીના પટામાં કેટલાક અગત્યના ફેરફાર થયાઃ—

**ચાર્લસ ઉવુડનું બિલ.**

૧–ડિરેક્ટર્સની સંખ્યા ઘટાડી ૧૮ ની કરી, અને તેમાંના ૬ ગાદીપતિ તરફથી નિમવામાં આવ્યા.

૨–હિંદુસ્તાનને માટે કાયદા બાંધનારી એક સભા સ્થાપી.

૩–વૈદક ખાતાંની અને સિવિલ સર્વિસની નોકરીમાં જે કોઈ ઉમેદવાર ઠેરવેલી પરિક્ષામાં પસાર થાય તેને દાખલ કરવો.

૪–બંગાળા ઇલાકાની સરકાર માટે એક લેફ્ટનન્ટ ગવર્નર નિમ્યો. લોર્ડ ડેલહૌસી ૧૮૫૬માં પોતાનો અધિકાર છોડી ઇંગ્લાંડ ગયો અને ૧૮૬૦ માં માંદગીના સબબથી એ ૪૮ વરસની વયે મરણ પામ્યો. એની સારી ચાકરીને માટે એને વરસ દહાડે ૫,૦૦૦ પૌન્ડનું પેન્શન મળ્યું. એની "એનેકસેશન પોલિસિ" એટલે દેશી રાજ્યો અંગ્રેજી રાજ્ય સાથે જોડી નાંખવાની રાજનીતિ કહેવાય છે.

## (૧૪) અર્લ ઓફ કેનિંગ ૧૮૫૬—૧૮૬૨.

અર્લ કેનિંગના વખતમાં ચીન તથા ઈરાન જોડે લડાઇ થઇ, ૧૮૫૬. બીજે વરસે (૧૮૫૭)માં બંગાળાના લશ્કરના સિપાઇઓએ બળવો કર્યો, અને તે બળવો લગભગ આખા દેશમાં સળગી ઉઠયો. ૧૮૫૮ માં આ બળવો સમી ગયા પછી રાજ્યમાં ઘણા ફેરફારો થયા; તેમાં મુખ્ય એ હતા કે ઇસ્ટ ઇન્ડિયા કમ્પની જે રાજકારભાર ચલાવવાની હિંદુસ્તાનમાં સત્તા ભોગવતી હતી, તે સત્તા ઇંગ્લાંડના ગાદીપતિને મળી; બોર્ડ ઓફ કનટ્રોલ કાઢી નાંખી અને હિંદુસ્તાન ખાતેનો ઇંગ્લાંડમાં એક સેક્રેટરી ઓફ સ્ટેટ

નિમાયો, અને તેની મદદને માટે ૧૫ સભાસદ નિમ્યા; દરેક ઇલાકામાં હાઇકોર્ટ સ્થાપી; "પીનલકોડ" એટલે ફોજદારી કાયદો જે લોર્ડ મેકોલેએ લખ્યો હતો તે ઈ. સ. ૧૮૬૦માં હિંદુસ્તાનમાં ચાલુ થયો અને ગવર્નર જેનરલને "વાઇસરોય"નો નવો ઇલકાબ મળ્યો.

રાજમાં ફેરફાર. અર્લ કેનિંગ ૧૮૬૨માં હિંદુસ્તાન છોડી સ્વદેશ ગયો, અને ત્યાં તેજ વરસમાં મરણ પામ્યો. એ છેલ્લો ગવર્નર જેનરલ તેમજ પ્હેલો "વાઇસરોય" હતો.

## (૨) લોર્ડ એલ્ગીન ૧૮૬૨—૧૮૬૩.

અર્લ કેનિંગ પછી લોર્ડ એલ્ગીન વાઇસરોય થઈ આવ્યો. એના વખતમાં વાહાબી લોકે અંગ્રેજો સામે બંડ ઉઠાવ્યું અને લૂટફાટ કરવા લાગ્યા, પણ થોડા વખતમાં અંગ્રેજી લશ્કર તેમને મારી સરહદ ઉપર લૂંટ ચલાવતા બંધ પાડયા. એણે કાયદા બાંધવા માટે ત્રણ અંગ્રેજ અને ત્રણ દેશી ગ્રહસ્થોની કૌન્સિલ ઠરાવી. આ વાઇસરોય ૧૮૬૩ ના નવેમ્બર માસમાં મરણ પામ્યો.

વાહાબી લોકનું બંડ.

## (૩) લોર્ડ લોરેન્સ ૧૮૬૪—૧૮૬૯.

ત્રીજા વાઇસરોય (પંજાબનોરક્ષક) લોર્ડ લોરેન્સે ૧૮૬૪-૬૯ સુધી રાજ્યકારભાર ચલાવ્યો. એના વખતમાં ભૂતાન (૧૮૬૪) અને એબિસિન્યા જોડે (૧૮૬૮) લડાઇઓ થઈ. એબિસિન્યાની લડાઇ ત્યાંના થીઓડોર રાજા જોડે થઈ. એ રાજાએ કેટલાક અંગ્રેજ વેપારીઓ જેઓ એના દેશમાં હતા તેમને કેદ કર્યા, અને જ્યારે તેમને છોડવા એણે ના પાડી ત્યારે અંગ્રેજ સરદાર લોર્ડ નેપિયરને એક લશ્કર આપી મોકલ્યો, જેણે મગડલા નામનો પ્રખ્યાત ગઢ જીતી લીધો, અને રાજા આત્મઘાત કરી મરણ પામ્યો. ૧૮૬૬માં અયોધ્યા બુંદેલખંડ અને ઉત્તર હિંદુસ્તાનમાં એક ભારે દુકાળ પડયો. એણે રૈયતને સુખી કરવાને ઘણાક ઉપાયો લીધા. ખેડુતોની હાલત સુધારી અને અફગાનિસ્તાનમાં શેરઅલ્લીને ત્યાંનો અમીર કબુલ કર્યો. લોર્ડ લોરેન્સ ૧૮૬૯માં ઇંગ્લાન્ડ ગયો, ત્યાં એમે એની સારી નોકરીને માટે ઉમરાવની પદ્વી મળી. આ વાઇસરોય ૧૮૭૯ માં મરણ પામ્યો.

અયોધ્યા, બુંદેલખંડ અને ઉત્તર હિંદુસ્તાનમાં ભારે દુકાળ ૧૮૬૬.

## (૪) લોર્ડ મેયો ૧૮૬૯—૧૮૭૨.

લોર્ડ મેયોએ રાજ્યનાં કેટલાંક ખાતાંઓમાં સુધારા કર્યા અને પુષ્કળ નહેરો અને રેલ્વે બંધાવી. અફગાનિસ્તાનના અમીર શેરઅલ્લી જોડે અંબાલા આગળ મુલાકાત કરી બન્ને દેશો વચ્ચે મિત્રાચારીની ગાંઠ મજબૂત કર્યાં.

૧૮૬૯–૭૦માં નામદાર "ડયુક ઓફ એડિન્બરો" હિંદુસ્તાનમાં આવ્યો.

ડયુક ઓફ એડિન્બરો આવ્યો ૧૮૬૯-૭૦.

૧૮૭૨માં એંડામેન ટાપુનાં પોર્ટ બ્લેરમાં ત્યાંના ગુન્હેગારોની કેવી દેખરેખ ચાલેછે તે તપાસવાને લોર્ડ મેયો ગયો, ત્યારે શિરઅલ્લી નામના એક અફગાન ખૂનીએ તેને મારી નાંખ્યો.

## (૫) લોર્ડ નોર્થબ્રુક ૧૮૭૨—૧૮૭૬.

મલ્હારરાવને પદભ્રષ્ટ કર્યો ૧૮૭૫.

પ્રિન્સ ઓફ વેલ્સ હિંદુસ્તાન ખાતે આવ્યો. ૧૮૭૫-૭૬.

એના વખતમાં ઇ. સ. ૧૮૭૪માં બંગાળામાં એક ભારે દુકાળ પડયો. પણ રાજ્ય તરફથી મોટી મદદ આપી એણે લાખોના પ્રાણ ઉગાર્યા. ૧૮૭૫માં વડોદરાના રાજા મલ્હારરાવ ગાયકવાડની ઉપર કેટલાંક તહોમત મૂકાયાં; તેની તપાસ ત્રણ દેશી અને ત્રણ અંગ્રેજ ગ્રહસ્થો આગળ ચાલી. ત્રણ દેશીઓએ તે રાજાપર મુકેલાં તહોમતો ખોટાં છે એવો અભિપ્રાય આપ્યો, પણ ત્રણે અંગ્રેજોએ તેમનાથી ઉલટા વિચાર જણાવ્યા; તેથી; લોર્ડ નોર્થબ્રુક અંગ્રેજોનાવિચારોને મળતો થઇ ગાયકવાડને પદભ્રષ્ટ કરી મદ્રાસમાં કેદ કર્યો ૧૮૭૫, અને તેના વંશના એક બાળક શિયાજીરાવને આગલા રાજા ખંડેરાવની વિધવા જમનાબાઇ પાસે દત્તક લેવડાવી ગાદી આપી. ૧૮૭૫–૭૬માં પ્રિન્સ ઓફ વેલ્સ હિંદુસ્તાનમાં આવ્યો તે વખતે દેશીઓ તરફથી તેને ભારે આવકાર મળ્યો.

## (૬) લોર્ડ લિટન ૧૮૭૬—૧૮૮૦.

કેસરે હિંદ.

લોર્ડ નોર્થબ્રુક પછી લોર્ડ લિટન ૧૮૭૬ માં વાઇસરૉય થઇને આવ્યો. ૧૮૭૭માં મહારાણી વિક્ટોરિયાએ "કૈસરે હિંદ" પદ ધારણ કર્યું. આ માટે દિલ્હીમાં સર્વથી મોટું દરબાર ભરાયું. આ વાઇસરોયે કાપડપરથી જકાત કાઢી નાંખી, અને દેશી પત્રો, ચોપાનિયાં વિગરેનો કેટલોક હક્ક છિનવી લીધો. એના વખતમાં ૧૮૭૭માં ભારે દુકાળ પડયો, અને લાખોના જીવ ગયા. ઇ. સ. ૧૮૭૮–૮૦ સુધી અફગાનિસ્તાન જોડે (બીજો) વિગ્રહ થયો, ત્યાંનો અમીર શેરઅલ્લી રૂશ લોકસાથે મળી ગયો, તેથી તેની સામે લડવાને લસ્કર મોકલ્યું. શેરઅલ્લી ન્હાસી ગયો, અને તેના દીકરા યાકુબખાંએ ગંદમક આગળ અંગ્રેજો સાથે સંધિ કરી અને બ્રિટિશ અમલદારને કાબુલમાં રાખવાની પરવાનગી આપી. થોડા વખતમાં તે અમલદાર (સર લુઇ કૈવેનરી)ને તેણે મારી નંખાવ્યો, તેથી તેની સાથે પાછી લડાઇ કરી તેને હરાવ્યો, અને હિંદુસ્તાનમાં બંધીવાન કરી આણ્યો. એણે ધંધા રોજગારપર વેરો નાંખ્યો અને મીઠાંપર કર વધાર્યો.

અફગાનિસ્તાન જોડે વિગ્રહ ૧૮૭૮–૮૦.

ગંદમક આગળ સંધિ.

## (૭) માર્કવિસ ઑફ રિપન ૧૮૮૦—૧૮૮૪.

આ લોકપ્રીય વાઇસરોયે અફગાનિસ્તાનમાં અયુબખાં સામે લડવાને લોર્ડ રોબર્ટસને મોકલ્યો. જેણે અફગાનોને હરાવ્યા અને અફગાનિસ્તાનની ગાદી અબદુર રહેમાનને આપી લડાઇનો અંત આણ્યો; દેશીઓને મોટા હોદ્દા આપવાનો હુકમ કાઢ્યો; દેશી કારીગીરીને ઉત્તેજન આપ્યું; સ્થાનીક સ્વરાજ્ય સ્થાપ્યું; ખેડુતો ઉપરનો જુલમ અટકાવ્યો; દેશી પત્રો, ચોપાનિયાં વિગેરેને તેમનું છુટાપણું પાછું આપ્યું; અને ૧૮૮૧માં હિંદુસ્તાનનું તમામ લશ્કર કંદહારથી પછું બોલાવી લીધું. આથી હિંદુસ્તાનમાં ભારે શાંતિ થઇ. દેશીઓનું ભલું ઇચ્છનાર આ વાઇસરોયને પોતાનો હોદ્દો છોડતી વખતે હિંદુસ્તાનની પ્રજા તરફથી એટલું તો માન મળ્યું કે, એવું એના કોઇપણ પૂર્વાધિકારીને મળ્યું ન હતું. ૧૮૮૩માં મહારાણીના કુંવર ડયુક ઑફ કૅનોટે મિરતની ફોજનું ઉપરીપણું લીધું.

કંદહારમાંથી અંગ્રેજી લશ્કર બોલાવી લીધું ૧૮૮૧.

## (૮) લોર્ડ ડફ્રિન ૧૮૮૫—૧૮૮૮.

એના વખતમાં રશિયા જોડે કંઇક ખટપટ ચાલી, પણ તેનો સલાહ સંપથી છેડો આવ્યો. બ્રહ્મદેશના રાજા થીબોની અંગ્રેજ વેપારીઓ સાથેની માઠી ચાલને લીધે, પોતાની રૈયતપર જુલમ ગુજારવાને લીધે, અને અંગ્રેજ લોકને સતાવવાના વિચારથી ફ્રેન્ચ લોકોને કાંઇ હક્કો આપ્યા તેથી તેના રાજ્યપર હુમલો કર્યો. અને થોડા વખતમાં જેનરલ પેન્ડરઘાસ્ત અને કર્નલ સ્લેડને તે દેશ તાબે કરી અંગ્રેજી રાજ્ય સાથે જોડી નાંખ્યો. રાજાને પણ કેદ કરી હિંદુસ્તાનમાં આણ્યો. લોર્ડ ડફ્રિને આખા બ્રિટિશ હિંદુસ્તાનપર, બ્રહ્મી લોક સાથેની ત્રીજી લડાઇ (૧૮૮૫) નો જે ખરચ થયો હતો તે પછો મેળવવાને "ઇનકમ ટેક્સ" એટલે આવકપર કર નાંખ્યો, તેમજ નિમક, તેલ વિગેરેપર કર વધાર્યો. આ વાઇસરોયે ગ્વાલિયર કિલ્લો જે અંગ્રેજોએ અગાઉ સિંધિયા પાસેથી જીતી લીધો હતો, તે તેને પાછો સ્વાધિન કર્યો.

બ્રહ્મદેશ ખાલસા કર્યો ૧૮૮૫-૧૮૮૭.

આપણી કૃપાળુ મહારાણી વિકટોરિયાનું રાજ્ય પચાસ વર્ષ યથાસ્થિત ચાલ્યું તેની ખુશાલી (જુબીલી) ને માટે તા૦ ૧૬મી તથા ૧૭મી ફેબ્રુઆરી ૧૮૮૭ના બે દિવસો તહેવાર તરીકે આખા હિંદુસ્તાનમાં પાળવામાં આવ્યા હતા, અને પહેલા દિવસે સઘળે ઠેકાણે ભભૂકદાર રોશની કરવામાં આવી હતી. લોર્ડ ડફ્રિને ૧૮૮૮ના માસ ડિસેમ્બરમાં પોતાનો હોદ્દો

છોડયો અને એની જગ્યાએ લોર્ડ લેન્સડૌન આવ્યો.

## (૯) લોર્ડ લેન્સડૌન ૧૮૮૮—૧૮૯૩.

આ વાઇસરોયના વખતમાં અંગ્રેજી લશ્કરે કાશ્મીરની સરહદપર હુંઝા તથા નગર તાયફાવાળાઓપર ફતેહ મેળવી, તેમજ મિરનઝાઇ, ચિનલુશાઇ, કાળા પર્વત અને મણીપુર પર ચઢાઇઓ કરી. છેલ્લી ચઢાઇમાં મિ૦ ક્વિન્ટન અને બીજા પાંચ અમલદારોને ત્યાંના લોકોએ મારી નાંખ્યા, તેથી તેમના ૭ આગેવાનોને ફાંસી દીધી, અને બીજાઓને કાંઇ ઓછી શિક્ષા કરી રાજ્યગાદી પાંચ વરસની વયના ચુરચંદ નામના બાળકને આપી.

૧૮૮૯—૯૦ માં આપણી કૃપાળુ મહારાણીના પૌત્ર પ્રિન્સ આલ્બર્ટ વિક્ટર અને રશિયાના બાદશાહનો વડો દીકરો હિંદુસ્તાન આવ્યા. ૧૮૯૨ ના જાન્યુઆરી મહિનામાં આલ્બર્ટ વિક્ટર તાવના રોગથી વિલાયતમાં મરણ પામ્યો. આ અકાળ મરણથી ઇંગ્લાંડ તેમજ હિંદુસ્તાનના લોકોમાં ભારે ખેદ ઉત્પન્ન થયો. મહારાજા ધુલીપસિંહ, જે પંજાબ અંગ્રેજી રાજ્ય સાથે જોડી નાંખ્યા પછી વિલાયત જઇ રહ્યો હતો, તે પોતાની પાછળ કેટલાંક છોકરાં મેલી ૧૮૯૩માં મરણ પામ્યો. એજ વરસમાં અંગ્રેજ સરકાર અને અફગાનિસ્તાનના અમીર વચ્ચે કાંઇ ગેરસમજુતી થયાથી અંગ્રેજ સરકારે સર મોર્ટિમર ડયુરંડને થોડાક રસાલા સાથે તેનો બંદોબસ્ત કરવા કાબુલ મોકલ્યો. અમીરે તેને બહુ સારો આવકાર આપ્યો અને સઘળી ગેરસમજુતીનો સારી રીતે છેડો આવ્યો. અમીરને વરસ દહાડે જે ૧૨ લાખ રૂપિયા મળતા હતા તે વધારી ૧૮ કર્યા અને અમીરે અંગ્રેજોને જે જગ્યા માટે વાંધો હતો તે તેમને આપી.

## (૧૦) લોર્ડ એલ્ગીન ૧૮૯૪—૧૮૯૮.

બીજા વાઇસરોય લોર્ડ એલ્ગીન જેણે હિંદુસ્તાનમાં ૧૮૬૨—૬૩માં રાજ્યકારભાર ચલાવ્યો હતો તેનો દીકરો ૧૮૯૪માં વાઇસરોય નિમાયો. સને ૧૮૯૫ માં સરહદપર કાશ્મિરને લગતાં ચીત્રાલપર જેનરલ લોની સરદારી નીચે ચઢાઇ કરવામાં આવી હતી, અને ત્યાંના સરદાર શેરઅફજલ અને બીજાઓને કેદ કરી હિંદુસ્તાન ખાતે બંધીવાન તરીકે લાવવામાં આવ્યા હતા. એજ વરસમાં હિંદુસ્તાનમાં થતા લખલુટ ખરચની તપાસ કરવાને ચૌદ ગ્રહસ્થોનું એક રોયલ કમિશન નિમવામાં આવ્યું. અને ૧૮૯૬ માં બેટેનબર્ગનો શાહજાદો તે આપણી મહારાણીનો જમાઇ જે એશાન્ટિ ચઢાઇમાં અંગ્રેજી લશ્કર સાથે લડવા ગયો હતો તે તાવથી ત્યાં મરણ પામ્યો; તેની લાશ ઇંગ્લાંડમાં લાવવામાં આવી હતી. ૧૮૯૬ માં

હિંદુસ્તાનમાં ન્યુમોનિક પ્લેગ એટલે મરકી શરૂ થઈ. મુંબઈમાં એ મરકીએ પ્રથમ દેખાવ દીધો. તા૦ ૨૦ જુન ૧૮૯૬ ને દિને આપણી કૃપાળુ મહારાણીને રાજ્યગાદીએ બેસવાને ૬૦ મું વરસ શરૂ થયું. ઇંગ્લાંડનાં સર્વે રાજ્ય કર્તાઓમાં એમનું રાજ્ય લાંબુ ગણાય છે અને તેની ખુશાલી (ડાયમંડ જ્યુબીલી) માટે તા૦ ૨૧ તથા ૨૨ જુન ૧૮૯૭ ના દિવસો દુનિયાના સઘળા બ્રિટિશ રાજ્યોમાં તહેવાર તરીકે પાળવામાં આવ્યા હતા.

## (૧૧) લોર્ડ કર્ઝન ૧૮૯૯—૧૯૦૪ અને ૧૯૦૫—૧૯૦૫.

લોર્ડ કર્ઝનના અમલમાં એક મોટો દુકાળ પડયો (૧૮૯૯), પણ જગ્યાએ જગ્યાએ બાંધકામ ઉઘાડી સરકારે હજારોના જીવ બચાવ્યા. આપણા મહારાણી વિકટોરિયા ૧૯૦૧ માં ૮૧ વર્ષની ઉમરે મરણ પામ્યા; એમના મરણ પછી એમનો મ્હોટો છોકરો સાતમા એડવર્ડનું નામ ધારણ કરી હિંદુસ્તાનનો શહેનશાહ થયો; આ પ્રસંગે દિલ્હીમાં એક મ્હોટો દરબાર ભરવામાં આવ્યો હતો. ઈ. સ. ૧૯૦૩—૦૪ માં તીબેટ ઉપર ચઢાઇ કરવામાં આવી, કારણ કે રશ્યન કુમકપર તે દેશે અંગ્રેજ સાથેની સલાહનો ભંગ કર્યો અને બ્રિટિશ મુલકનો કંઇક ભાગ દબાવ્યો. ૧૯૦૪માં અંગ્રેજી લશ્કરે તીબેટના લશ્કરને તુનાની લડાઇમાં હરાવી પોટાલા આગળ સંધિ કરવાની ફરજ પાડી. સલાહના કરાર અંગ્રેજોને લાભકારી હતા અને લડાઇના ખરચ બદલ તીબેટ સરકારને અંગ્રેજોને ૨૫ લાખ રૂપીઆ આપવા પડયા. ૧૯૦૪ માં સતારાનો રાજા રાજારામ ૫૪ વરસની ઉમરે મરણ પામ્યો. તેના પછી તેનો મ્હોટો છોકરો આબાસાહેબ ગાદીપર બેઠો. આ ગવર્નર જેનરલે આયપત્તવેરા (ઇનકમ ટેકસ) માં, નિમક ઉપરના કરમાં તેમજ ટપાલના દરમાં ઘટાડો કર્યો. કેળવણીના વધારા અને હિંદી પોલીસમાં સુધારા અર્થે વિવિધ ઉપાયો લીધા. લોર્ડ કર્ઝન ૧૯૦૪ માં ઇંગ્લાંડમાં ગયો અને તેની જગ્યાએ મદ્રાસનો ગવર્નર લોર્ડ એમ્પહીલ કામ ચલાઉ વાઇસરોય નીમાયો. ૧૯૦૫ માં લોર્ડ કર્ઝન વિલાયતથી પાછો આવ્યો. એજ વરસમાં પંજાબમાં એક ભારે ધરતીકંપ થયો જેથી જાન માલની બહુ હાનિ થઈ અને બે ત્રણ શહેરો તદન નાશ પામ્યાં.

**બંગાળાના ભાગલા:**—બંગાળાની વસ્તી લગભગ ૮ કરોડની અને વિસ્તાર ૧૮૯૦૦ ચોરસ મૈલનો હોવાથી લોર્ડ કર્ઝને ધાર્યું કે ત્યાંના લેફ્ટનન્ટ ગવર્નરથી એ મ્હોટા વિસ્તાર ઉપર પૂરતી દેખરેખ રાખી શકાતી નથી. લોર્ડ કર્ઝને તરતજ પોતાની ધારણા અમલમાં આણી અને ૧૯૦૫ માં બંગાળાના બે ભાગ કર્યા; ડાકા, માઇમાનસિંગ, ફરીદપુર, બાકરગંજ,

ટિપરા, નોઆખલી, ચેતેગાંગ, રાજશાહી, દિનાજપુર, રંગપુર, બોગરા, જલપાઇગુરી, પબના અને માલ્ડા જૂદા પાડી "પૂર્વ બંગાળા અને આસામ" કરી નામ આપ્યું, અને તેના ઉપર એક લેફ્ટેનન્ટ ગવર્નર નીમ્યો.

૧૯૦૫ ના નવેમ્બર મહિનામાં નામદાર પાટવી કુંવર અને યુવરાણી (પ્રિન્સ અને પ્રિન્સેસ ઓફ વેલ્સ) હિંદુસ્તાનની મુલાકાતે આવ્યાં; તેમને દેશી રાજાઓએ તેમજ રૈયતે બાદશાહી માન આપ્યું.

ઈ. સ. ૧૯૦૫ માં લોર્ડ કર્ઝન રાજીનામું આપી ઇંગ્લાંડ ગયો કારણ કે હિંદુસ્તાનનો લશ્કરી કારભાર ચલાવવા વિષેના તેના વિચારો બ્રિટિશ પ્રધાન મંડળના વિચારથી જૂદા હતા. એની જગ્યાએ લોર્ડ મિન્ટો વાઇસરોય નીમાયો.

## (૧૨) લોર્ડ મિન્ટો ૧૯૦૫.

લોર્ડ મિન્ટો ૧૮૪૭ માં જન્મ્યો હતો અને ૫૮ વરસની વયે વાઇસરોય થઇ હિંદુસ્તાનમાં આવ્યો. આ ગવર્નર જનરલે ૧૮૭૭માં ટર્કી સ.થેની લડાઇમાં, ૧૮૭૯ માં અફગાન વિગ્રહમાં અને ૧૮૮૨માં ઇજીપશીયન ચઢાઇમાં ભાગ લીધો હતો. ૧૮૯૮ માં કેનેડાના ગવર્નર જેનરલ તરીકે અમલ ચલાવ્યો હતો. ૧૮૦૭ થી ૧૮૧૩ સુધી લોર્ડ મીન્ટો ગવર્નર જનરલ થઈ આવ્યો હતો તે આ વાઇસરોયના બાપનો દાદો હતો.

એના વખતમાં બંગભંગનો સવાલ ઉપડયો હતો તેથી બંગાળામાં જે અશાન્ત મામલો ચાલુ હતો તે સારી સમજણ વાપરી કામ લેવાયાથીજ દૂર થવા પામ્યો, અને સ્થાનીક ધારાસભાઓ મોટી થઈ હતી તથા સ્થાનીક સ્વરાજ્યને માટે પણ વધુ હક્કો પ્રજાને મળ્યા હતા. એની હકુમતમાં નામદાર સુલેહના શેહેનશાહ ૭ મા એડવર્ડ તા. ૭ મી મે સને ૧૯૧૦ ને રોજ ઇંગ્લાંડમાં મરણ પામ્યાથી આખા હિંદુસ્તાનમાં ઘરેઘર શોક પ્રગટયો હતો. એમના પુત્ર પાંચમા જયોર્જનું નામ ધારણ કરી ગાદીએ આવ્યા હતા. આ વાઇસરોયથીજ હિંદની પ્રજામાં રાજ્યભક્તિ વધવા પામી હતી અને એમને વિદાયગીરીનું પ્રજા પ્રત્યેનું માન પણ વધુ મેળવ્યું હતું.

## (૧૩) લોર્ડ હારડિંજ ૧૯૧૦.

લોર્ડ મીન્ટોના વિદાય થવા પછીથી નવા વાઇસરોય તરીકે લોર્ડ હારડિંજ નીમાયા હતા. જેઓ ૧૯૧૦ ના નવેમ્બર માસમાં અત્રે આવી હોદ્દાનો અખ્તીયાર લીધો હતો.

નામદાર શેહેનશાહ પાંચમાં જ્યોર્જની લંડનમાં તા. ૨૨ મી જુનને દિવસે રાજ્યાભિષેકની ક્રિયા ભારે ધામધુમથી કરવામાં આવી હતી. જ્યારે હિંદુસ્તાનમાં પણ એ નામદારનો રાજ્યાભિષેક થનાર હતો.

# પ્રકરણ ૧૩ મું.

## મહાન પુરૂષોની જીંદગીનો ટુંક હેવાલ.

### લાબોર્ડોને.

લાબોર્ડોને ફ્રેન્ચ નૌકાસેનાધિપતિ હતો. એણે ઈ. સ. ૧૭૨૫ માં મહે જીતી લીધું જે અદ્યાપિ સુધી ફ્રેન્ચના તાબામાં છે. ઈ. સ. ૧૭૪૬માં ડુપ્લીએ એને અંગ્રેજો સામે લડવાને મોટું નૌકાસૈન્ય આપી મોકલ્યો. એણે અંગ્રેજોનો ફોર્ટ સેન્ટ જ્યોર્જ જીતી લીધો, પણ તે ચાર લાખ રૂપિયા લઈ અંગ્રેજોને પાછો આપ્યો અને મોરિશિયસમાં રહી ત્યાં બહુ સુધારા કર્યા. જ્યારે એ ફ્રાન્સ પાછો ગયો ત્યારે ફોર્ટ સેન્ટ જ્યોર્જ અંગ્રેજોને પાછો આપવા માટે એને ત્રણ વરસ બંધીખાને રહેવું પડયું અને ત્યાંથી છૂટવા પછી એ ૧૭૫૩માં માં મરણ પામ્યો.

### ડુપ્લી.

ડુપ્લી પ્રથમ ચંદ્રનગરમાં ફ્રેન્ચ વેપારી હતો. એ ઘણો હોંશિયાર હોવાથી ફ્રેન્ચ સરકારે ૧૭૪૨ માં એને પોન્ડિચરીનો હાકેમ નિમ્યો. એ શહેરનો એણે અંગ્રેજો સામે ઘણી બહાદુરીથી બચાવ કર્યો, તેથી એને માર્કવિસનો ખેતાબ મળ્યો. એની મૂળ ધારણા અંગ્રેજોને હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવાની અને એ દેશપર ફ્રેન્ચ સત્તા વધારવાની હતી; આથી એણે અંગ્રેજોના થાણાં ઉપર ઘણી વખત હુમલા કર્યા પણ પોતાની મતલબ મેળવવામાં પાર પડયો નહીં. ૧૭૫૦ માં એણે હૈદ્રાબાદ અને આર્કટમાં ગાદીના વારસા બાબતની લડાઈમાં ભારે હિમ્મત વાપરી અને ફ્રેન્ચ લોકો એની બહાદુરીને લીધે હિંદુસ્તાનમાં શ્રેષ્ટ ગણાવા લાગ્યા. એણે ૧૭૫૦માં મેળવેલી ફતેહથી ફુલાઈ જઇને એક શેહેર વસાવ્યું, અને ત્યાં એક સ્તંભ ઉભો કરી તેનું નામ "ડુપ્લી ફતેહ આબાદ" આપ્યું. ડુપ્લીના પરાક્રમોથી એના શત્રુઓ એની અદેખાઈ કરવા લાગ્યા, અને એને ૧૭૫૪માં ફ્રાન્સ પાછો બોલાવી લીધો, જ્યાં એની ઉપર ફ્રેન્ચ સત્તાનો ગેર ઉપયોગ કરવાનું તહોમત મૂકીને એને કેદ કર્યો; ત્યાંથી એ ત્રણ વરસે છુટયો.

અને ૧૭૬૪ માં ઘણી ગરીબી હાલતમાં દિલગીરીથી એ પણ મરણ પામ્યો. એની જગ્યાએ ગોધ્યું હિંદુસ્તાનનાં ફ્રેન્ચ થાણા પર ગવર્નર નિમાયો, ૧૭૫૫. યુરોપીઅન અમલદારોના હાથ નીચે દેશીઓને કવાયત આપી તેમનું પ્હેલ વ્હેલું એક સારૂં લશ્કર બનાવવાનું માન ડુપ્લીને ઘટે છે.

## કૌન્ટી-ડી-લાલી.

કૌન્ટ-ડી-લાલી જાતનો આઇરિશ હતો, પણ ફ્રાન્સ જઈ ત્યાં એક લશ્કરી અમલદાર થયો હતો. એની હોંશિયારી તથા બહાદૂરી જોઇને ફ્રેન્ચ ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીએ એને પોન્ડિચરીનો હાકેમ બનાવ્યો. એણે હિંદુસ્તાનમાં અંગ્રેજોનો ફોર્ટ સેન્ટ ડેવિડ જીતી લઈ તોડી નાંખ્યો, ૧૭૫૮. ત્યાર પછી એણે એજ વરસે બુસ્સિને દક્ષિણમાંથી બોલાવી મદ્રાસમાં ફોર્ટ સેન્ટ જ્યોર્જપર હલ્લો કર્યો, પણ તેમાં એની ફતેહ થઇ નહીં. વળી કૌન્ટ-ડી-લાલી અને બુસ્સિએ પોતાનાં સૈન્ય ભેગાં કરી વાંડિવાશ ઉપર ચઢાઈ કરી, પણ અંગ્રેજ સરકાર કર્નલ કૂટે તેમને હરાવ્યા, ૧૭૫૯. બે વરસ પછી અંગ્રેજોએ પોન્ડિચરી ઉપર હુમલો કર્યો, અને તેના કોટ કિલ્લા તોડી નાંખ્યા અને લાલીને બંધીવાન કરી મદ્રાસ મોકલ્યો. ૧૭૬૩ માં ફ્રેન્ચ અને અંગ્રેજ લોકો વચ્ચે સલાહ થવાથી અંગ્રેજોએ પોન્ડિચરી ફ્રેન્ચ લોકોને પાછું આપ્યું, અને સઘળા બંધીવાનોને છોડી દીધા. કૌન્ટ-ડી-લાલી ફ્રાન્સ પાછો ગયો, ત્યાં લોકો તેની સામે ઘણા ઉશ્કેરાયા કારણ કે તેના વખતમાં ફ્રેન્ચ સત્તા હિંદુસ્તાનમાંથી તદન જતી રહી હતી, અને તેને આ કારણ માટે ૧૭૬૬માં ગેરવાજબી રીતે ફાંસી દીધા.

## બુસ્સિ.

બુસ્સિ એક બાહાદૂર ફ્રેન્ચ સરદાર હતો. એ ઇ. સ. ૧૭૧૮ માં જન્મ્યો હતો. એણે મરેઠાઓ સામે બે વાર લડીને સલાબતજંગને મદદ કરી. ૧૭૫૩ માં એને નિઝામે ઉત્તર સરકાર, જેનો વિસ્તાર ૧૭,૦૦૦ ચોરસ મૈલનો છે, તે એની નોકરીના બદલામાં આપ્યો; પણ થોડા વખતમાં અંગ્રેજ સરદાર કર્નલ ફોર્ડે ફ્રેન્ચ લોકોને હરાવીને તે જીતી લીધો. ૧૭૫૯ માં બુસ્સિએ વાંડિવાશ આગળ અંગ્રેજોપર હુમલો કર્યો, પણ તેમાં એ હારી ગયો અને કેદ પકડાયો. થોડા વખતમાં એ છૂટો થયો અને પાછો અંગ્રેજો સામે લડવા અને ટીપુને મદદ કરવા માટે આવ્યો; પણ ૧૭૮૩માં એના આવી પ્હોંચ્યા પછી બીજે દિવસે એ કર્ણાટકમાં મરણ પામ્યો.

## કલાઇવ.

**કલાઇવ** ઈ. સ. ૧૭૨૫ ના વરસમાં જન્મ્યો હતો. બાળપણથી ઘણો તોફાની હોવાથી એના માબાપે એને ઈસ્ટ ઇન્ડિયા કમ્પનીમાં એની ૧૯ વરસની વયે કારકુનની નોકરી અપાવી હિંદુસ્તાન ખાતે મોકલાવી દીધો; પણ થોડા વખતમાં લખવાનું કામ છોડીને એ લશ્કરમાં જોડાયો. આ વખતમાં ફ્રેન્ચ લોકોએ **આર્કટના** નવાબ **ચંદાસાહેબની** સાથે મળીને અંગ્રેજના મળતિયા **મહમદઅલીપર** જ્યારે હુમલો કર્યો, ત્યારે **મદ્રાસના** હાકેમ મિ૦ **સોન્ડર્સે કલાઇવને** થોડું લશ્કર આપી **આર્કટ** મોકલ્યો. એણે **મોરારિરાવ** નામના એક મરેઠા સરદારની મદદથી ત્યાંનો કિલ્લો જીતી લીધો, અને **ચંદાસાહેબના** દીકરા **રાજાસાહેબને** આર્નિ આગળ ૧૭૫૧માં હરાવ્યો. ત્યાંથી પાછા ફરતાં **ડુપ્લીનો** બંધાવેલો **સ્તંભ** એણે તોડી નાંખી ફ્રેન્ચ લોકોનું અપમાન કર્યું, અને તેમના હાથમાંથી કંજીવરમ લઈ, તેમને ૧૭૫૨ માં **બાહુરની** લડાઇમાં હરાવી ૧૭૫૩ માં એ ઈંગ્લાંડ ગયો. ત્રણ વરસ પછી (૧૭૫૬) **કલાઇવ ફોર્ટ સેન્ટ દેવિડનો** હાકેમ થઇ હિંદુસ્તાન પાછો આવ્યો, અને તરત તુલાજી **આંગરીયા** નામના એક ચાંચિયાને હરાવી તેનો ઘેરિયાગઢ હસ્તગત કરી લીધો. થોડા માસ પછી અંધારી કોટડીનું વેર લેવાને **કલાઇવને મદ્રાસ** સરકારે હુકમ કર્યો. **કલાઇવે** ૧૭૫૭માં સુરાજાદૌલાને હરાવ્યો, કલકત્તા પછું જીત્યું, અને નવાબને પાછી સલાહ કરવાની જરૂર પાડી; પણ એ સલાહ લાંબો વખત ટકી રહી નહીં. **સુરાજાદૌલા** ફ્રેન્ચ લોકો સાથે **અંગ્રેજોને** હિંદુસ્તાનમાંથી હાંકી કાઢવાને છૂપાં કાવત્રાં કરતો માલમ પડયો ત્યારે **કલાઇવે** પ્હેલાં ફ્રેન્ચ લોકોનુ **ચંદ્રનગર** લઇ લીધું, અને એ નવાબને સખત સજા કરવાની તૈયારી કરી. એ નવાબનાજ કેટલાક મુખ્ય સરદારો એની સામે કાવત્રાં કરવા લાગ્યા. અને **કલાઇવે** તેમને ઉત્તેજન આપ્યું. આ સરદારોમાં મુખ્ય **મિરજા જાફર**—જે એના લશ્કરનો સેનાપતિ હતો તે, અને **રાયદુર્લભ**—જે મુખ્ય ખજાનચી હતો, તે હતા. લડાઇની બધી જોઇતી તૈયારીઓ થઇ રહી ત્યારે **અમિચંદ** નામનો એક શ્રીમંત વેપારી જે **અંગ્રેજો** સાથે આ કાવત્રાં કરવામાં સામીલ હતો, તેણે **કલાઇવને** કહ્યું કે જો તમે મને ૩૦ લાખ રૂપિયા આપવા કબૂલ નહીં કરશો તો હું આ સઘળા કાવત્રાં સુરાજાદૌલા આગળ ઉઘાડાં પાડીશ. આ સાંભળી **કલાઇવે** તેને ધીરજ આપવા એક ખોટો દસ્તાવેજ લખી તેપર પોતાને હાથે એડમિરલ **વોટસનની** સહી કરી. અમિચંદે આ ખોટો દસ્તાવેજ છે એમ જાણ્યું નહીં. અને પૈસા મેળવવાની

ખુશામાં મૂંગો બેઠો. **ક્લાઇવે** સઘળી તૈયારી થયા પછી **સુરાજદૌલા**પર એક કાગળ લખી જણાવ્યું કે ફ્રેન્ચ લોકો સાથેનાં તારાં કાવત્રાંથી, તેમજ સલાહ તોડવાથી અમોને જે નુંકશાન થયું છે. તે તારે બધું ભરી આપવું., આથી નવાબ ચીડવાયો, અને એક મોટું લશ્કર લઇ પોતે **અંગ્રેજો** સામે ગયો. **ક્લાઇવે** થોડાં લશ્કરથી તેને ૧૭૫૭માં **પ્લાસી**ની લડાઇમાં હરાવ્યો. **સુરાજાદૌલા** ન્હાસી જતાં પકડાયો, અને તેને **મિરજાફર**ના દીકરા **મિરાને** મારી નાંખ્યો, ૧૭૫૭. એ નવાબ મરણ પામ્યો ત્યારે એની ઉંમ્મર માત્ર ૨૦ વરસની હતી. **અમિચંદે** જ્યારે **ક્લાઇવ**નાં કાવત્રાં જાણ્યાં ત્યારે તે મૂર્છાગત થઇ ઘેલાપણામાં મરણ પામ્યો. જ્યારે **શાહઆલમ** અને **સુજાદૌલા**એ પટણાપર ઘેરો ઘાલ્યો ત્યારે **ક્લાઇવે** **મિરજાફર**ને મદદ કરી. જેથી નવાબે કલકત્તાની આસપાસની જગ્યાનું જે ભાડું મળતું હતું તે **ક્લાઇવ**ને આપી દીધું. ૧૭૬૦માં **ક્લાઇવ** બીજીવાર ઇંગ્લાંડ ગયો, જ્યાં તેને ઘણું માન મળ્યું. ૧૭૬૫માં **ક્લાઇવ**ને બંગાળામાં સુધારા કરવાને હિંદુસ્તાન પાછો મોકલ્યો. એણે **બંગાળા**, **બહાર**, અને **ઓરિસ્સા** અંગ્રેજી રાજ્ય સાથે જોડી દીધાં, સરકારી નોકરોનો પગાર વધારી આપ્યો અને એવા બીજા સુધારા કર્યા. ૧૭૬૭ માં એ પાછો ઇંગ્લાંડ ગયો, ત્યાં એના દુસ્મનોએ એના ઉપર ઘણાએક તહોમતો મૂક્યાં પણ તે સાબિત થયાં નહીં. એ ૧૭૭૪ માં એના હિંદુસ્તાનના હરીફ દુપ્લો પછી દસ વરસે મરણ પામ્યો.

## મેજર લોરેન્સ.

**મેજર લોરેન્સ** ઇસ્ટ ઇન્ડિયા કમ્પનીની નોકરીમાં એક સરસ સરદાર હતો. તે ૧૭૪૮ માં હિંદુસ્તાનમાં આવ્યો, અને તરત ફ્રેન્ચ લોક સાથે લડાઇમા ગુંથાયો. આ લડાઇમાં પ્હેલાં અંગ્રેજ લોકો હાર્યા, અને મેજર લોરેન્સ કેદ પકડાયો; પણ પાછળથી **અંગ્રેજો** ફતેહ પામ્યા. ૧૭૪૯ માં એણે **તંજોર**ના રાજા **શાહુ** જેને તેના ભાઇ **પ્રતાપસિંહે** ગાદી ઉપરથી ઉઠાડી મેલ્યો હતો, તેને મદદ કરી પાછી ગાદી અપાવી, તેથી તેની મહેનતના બદલામાં **શાહુ**એ **અંગ્રેજો**ને **દેવીકોટ** આપ્યું–ઇ. સ. ૧૭૪૯. એજ વરસમાં એ **મદ્રાસ**નો હાકેમ નિમાયો અને એક વરસ પછી સ્વદેશ ગયો. ૧૭૫૨ માંએ ક્લાઇવ સાથે હિંદુસ્તાન પાછો આવ્યો. **લોરેન્સે** ૧૭૫૨માં ફ્રેન્ચ લોકોને **બાહુર**ની લડાઇમાં હરાવી તેમને **શ્રીરંગામ**ના કિલ્લામાં ઘેરી લીધા. ૧૭૫૫ માં ફ્રેન્ચ લોકોએ **ત્રિચિનાપોલિ**પર ઘેરો ઘાલ્યો પણ **લોરેન્સે** તેમને મારી પાછા હઠાવ્યા. ૧૭૫૮ માં તેઓએ **કૌન્ટ–ડી–લાલી**ની સરદારી નીચે **મદ્રાસ**પર ઘેરો ઘાલ્યો, ત્યારે પણ એ સરદારે એવીજ

બહાદુરી દેખાડી. ૧૭૫૯ માં લોરેન્સ બિમારીને લીધે ઇંગ્લાંડ પાછો ગયો જ્યાં તે ૧૭૭૫ માં ૭૮ વરસની વયે મરણ પામ્યો.

## સર ઈ કૂટ.

આ પ્રખ્યાત સરદાર આયરલેન્ડમાં ૧૭૨૬માં જન્મ્યો હતો. એણે ચંદ્રનગરપર (૧૭૫૭)ના અને પોન્ડિચરી (૧૭૬૧)ના ઘેરામાં તેમજ પ્લાસી (૧૭૫૭) અને વોન્ડીવાશ (૧૭૫૯)ની લડાઇમાં મોટું નામ કાઢયું. જે વખતે હૈદર સાથે અંગ્રેજો લડાઇ ચલાવતા હતા અને હૈદરે કર્નલ બેલીને પોલીલોરની લડાઇમાં હરાવ્યો હતો. (૧૭૮૦) તે વખતે કૂટ જેને બંગાળનો સેનાપતિ નિમ્યો હતો તેને તુરત લશ્કર સહિત હૈદર સામે લડવા મોકલ્યો, તેણે પોર્ટોનોવો, પોલીલોર અને એજ વરસમાં (૧૭૮૧) શોલિંગર આગળ તેને હરાવ્યો. જ્યારે ફ્રેન્ચ સરદાર બુસ્સિ એક મોટું લશ્કર લઇ હિંદુસ્તાન આવ્યો, ત્યારે કૂટને તેની સામે લડવા મોકલ્યો. તે મદ્રાસમાં પોતાના લશ્કર સહિત આવી પ્હોંચ્યો, પણ ત્યાં બે દિવસ પછી મરણ પામ્યો, ઇ. સ. ૧૭૮૩.

## લોર્ડ લેક.

આ નામાંકિત અંગ્રેજ સરદાર ૧૭૪૪માં જન્મ્યો હતો; યુરોપની તેમજ અમેરિકાની લડાઇઓમાં એણે ઘણી બહાદુરી બતાવી હતી. ૧૭૯૩ તથા ૧૭૯૪માં હોલાંડની મોટી લડાઇઓ એ જીત્યો હતો. ૧૮૦૦ની સાલમાં એ હિંદુસ્તાનમાં સેનાપતિ નિમાયો; આ વખતે અંગ્રેજો અને મરેઠા વચ્ચે જબરી લડાઈ થવાની તૈયારીઓ થતી હતી. લોર્ડ લેક પ્હેલાં દોલતરાવ સિંધિયા અને તેના મદદગાર વરાડના રાજા રઘુજી ભોંસલે સાથે લડાઇઓ ચલાવી. આ શૂરા સરદારે તેમને અલિગઢ, દિલ્હી, અને લાસ્વારી (૧૮૦૩)ની લડાઇમાં હરાવ્યા. દિલ્હીની લડાઇ પછી શાહઆલમ, જેને મરેઠાઓએ પકડી કેદ કર્યો હતો, તેને છૂટો કીધો, અને પછી આગ્રા જીત્યું. સિંધિયાના લશ્કરનો સેનાપતિ પેરન નામે એક ફ્રેન્ચ સરદાર હતો, તે પણ અલિગઢની લડાઇમાં કેદ પકડાયો. આ લડાઇઓ પછી જસવંતરાવ, હોલ્કર અને તેના મદદગાર ભરતપુરના રાજા સાથે લડાઇ ચલાવી. લોર્ડ લેકે તેમને ફતેહગર (ફરૂકાબાદ)ની લડાઇમાં (૧૮૦૪) હરાવ્યા, અને દીગ કિલ્લો જીતી લીધો. ૧૮૦૫માં એ સરદારે ભરતપુરના કિલ્લાપર હુમલો કર્યો પણ એ ઘણો મજબૂત હોવાથી લઈ શકાયો નહીં. (૧૮૨૬માં એજ કિલ્લો અંગ્રેજ સરદાર લોર્ડ કોમ્બરમિયરે જીત્યો હતો).

૧૮૦૭માં એ પાછો વિલાયત ગયો જ્યાં એને મોટું માન અને માર્કવિસનો ખેતાબ મળ્યો. આ બહાદુર લડવૈયો ૧૮૦૯માં મરણ પામ્યો.

## રોબર્ટ સેલ.

રોબર્ટ સેલ જે "જલાલાબાદનો પહેલવાન" કરી કહેવાય છે, તે ૧૭૯૫ માં માત્ર ૧૫ વરસની ઉમરે ઇસ્ટ ઇન્ડિયા કુમ્પનીમાં નોકર રહ્યો હતો. આ સરદાર અફગાન લોક સાથેની પ્હેલી લડાઇમાં ઘણો પ્રખ્યાત થયો. આ લડાઇની અગાઉ એ ૧૭૯૯માં શ્રીરંગપટણના ઘેરામાં, ૧૮૧૬માં મોરિશિઅસમાં, અને ૧૮૨૪માં રંગુનમાં લડયો હતો. રંગુનના કિલ્લા ઉપર ચઢી જવામાં એ સર્વથી પ્હેલો હતો. એણે ૧૮૪૦માં દોસ્ત મહમદને પરવાનની લડાઇમાં હરાવ્યો. ૧૮૪૨માં એણે જલાલાબાદમાં ઘણા શૂરવીરપણે દોસ્ત મહમદના દીકરા અકબરખાં સામે ટકાવ કર્યો ને તેને હરાવી બીજા સરદારો સાથે મળીને કાબુલ જીત્યું, અને પોતાની સ્ત્રી તથા દીકરી જેઓને બીજાઓ સાથે અકબરખાંએ બંધીવાન કર્યાં હતાં તેમને છોડવ્યાં. ૧૮૪૫ માં પંજાબની પ્હેલી લડાઇમાં મુદકી આગળ શીખ લોકો સાથે લડતાં ૬૫ વરસની વયે એ મરણ પામ્યો.

## તૈમૂરલંગ.

તૈમૂરલંગ ઇ. સ. ૧૩૩૬માં સમરકંદમાં જન્મ્યો હતો. હુસન નામનો સરદાર જે જંઘિસખાંના મરણ પછી તેના રાજ્યના એક ભાગમાં અમલ ચલાવતો હતો તેની સાથે પ્હેલાં તે મળી ગયો, અને ૧૩૬૯ માં તેનેજ હરાવી તે જગ્યાનો પોતે ધણી થયો. ઇ. સ. ૧૩૯૮માં તે હિંદુસ્તાનપર ચઢાઇ કરવા છેક સિંધુ નદી સુધી ધસી આવ્યો અને ફતેહઆબાદ અને બીજા શહેરોનો નાશ કરી દિલ્હીપર ધસ્યો. આ વખતે તઘલખ વંશના મહમદશાહ રાજ્યગાદીપર હતો, જેને ગુજરાત ન્હાસી જવાની ફરજ પડી. પાંચ દિવસ સુધી ત્યાં લૂટ ચલાવી પુષ્કળ દોલત લઇ પાછો ફર્યો. ઈ. સ. ૧૪૦૫ માં જેવી એ ચીન દેશપર હુમલો કરવાની તૈયારી કરતો હતો તેવામાં મરણ પામ્યો.

## બહેરામખાં.

એ પ્હેલાં હુમાયુનો વજીર હતો. ૧૫૫૬માં હુમાયુના મરણ પછી તેનો દીકરો અકબર ગાદીએ બેઠો, એ રાજા માત્ર ૧૩ વરસની વયનો હોવાથી બહેરામખાં રાજ્ય ચલાવવા લાગ્યો. બહેરામખાંને લોકો ખાનબાબા એટલે રાજપિતા કહેતા. એણે ૧૫૫૬ માં મહમદ આદિલશાહના વજીર

હેમુને તથા સિકંદરસુરને પાણીપતની લડાઇમાં હરાવ્યા. બહેરામ પાછળથી ગર્વિષ્ટ અને તીખા સ્વભાવનો થવાથી અકબરે તેના હાથમાંથી સઘળી સત્તા છિનવી લીધી. બહેરામે આથી બંડ ઉઠાવ્યું પણ અકબરે તે એકદમ સમાવી દીધું. આ પછી બહેરામ મક્કે જવા નિકળ્યો. પણ ગુજરાતમાં તેને મુબારકખાં નામના કોઇ પઠાણે મારી નાંખ્યો, ઇ. સ. ૧૫૬૦

## ચાંદબીબી.

ઇ. સ. ૧૫૭૫માં ચાંદબીબી અહમદનગરની રાણી થઇ. જ્યારે અકબરે ઇ. સ. ૧૫૯૫ માં અહમદનગર જીતવાને પોતાના દીકરા મોરાદને અને પોતાના આગલા વજીર બહેરામના દીકરા મિરજાખાંને મોકલ્યા ત્યારે ચાંદબીબીએ ઘણી બહાદૂરીથી તે જગ્યાનો બચાવ કર્યો, અને મોરાદ અને મિરજાખાંના લશ્કરને મારી કાઢયું; પણ ઇ. સ. ૧૫૯૯ માં જ્યારે ચાંદબીબીને તેના કોઇ વેરીએ મારી નાંખી ત્યારે અહમદનગરનો થોડોક ભાગ મોગલ લોકના તાબામાં ગયો.

## નુરજહાં.

નુરજહાં અયાઝ નામનાં કોઇ ગરીબ હાલતમાં આવી પડેલા ઉમરાવની બેટી હતી; તે અકબરના જનાનખાનામાં પોતાની મા જોડે જતી. તે બહુ રૂપાળી હતી તેથી સલીમે તેને જોઇને અકબર જીવતો હતો ત્યારે તેની સાથે પરણવા માગ્યું, પણ અકબરે તેમ ન કરતાં તેને શીરઅફગાન નામના એક બહાદૂર હાકેમ સાથે પરણાવી. સલીમે ગાદીએ આવ્યા પછી તેની સાથે પરણવાના વિચારથી શીરઅફગાનને મારી નંખાવ્યો. ઇ. સ. ૧૬૧૧ માં સલીમ નુરજહાં જોડે પરણ્યો અને નુરજહાંએ પોતાના બાપ અને ભાઇને મોટી પદ્વીઓ અપાવી. નુરજહાંએ જાંહગીરના નાના દીકરા શાહેરિયારને ગાદી અપાવવાને કોશીશ કરી, પણ તેમાં તે નિષ્ફળ ગઇ. અને મોહોબતખાં નામના શૂરા સરદાર જોડે કજીઓ થયો તેથી તે સરદારે ૧૬૨૬ માં જાંહગીરને કેદ કર્યો; પણ નુરજહાંએ તેને ઘણીક યુક્તિ કરી છોડાવ્યો. જાંહગીરના મરણ પછી તેણે એકાંતવાસ પકડયો અને ૧૬૪૬ માં મરણ પામી.

## મલીકંબર.

મલીકંબર એક હબસી ઉમરાવ હતો. જ્યારે ઇ. સ. ૧૫૯૯માં ચાંદ બીબીનું તેના વેરીઓએ ખૂન કર્યું અને અકબરે અહમદનગરનો થોડોક ભાગ જીતી લીધો, ત્યારે ચાંદબીબીના આ હબસી વજીરે અહમદનગરનો બાકીનો

થોડોક ભાગ બચાવી રાખ્યો અને થોડાવખત પછી એણે મોગલ સરદારને હરાવી અહમદનગરનો ભાગ પાછો જીતી લીધો. ૧૬૧૬માં અકબરના પૌત્ર શાહજહાંએ એને હરાવ્યો પણ પાછો એ મોગલ સરદારોને હરાવી સ્વતંત્ર થયો. આ વખતે શાહજહાંએ એના બાપની સામે બંડ ઉઠાવ્યું અને મલીકંબર સાથે મળી ગયો. મલીકંબર ૧૬૨૬માં સ્વતંત્રપણે રાજ્ય કરી મરણ પામ્યો. ઇ. સ. ૧૬૩૭માં શાહજહાંએ અહમદનગર મોગલ રાજ્ય સાથે જોડી નાખ્યું.

## મોહોબતખાં.

મોહોબતખાં જહાંગીરના રાજ્યમાં એક મોટો સરદાર થયો તે પ્હેલાં એ કાબુલનો સુબેદાર હતો. જહાંગીર એશઆરામમાં પડવાથી મોહોબતખાંએ ધીમે ધીમે રાજ્યમાં પોતાનો વગ વધાર્યો, અને શાહજાદા પરવીઝની સાથે દોસ્તી કરી. સલીમની મરજી પોતાના દીકરા શહેરિયારને ગાદી આપવાની હતી, પણ મોહોબતખાંયે પરવીઝનો પક્ષ કર્યો તેથી નુરજહાંને ઇ. સ. ૧૬૨૫માં એની સાથે કજીઓ થયો. નુરજહાંએ એના ઉપર સરકારી નાણાં ખાઈ જવાનું ખોટું તહોમત મૂકી એને ઘણો સતાવ્યો. તેથી આ અમીરે ૫,૦૦૦ રજપૂત સ્વારો લઈ સલીમને કેદ કર્યો, ઇ. સ. ૧૬૨૬. નુરજહાં એ સલીમને તરેહવાર યુક્તિઓથી આખરે મોહબતખાંના હાથમાંથી છોડવ્યો, પણ ૧૬૨૭ માં જ્યારે કાસ્મીરથી લાહોર જતાં સલીમ મર પામ્યો, ત્યારે આ સરદારે તેના દીકરા શાહજહાંને ગાદી મેળવવામ મદદ કરી.

## નિઝામ-ઉલ-મુલ્ક.

એ ઔરંગઝેબના એક માનીતા સરદાર ગાઝીઉદ્દીનનો દીકરો હતો, અને ૧૬૪૪માં જન્મ્યો હતો. એની બહાદૂરીને લીધે એને પ્હેલાં અસફજાં અને પછી નિઝામ-ઉલ-મુલ્ક એટલે રાજ્યનો બંદોબસ્ત કરનાર એ ખેતાબો મળ્યા. ઈ. સ. ૧૭૧૩ માં એ દક્ષિણનો સૂબો થયો; પણ "પાદશાહ બનાવનાર" સૈયદોની અદેખાઇથી ૧૭૧૪ માં એની જગ્યાએ હુસન અલીખાંની નિમણૂંક થઇ, અને એને ગુજરાત અને પછી માળવાનો સૂબો નિમ્યો. આથી એ અયોધ્યાના નવાબ સાદતખાં સાથે મળી ગયો અને ૧૭૨૦ માં શાહપુરની લડાઇમાં એ સૈયદોને એણે હરાવ્યા, અને મહમદશાહનો વજીર થયો. ઇ. સ. ૧૭૨૪ માં મહમદશાહની માઠી ચાલને લીધે એ દક્ષિણમાં સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યો. મરેઠાઓની વધતી જતી સત્તાથી ડરીને એણે બીજા પેશ્વા બાજીરાવ સામે કાવત્રાં કર્યા, પણ તેમાં અંતે બહુ ભમવું પડ્યું. બાજીરાવે એને ૧૭૩૬ માં

ભોપાળની લડાઇમાં હરાવ્યો જેથી એને મરેઠાઓને ઘણીક જગ્યા આપવી પડી. એને ૧૭૪૩ માં આર્કટ ઉપર હુમલો કરી અનવારૂદ્દીનને કર્ણાટકનો નવાબ બનાવ્યો. આ શૂરો સરદાર ઈ. સ. ૧૭૪૮ માં ૧૦૪ વરસની વયે મરણ પામ્યો.

## નાદિરશાહ.

નાદિરશાહ પ્રથમ એક ગુલામ હતો. ઇ. સ. ૧૭૩૭ માં એણે ઇરાન જીતી લઇ ત્યાં રાજ્ય કર્યું. ૧૭૩૮માં એણે હિંદુસ્તાનપર ચઢાઇ કરી કર્નાલની લડાઇમાં મોગલોને હરાવી દિલ્હી જીતી લીધું, અને ત્યાં ભારે કતલ ચલાવી. પુષ્કળ દ્રવ્ય લઈ પોતાને દેશ એ પાછો ફર્યો ત્યારે એને એના વેરીઓએ ઈ. સ. ૧૭૪૭ માં મારી નાંખ્યો.

## ચંદાસાહેબ.

ચંદાસાહેબ કર્ણાટકના નવાબ દોસ્તઅલીનો જમાઇ હતો. એને પોન્ડિચરીના હાકેમ દુમાસ સાથે ઘણી સારી દોસ્તી હતી. ઈ. સ. ૧૭૩૬ માં ત્રિચિનાપોલીનો રાજા સંતાન વગર મરણ પામ્યો, ત્યારે તે ગાદીને માં ઘણાં જણ દાવો કરવા નિકળ્યા. આ સમયમાં તે રાજા ની વિધવાએ આર્કટના નવાબની મદદ માગી. દોસ્તઅલીએ તે રાણીનું રક્ષણ કરવા પોતાના જમાઇ ચંદાસાહેબને મોકલ્યો; ચંદાસાહેબે તેણી ના સઘળા શત્રુને વશ કર્યા; પણ પાછળથી તેને દગાથી કેદ કરી, પોતે ત્રિચિનાપોલીનો ધણી થઇ પડયો. થોડા વખત પછી એણે તંજોરના મરેઠી રાજા પાસેથી કારિકલ બંદર જીતી લઇ પોતાના મિત્ર દુમાસને આપ્યું. આથી રાઘોજી ભોંસલે અને મોરારિરાવ નામના બે સરદારોએ પહેલાં કર્ણાટકપર ચઢાઇ કરી, અને ૧૭૪૧ માં અમ્બુરની લડાઈમાં દોસ્તઅલીને હરાવી મારી નાંખ્યો. આથી ચંદાસાહેબની બૈરી, દીકરો, અને દોસ્તઅલીની વિધવા પોન્ડિચરી ન્હાસી ગયાં. ચંદાસાહેબ ત્રિચિનાપોલીમાં હતો, માટે મરેઠાઓએ તેજ વર્ષમાં તે શહેર ઉપર હુમલો કર્યો, અને ચંદાસાહેબને પકડી સતારે લઈ ગયા. સાત વરસ પછી ફ્રેન્ચ લોકે મરેઠાઓને સાત લાખ રૂપિયા આપી તેને ૧૭૪૮ માં છોડાવ્યો, કારણ કે ફ્રેન્ચ લોકોને અંગ્રેજો સાથેની લડાઇમાં તેની તરફથી મદદની મોટી આસા હતી. બંધીખાનેથી નિકળતાંજ એણે નિઝામ-ઉલ-મુલ્કના નિમેલા કર્ણાટકના નવાબ અનવારૂદ્દીનને હાંકી કહાડી તે જગ્યાનો પોતે નવાબ થવાનો વિચાર કર્યો. આ કારણને માટે એ હૈદ્રા-

બાદની ગાદીના બીજા વારસ મુજફ્ફરજંગ સાથે મળી ગયો, અને ફ્રેન્ચ લોકની મદદથી અનવારૂદ્દીનને ૧૭૫૦ માં અમ્બુરની બીજી લડાઇમાં હરાવી પોતે કર્ણાટકનો નવાબ થયો. અનવારૂદ્દીનનો દીકરો મહમદઅલી આ હાર થયાથી ત્રિચિનાપોલી ન્હાસી ગયો, અને અંગ્રેજોની મદદ લઈ ચંદાસાહેબ સામે લડ્યો. ચંદાસાહેબ આખરે, તંજોરનું લશ્કર જે મહમદઅલીની મદદે આવ્યું હતું, તેના સરદારને શરણ થયો. જેણે એને વિશ્વાસઘાત કરી મારી નાંખ્યો, ૧૭૫૨.

## અહમદશાહ અબદલી.

અહમદશાહ અબદલી અથવા દુરાની, નાદિરશાહના લશ્કર સાથે પહેલો હિંદુસ્તાનમાં આવ્યો હતો. નાદિરશાહના મરણ પછી એ કંદહારની ગાદીએ બેઠો, અને હિંદુસ્તાનપર ૭ ચઢાઇઓ કરી. ૧૭૪૮ ની ચઢાઇમાં મહમદશાહે એને સરહિંદ આગળ હરાવ્યો પણ ત્રણ વરસ પછી (૧૭૫૧) દિલ્હીના પાદશાહ અહમદશાહે તેને લાહોર અને મુલતાન આપી દિલ્હીપર ચઢાઇ કરતાં અટકાવ્યો; ૧૭૫૬ માં પાછી ચઢાઇ કરી એણે દિલ્હી લૂટ્યું. છેલ્લી ચઢાઇમાં એણે મરેઠાઓને પાણીપત આગળ ૧૭૬૧ માં હરાવ્યા. એ ૨૬ વરસ સારી રીતે રાજ્ય કરી ૧૭૭૩ માં મરણ પામ્યો.

## હૈદરઅલ્લી.

હૈદર ઇ. સ. ૧૭૦૨માં જન્મ્યો હતો. એ મ્હૈસૂરમાં હિંદુ રાજાના ઘોડેસ્વાર લશ્કરના એક અમલદાર ફતેહમહમદનો દીકરો હતો. મ્હૈસૂરના રાજાની નોકરીમાં એ ૨૭ વરસની વયે દાખલ થયો. લૂંટ, લુચ્ચાઇ, અને દગાઇથી એણે મોટું લશ્કર અને ઘણા પૈસા એકઠા કરી રાજા તેમજ પ્રધાન નન્દરાજને વરસ દહાડે ચોકસ રકમ આપવા કહી પોતે મ્હૈસૂરનો ધણી થયો, ઇ. સ. ૧૭૬૧. ૧૭૬૩ માં એણે બેડનોરનો કિલ્લો લીધો. ચોથા પેશ્વા માધવરાવે એને એક સજજડ હાર ખવડાવી જેથી એને મરેઠાઓને ૩૨ લાખ રૂપિયા આપવા પડ્યા. ૧૭૬૬ માં એણે કાલિકટ જીત્યું. આ ફતેહથી નિઝામ અને મરેઠાઓએ સંપ કરી હૈદરનું સઘળું રાજ્ય લઇ લેવાનો વિચાર કર્યો પણ હૈદર તેમને લાંચ આપી બચી ગયો. હૈદરે હવે અંગ્રેજોનાં રાજ્ય ઉપર હુમલો કર્યો, પણ કર્નલ સ્મિથે તેને ૧૭૬૭ માં ચંગામ અને ત્રિનોમાલી આગળ હરાવ્યો. અમ્બુરગઢ ઉપર પણ હુમલો કરવામાં હૈદર હારી ગયો, પણ એ પાછો કર્ણાટક પાયમાલ કરી મદ્રાસ તરફ ધસી ગયો અને ત્યાંથી અંગ્રેજી લશ્કરને વિખેરી નાંખ્યું. આ ફતેહથી હૈદરે હવે મરેઠાની

જુઆરીમાંથી નિકળી જવાની તૈયારી કરી; પણ ઈ. સ. ૧૭૭૨માં ચેરકુલી ની લડાઇમાં મરેઠા સરદાર ત્રિંબકરાવે તેને એક સખ્ત હાર ખવાડી, જેથી તેને મરેઠાઓને ૩૬ લાખ રૂપિયા અને કેટલીક જગ્યાઓ આપવી પડી. ૧૭૬૯ની મદ્રાસની સંધિ પ્રમાણે અંગ્રેજોએ એને મદદ કરી નહીં તેથી એ તેમનો કટ્ટો દુશ્મન થયો, અને એક ઘણું મોટું લશ્કર લઇ તેમની સામે પાછો ગયો. કર્નલ બેલી એની સામે લડવા આવ્યો, પણ પોલીલોરની પ્હેલી લડાઇમાં તે હારી ગયો, અને કેદ પકડાયો. ઇ. સ. ૧૭૮૦-૧૭૮૧માં આયર કૂટ સરદારે પોર્ટોનોવો અને પછી શોલિંગરની લડાઇમાં હૈદરને હરાવ્યો. હૈદરે ૧૭૮૨માં તેલીચરિ ઉપર હુમલો કર્યો, પણ ત્યાંના રહેવાસીઓએ બહાદુરીથી ૧૮ માસ સુધી ટકાવ કરી તેના ૧૨૦૦ માણસને બંધીવાન કીધા. આ વગર ભણેલો પણ શૂરો માણસ ૧૭૮૨માં ૮૦ વરસની ઉમરે ચિતોડમાં મરણ પામ્યો.

## ટીપુ.

હૈદરનો દીકરો ટીપુ ઈ. સ. ૧૭૪૯માં જન્મ્યો હતો. ૨૭ વરસની વયે તે ૫૦૦૦ માણસનું લશ્કર લઇ લૂંટફાટ કરતો છેક મદ્રાસ સુધી ધસી આવ્યો. ૧૭૮૨માં ટીપુએ કર્નલ બ્રેથવેટનાં લશ્કરને દગાઇથી ઘેરી લીધું, અને તેને ભારે દુઃખ દીધું. પોતાના બાપના મરણ પછી ૧૭૮૨ માં તે રાજ્યાભિષેક થયો. આ વખતે જેનરલ મેથ્યુસે વગર હરકતે બેડનોરનો કિલ્લો જીતી લીધો; પણ આ સાંભળતાંજ ટીપુ ત્યાં ગયો, અને તે કિલ્લો પાછો જીતી લઇ મેથ્યુસને બંધીવાન કર્યો. પછી કર્નલ ફુલર્ટન એક મોટું લશ્કર લઇ મ્હેસૂર ઉપર ચઢી ગયો, પણ ફ્રેન્ચ લોકો તરફથી ટીપુને મદદ ન મળવાથી તેણે અંગ્રેજો સાથે સંધિ કરી, ૧૭૮૪. આ સંધિ કર્યા પછી ટીપુએ કેનેરા અને કુર્ગપર ચઢાઈ કરી એક લાખ માણસોને પકડી જોર જુલમથી મુસલમાન કર્યા. ઈ. સ. ૧૭૮૮ માં કોચિનના નાયર લોકને પણ હરાવી ઘણાએકને એણે મુસલમાન કર્યા. જેઓએ એ ધર્મ કબુલ ન કર્યો તેઓને એણે કાપી નંખાવ્યા, અને પુષ્કળ દહેરાં લૂટ્યાં. એક વરસ પછી એણે ત્રાવણકોરના રાજ્યપર હુમલો કર્યો પણ એ રાજા અંગ્રેજોનો મિત્ર હોવાથી ટીપુની સામે થયો, અને તેને મારી પાછો કાઢયો. આ હારથી એ ઘણો ચીડવાઇ ગયો અને ત્રણ માસમાં એક મોટું લશ્કર લઇ પાછો ત્રાવણકોર ઉપર હુમલો કર્યો. આથી ગવર્નર જેનરલ લૉર્ડ કોર્નવોલિસે નિઝામ, અને મરેઠાના પ્રધાન નાના ફડનવીસ સાથે એક સંપ કરી ટીપુના રાજ્યપર કુચ કરી, બેંગ્લોર લીધું અને ટીપુને અરિકેરાની લડાઇમાં હરાવ્યો—૧૭૯૧. એક વરસ પછી

લોર્ડ કોર્નવોલિસે શ્રીરંગપટણપર હુમલો કર્યો. અંગ્રેજોની મદદે મરેઠા સરદાર હરિપંત અને નિઝામ લશ્કર લઇ આવ્યા. ટીપુ આથી ધભરાઇ ગયો અને સલાહ કરી, જેથી તેને પોતાનું અડધું રાજ્ય અને ત્રણ ક્રોડ ત્રીસ લાખ રૂપિયા, તેમજ તેના બે દીકરાને અંગ્રેજની ઓળમાં આપવા પડયા. આવી સખત હાર ખાવા છતાં ટીપુ નિરાશ થયો નહીં, અને ફ્રેન્ચ લોકો સાથે છૂપાં કાવત્રાં કરવા લાગ્યો. ગવર્નરે જેનરલે તેને સમજાવ્યો, પણ જ્યારે તેણે કાંઇ સાંભળ્યું નહીં ત્યારે અંગ્રેજો પાછા લડવા તૈયાર થયા. એક મોટું લશ્કર ભેગું કરી તેની સરદારી લોર્ડ હેરિસને આપી. સદાસિર, માલ્વેલી અને પછી શ્રીરંગપટણ આગળ ૧૭૯૯ માં લડાઇઓ થઇ, તેમાં ટીપુ હાર્યો; અને છેલ્લી લડાઇમાં ટીપુની લાસ મુડદાંના ઢગલામાંથી મળી આવી.

## નાના ફડનવીસ.

**નાના ફડનવીસ** ૧૭૪૧ માં સતારે જન્મ્યો હતો. મરેઠી રાજ્યના દફતર અને હિસાબ રાખનારા "ફડનવીસના" ઇલ્કાબથી ઓળખાતા હતા. એનો બાપ જનારધન રાજ્યમાં આ પદ્દી ભોગવતો હોવાથી તેના મરણ પછી એ નિમાયો હતો, પણ ન્હાની વયનો હોવાથી આ કામ સકારામ બાપુ—જેને પાછળથી પેશ્વા સામેનાં કાવત્રાં માટે પ્રતાપગઢના કિલ્લામાં પૂર્યો હતો—તે બજાવતો હતો. આ વખતે મરેઠી રાજ્યમાં બહુ તરકટો ચાલતાં હોવાથી નાના ફડનવીસ, માધવરાવની વિધવા ગંગાબાઇ અને તેના દીકરા માધવરાવની સાથે પુરંધરના કિલ્લામાં ન્હાસી ગયો. જ્યારે અંગ્રેજોએ રાઘોબાનો પક્ષ છોડી દીધો, અને માધવરાવ નારાયણને પેશ્વા કબુલ કરી મરેઠા સાથે પુરંધરનું તહનામું કર્યું ત્યારથી નાના, માધવરાવના પ્રધાન તરીકે સત્તા ચલાવવા લાગ્યો. એ પછી અંગ્રેજોથી સ્વતંત્ર થવાના વિચારથી ફ્રેન્ચ લોકો સાથે છાની મસલત કરવા લાગ્યો. અંગ્રેજોએ આથી મરેઠા સામે એક લશ્કર મોકલ્યું, પણ તે હારી ગયું અને વરગામ આગળ સંધિ કરી; પણ હેસ્ટિંગ્સે તરત એક બીજું લશ્કર ગોડાર્ડની સરદારી નીચે મોકલ્યું, અને ૧૭૮૨ માં સાલબાઇ આગળ અંગ્રેજોને ફાવતી સંધિ થઈ. નાનાએ પછી નિઝામઅલ્લી તથા અંગ્રેજો સાથે મળી જઈ ટીપુના રાજ્યપર હુમ્લો કરી તેને હરાવ્યો, અને શ્રીરંગપટણ આગળ સંધિ કરી. ૧૭૯૫ માં નાનાએ નિઝામઅલ્લી સામે કુચ કરી તેને (ખરડા) કુર્દલા આગળ હરાવ્યો, અને મરેઠી રાજ્યને ઘણું ચઢતી દશાએ આણ્યું.

એણે રાઘોબાનો દીકરો બાજીરાવ, જે છેલ્લો પેશ્વા થયો હતો, તેને એક કિલ્લામાં પુરી માધવરાવની વિધવા યસોદાબાઇને દત્તક લેવાડી તેને ગાદી આપવાને યુકિતઓ કરી, પણ જ્યારે એમાં એ નિષ્ફળ થયો ત્યારે બાજીરાવને ગાદી આપી. દોલતરાવ સિંધિયાએ જ્યારે પુના-પર ચઢાઇ કરી ત્યારે નાના, બાજીરાવ સાથે સતારે ન્હાસી ગયો, અને બાજીરાવની જગ્યાએ ચીમનાજી આપા પેશ્વા થયો. નાનાને પકડી કેદ કરવાને એના દુશ્મનોએ ઘણાંક કાવત્રાં રચ્યાં પણ તે પોતાની હોંશિયારીથી એ સઘળાંમાંથી બચી ગયો. એટલુંજ નહીં પણ પાછો બાજીરાવને ૧૭૯૫માં ગાદીએ બેસાડવાને શકિતવાન થયો. ઈ. સ. ૧૭૯૭ માં જ્યારે નાના, દોલતરાવ સિંધિયાને મળવા ગયો ત્યારે તેણે બાજીરાવના હુકમથી તેને કેદ કર્યો, પણ દશ લાખ રૂપિયા આપી તે છુટો થયો અને અંગ્રેજોના વચ્ચે પડવાથી પાછો બાજીરાવના પ્રધાન તરીકે અમલ કરવા લાગ્યો. એ ઈ. સ. ૧૮૦૦ માં મરણ પામ્યો.

## રણજીતસિંહ.

રણજીતસિંહ એક બુદ્ધિવાન પણ અભણ માણસ હતો. એ ઈ. સ. ૧૭૮૦ માં જન્મ્યો હતો. એના વખતમાં પંજાબમાં ૧૨ સ્વતંત્ર જૂદાં જૂદાં રાજ્યો હતાં અને તેઓ માંહો માંહે લડી મરતાં. આ જોઈ રણજીતસિંહે એ બધાં રાજ્યનું એક પ્રબળ રાજ્ય કરવાનો વિચાર કીધો, અને છુટાં છુટાં રાજ્યપર હુમલો કરતો ગયો. આથી કેટલાક શીખ સરદારોએ અંગ્રેજોની મદદ માગી. લોર્ડ મિન્ટોએ ૧૮૦૯ માં મેટકાફને રણજીતસિંહ સાથે સંધિ કરવા મોકલ્યો, જે સંધિ તેણે જીવ્યો ત્યાં સુધી તોડી નહીં. અહમદશાહ અબદલીનો પૌત્ર ઝમાન-શાહ, જે અફગાનિસ્તાનમાં રાજ કરતો હતો, અને જેના હાથમાં પંજાબ હતું, તેણે રણજીતસિંહને તેના બહાદૂર કામો જોઈ લાહોરનો હાકેમ નીમ્યો હતો. આ વખતે એની ઉમ્મર માત્ર ૧૮ વરસની હતી. રણ-જીતસિંહ પોતાની બહાદૂરીથી ધીમે ધીમે તે જગ્યાનો ધણી થયો. એનું લશ્કર ફ્રેન્ચ તથા ઇટેલિયન અમલદારોથી કવાયત પામ્યું હતું. ૧૮૩૧ માં લોર્ડ બેન્ટિક રણજીતસિંહની મુલાકાતે ગયો, જ્યાં તેને ઘણો આવકાર અને આદરમાન મળ્યાં. રણજીતસિંહ પાસે ૮૨,૦૦૦ માણસનું લશ્કર અને ૩૭૬ તોપો હતી. એને "પંજાબનો સિંહ" કરી કહે છે. એણે અફગાનિસ્તાનની લડાઇની વખતે અંગ્રેજોને ઘણી મદદ કરી હતી આ બહાદૂર રાજા ઈ. સ. ૧૮૩૯ માં મરણ પામ્યો.

# હિંદુસ્તાનની લડાઇઓ તથા તેમની સાલ અને પરિણામ.

| વરસ | લડાઇના નામ. | કોણની વચ્ચે. | પરિણામ. |
|---|---|---|---|
| ઈ. સ. પૂર્વે | | | |
| ૫૦૦૦ | પાણીપતની પ્હેલી લડાઈ. | કૌરવ અને પાંડવ વચ્ચે..... | પાંડવનો જય થયો. |
| ૩૨૭ | જેલમ ,, | સિકંદર તથા પોરસ રાજા ,, | પોરસની હાર થઇ. |
| ઈ. સ. | | | |
| ૯૭૭ | પેશાવર ,, | જયપાળ અને સબકતગીન | જયપાળની હાર થઇ. |
| ૧૦૨૪ | સોમનાથ ,, | મહમદ ગિઝનવી અને ભીમદેવ ,, ... ... | ગુજરાતના રાજા ભીમદેવ હાર્યો. |
| ૧૧૯૧ | પાણીપત (બીજી) | મહમદ ઘોરી અને પૃથુરાજ ,, | મહમદઘોરીહારીગયો. |
| ૧૧૯૩ | સ્થાનેશ્વર ,, | મહમદ ઘોરી અને પૃથુરાજ ,, | પૃથુરાજનોપરા. થયો. |
| ૧૨૯૩ | એલિચપુર ,, | અલાઉદ્દીન ખિલજી અને રાજા રામદેવ, ,, ... ... | રાજા રામદેવનો પરાજય થયો. |
| ૧૫૨૬ | પાણીપત (ત્રીજી) | બાબર અને ઇબ્રાહિમ લોદી ,, | ઇબ્રાહિમ હાર્યો. |
| ૧૫૨૭ | સિક્રિ ,, | બાબર તથા મેવાડના રાણાસંગ | સંગની હાર થઈ. |
| ૧૫૪૦ | કનોજ ,, | હુમાયું અને શિરશાહ ,, ... | હુમાયુંનોપરાજયથયો |
| ૧૫૫૬ | સરહિંદની (પ્હેલી) | હુમાયું અને સિકંદર ,, ... | સિકંદરની હાર થઇ. |
| ૧૫૫૬ | પાણીપત (ચોથી) | હેમુ તથા બેહેરામખાં ,, ... | હેમુનો પરાજય થયો. |
| ૧૫૬૫ | તાલિકોટ ,, | હુસેનનિઝામશાહઅનેરામરાજ, | વિજયનગરનારાજાનો પરાજય થયો. |
| ૧૬૫૭ | કાશી | દારા અને સુજા ... ... | સુજાની હાર થઇ. |
| ૧૬૫૮ | ઉજજણ ,, | મુરાદ તથા ઔરંગજેબ, અને જસવંતસિંહ...... | જસવંતસિંહ હાર્યો. |
| ૧૬૫૮ | આગ્રાની (પ્હેલી) | મુરાદતથાઔરંગજેબ,અને દારા | દારા હારી ગયો. |
| ૧૬૫૯ | કજવા ,, ... ... | ઔરંગજેબ અને સુજા ,, ... | સુજાનો પરાજય થયો |
| ૧૭૦૭ | આગ્રા (બીજી) | મોઆજીમ અને આજમ ,,... | આજમ હાર્યો [થયો. |
| ૧૭૦૮ | હૈદ્રાબાદની (પ્હેલી) | મોઆજીમ અને કામબક્ષ ,, | કામબક્ષનો પરાજય. |
| ૧૭૧૩ | આગ્રા (ત્રીજી) | જહાંદારશાહ તથા ફરૂખશિર ,, | જહાંદારશાહ હાર્યો. |
| ૧૭૨૦ | શાહપુરની લડાઈ. | સૈયદઅબદલ્લા અનેનિઝામવચ્ચે | અબદલ્લાની હાર થઇ. |
| ૧૭૩૪ | ડભોઇ ,, | બાજીરાવ તથા ત્રિંબકરાવ દાભાડે વચ્ચે ... | દાભાડે હાર્યો અને માર્યો ગયો. [હાર્યો. |
| ૧૭૩૬ | ભોપાળ ,, | બીજાપેશ્વાબાજીરાવઅનેનિઝામ | નિઝામ–ઉલ–મુલ્ક |
| ૧૭૩૮ | કર્નાલ ,, | નાદિરશાહ અને મોગલ ફોજ | મોગલ ફોજ હારી |
| ૧૭૪૧ | અમ્બુરની (પ્હેલી) | દોસ્તઅલી અને મરેઠા ,, | દોસ્તઅલી હારી ગયો. |
| ૧૭૪૮ | સરહિંદની (બીજી) | મોગલ અને અહમદશાહ,, | અહમદશાહ અબદલી હારી ગયો. |

| વરસ | લડાઈનાં નામ. | કોની વચ્ચે | પરિણામ. |
|---|---|---|---|
| ૧૭૫૦ | ત્રિચિનાપોલી(બીજી) | નાઝિરજંગ અને મુજફ્ફરજંગ,, | નાઝિરજંગ હાર્યો. |
| ૧૭૫૦ | અમ્બુર (બીજી),, | મુજફ્ફરજંગ, ચંદાસાહેબ, તથા ફ્રેન્ચ, બીજી તરફ અનવારૂદ્દીન | અનવારૂદ્દીન હાર્યો. |
| ૧૭૫૧ | આર્નિ ,,...... | રાજાસાહેબ અને કલાઇવ ,, | ચંદાસાહેબનો દીકરો રાજાસાહેબ હાર્યો. [કલાઇવ |
| ૧૭૫૨ | કાવેરીપાક ,,...... | રાજાસાહેબ તથા ફ્રેન્ચ, અને | રાજાસાહેબ હાર્યો. |
| ૧૭૫૨ | શ્રીરંગામ ,,...... | લોરેન્સ અને ફ્રેન્ચ લોક ,, | ફ્રેન્ચ લોક હાર્યા. |
| ૧૭૫૨ | બાહુર ,,...... | મેજરલોરેન્સ અને ફ્રેન્ચ લોક, | ફ્રેન્ચલોકહાર્યાઃ [થયો. |
| ૧૭૫૭ | પ્લાસી ,,...... | કલાઇવ અને સુરાજાઉદ્દોલા ,, | સુરાજાઉદ્દોલાનોપરાજય |
| ૧૭૫૯ | કન્ડોર ,,...... | કર્નલ ફોર્ડ, અને ફ્રેન્ચ લોક,, | ફ્રેન્ચ લોક હાર્યા. |
| ૧૭૫૯ | વાંડિવાશ ,,...... | કર્નલ કૂટ અને ફ્રેન્ચ સરદાર લાલી તથા બુસ્સિ. ,, | ફ્રેન્ચલોકહાર્યાઅને બુસ્સિ કેદ પકડાયો. |
| ૧૭૫૯ | ચિન્સુરા ,,...... | અંગ્રેજ અને વલંદા ,, ... | વલંદા હાર્યા. |
| ૧૭૬૦ | ઉદગીર ,,...... | નિઝામ અને મરેઠા સરદાર સદાશિવરાવ,, | નિઝામનો પરાજય થયો. |
| ૧૭૬૧ | પાણીપતની લડાઈ (પાંચમી). | મરેઠા અને અહમદશાહ અબ દલી ,, ............... | મરેઠા હાર્યા. |
| ૧૭૬૩ | ઘેરિયાની લડાઈ. | અંગ્રેજ અને મિરકાસિમ,, | મિરકાસિમનો પરા- [જય થયો. |
| ૧૭૬૩ | પટણાની (પ્હેલી) લડાઈ. | અંગ્રેજ અને મિરકાસિમ વચ્ચે........... | મિરકાસિમ હારી ગયો. |
| ૧૭૬૪ | પટણાની (બીજી), બક્ષાર અને કાલ્પી ,, | મિરકાસિમ, સુજાઉદ્દોલા અને શાહ આલમ, અને બીજી બાજુએ અંગ્રેજ સરદાર મન્રો અને કર્નાક ,, | મિરકાસિમ,સુજાઉદ્દોલા અને શાહઆલમનો પરાજય થયો. |
| ૧૭૬૭ | અમ્બુરની (ત્રીજી) લડાઈ. | હૈદર અને અંગ્રેજ સરદાર સ્મિથ.............. | હૈદર હાર્યો. |
| ૧૭૬૭ | ચંગામ અને ત્રિનોમાલી,, | હૈદર અને અંગ્રેજ સરદાર સ્મિથ,,................. | હૈદરનો પરાજય થયો. |
| ૧૭૭૨ | ચેરકુલીની લડાઈ | હૈદર અને મરેઠા સરદાર ત્રિંબકરાવ ,, ................ | હૈદરની હાર થઈ. |

**હેસ્ટિંગ્સ ગવર્નર જેનરલ થયો ૧૭૭૪—૧૭૮૫.**

| વરસ | લડાઈનાં નામ. | કોની વચ્ચે | પરિણામ. |
|---|---|---|---|
| ૧૭૭૪ | કટરા(રામપુર)મા લડાઈ. | રોહિલા અને અંગ્રેજ સરદાર કર્નલ ચેમ્પિયન ,, | રોહિલા હારી ગયા. |
| ૧૭૭૫ | આરાસ,, | મરેઠા અને અંગ્રેજ સરદાર કીટિંગ,,............ | મરેઠાનો પરાજય થયો... ... ... |
| ૧૭૭૯ | તલેગામ,, | મરેઠા અને અંગ્રેજ સરદાર કોકબર્ન............ | કર્નલ કોકબર્ન હારી ગયો. [જય થયો. |
| ૧૭૮૦ | પોલીલોર (પ્હેલી) | હૈદર અને અંગ્રેજસરદારબેલી,, | કર્નલ બેલીનો. પર |

| વરસ | લડાઈનાં નામ. | કોણની વચ્ચે. | પરિણામ. |
|---|---|---|---|
| ૧૭૮૧ | ચિલાંબ્રમની લડાઈ. | હૈદર અને ઈ. કૂટની વચ્ચે. | |
| ૧૭૮૧ | પોર્ટોનોવો ,, | હૈદર અને કૂટ | કૂટનો પરાજય થયો. |
| ૧૭૮૧ | પોલીલોર(બીજી),, | હૈદર અને કૂટ ,, ......... | હૈદર હાર્યો. |
| ૧૭૮૧ | શોલિંગર,........ | હૈદર અને કૂટ ,, ......... | હૈદરની હાર થઈ. |
| ૧૭૮૨ | પનિયાની,....... | હૈદર અને કૂટ ,, ......... | હૈદરનો પરાજય થયો. |
| | | ટીપુ અને મેજર એનિંગ્ટન | ટીપુની હાર થઈ. |

## લોર્ડ કોર્નવોલિસ ૧૭૮૬—૧૭૯૩.

| | | | |
|---|---|---|---|
| ૧૭૯૧ | અરિકેરા ,..... ... | ટીપુ અને લોર્ડ કોર્નવોલિસ,, | ટીપુની હાર થઈ. |
| ૧૭૯૧ | સિમોગાની લડાઈ. | ટીપુ અને અંગ્રેજ વચ્ચે... | ટીપુનો પરાજય થયો. |

## સર જોન શોર ૧૭૯૩—૧૭૯૮.

| | | | |
|---|---|---|---|
| ૧૭૯૫ | કુર્દલાની લડાઈ. | નાના ફડનવીસ અને નિઝામ-અલી વચ્ચે... ......... | નિઝામઅલી. હાર્યો. |

## લોર્ડ મોર્નિંગ્ટન (માર્કવિસ વેલેસ્લિ) ૧૭૯૮—૧૮૦૫.

| | | | |
|---|---|---|---|
| ૧૭૯૯ | સદાસિર (સાંડસૂર) ની લડાઈ. | ટીપુ અને અંગ્રેજ સરદાર સ્ટુઅર્ટ વચ્ચે... ...... ... | ટીપુનો પરાજય થયો. |
| ૧૭૯૯ | માલવેલી ,....... | ટીપુ અને અંગ્રેજસરદારહેરિસ | ટીપુની હાર થઈ. |
| ૧૭૯૯ | શ્રીરંગપટણ ,,.... | ટીપુ અને અંગ્રેજ સરદાર હેરિસ ,, ......... | ટીપુ હાર્યો અને તે રણમાં પડયો. |
| ૧૮૦૧ | પુના ,, | હોલ્કર અને પેશ્વા ,, ...... | પેશ્વા હારી ગયો. |
| ૧૮૦૩ | એસે ,, | દોલતરાવ સિંધિયા તથા રઘુજી ભોંસલે. અને અંગ્રેજ સર-દાર વેલેસ્લિ ,, ......... | મરેઠી ફોજ હારી. |
| ૧૮૦૩ | અલિગઢ ,,....... | મરેઠાઅનેઅંગ્રેજસરદારલેક,, | મરેઠાનો પરાજય (થયો. |
| ૧૮૦૩ | દિલ્હીની પેહેલી,, | મરેઠાઅનેઅંગ્રેજસરદાર લેક,, | મરેઠા હાર્યા. |
| ૧૮૦૩ | લાસવારી ,,....... | મરેઠા,અનેઅંગ્રેજસરદારલેક.. | મરેઠાનો પરાજય (થયો. |
| ૧૮૦૩ | આરગામ ,,....... | મરેઠા અને અંગ્રેજ સરદાર વેલેસ્લિ ,, ............ | મરેઠા હાર્યા. |
| ૧૮૦૩ | ગાવિલગઢ ,,...... | મરેઠા, અને અંગ્રેજ સરદાર વેલેસ્લિ ,,.... | મરેઠા હાર્યા. |
| ૧૮૦૪ | મુકુંદ્રા ,, ...... | હોલ્કર અને અંગ્રેજ સરદાર [મોન્સન | અંગ્રેજ ફોજ હારી. |
| ૧૮૦૪ | દિલ્હી (બીજી) ,, | હોલ્કર અને અંગ્રેજ ,,....... | હોલ્કર હાર્યો. |
| ૧૮૦૪ | ફરૂકાબાદ ,, ... | હોલ્કર અને અંગ્રેજસરદાર લેક ,,............ | હોલ્કરનો પરાજય થયો. |
| ૧૮૦૪ | દીગ ,, ........ | હોલ્કર અને અંગ્રેજ સરદાર ફ્રેઝર ,, ............ | જસવંતરાવ હોલ્કર હાર્યો. |

## લોર્ડ મિન્ટો ૧૮૦૭—૧૮૧૩.

## મોઈરાનો અર્લ (માર્કવિસ ઓફ હેસ્ટિંગ્સ) ૧૮૧૪—૧૮૨૩.

| વરસ | લડાઈનાં નામ. | કોણની વચ્ચે. | પરિણામ. |
|---|---|---|---|
| ૧૮૧૫ | મલૂનની લડાઇ. | અંગ્રેજ અને ગુરખા વચ્ચે. | ગુરખાનો પરાજય થયો. |
| ૧૮૧૬ | મકવાનપુર ,, ... | અંગ્રેજ સરદાર ઓકટર્લોની અને સમશેર રાણા ..... | સમશેર રાણા હાર્યો. |
| ૧૮૧૬ | હરિહરપુર ,, ... | અંગ્રેજ સરદાર ઓકટર્લોની અને રણજોરસિંહ ,, | રણજોરસિંહનો પરાજય થયો. |
| ૧૮૧૭ | ખડકી ,, ...... | અંગ્રેજ અને બાજીરાવ પેશ્વા | બાજીરાવ હાર્યો. |
| ૧૮૧૭ | સિતાબલ્ડી ,, | મરેઠા અને અંગ્રેજ સરદાર ફિટઝરલ્ડ ,,...... ...... | આપા સાહેબનો પરાજય થયો. |
| ૧૮૧૭ | નાગપુર ,, ...... | મરેઠા અને અંગ્રેજ સરદાર સ્કોટ અને ફિટઝરલ્ડ ,, | આપા સાહેબ હાર્યો. |
| ૧૮૧૭ | જબલપુર ,, ... | મરેઠા અને અંગ્રેજ સરદાર હાર્ડિમેન ,, .......... | આપા સાહેબનો પરાજય થયો. |
| ૧૮૧૭ | માહિદપુર ,, ... | હોલ્કરના સરદારો અને અંગ્રેજ સરદાર હિસ્લોપ ,,.... ... | હોલ્કરના સરદારો હાર્યા. |
| ૧૮૧૮ | કોરેગામ ,, ... | પેશ્વા અને અંગ્રેજ સરદાર સ્ટૉન્ટન વચ્ચે ,, ...... | પેશ્વા હાર્યો. |
| ૧૮૧૮ | આશટેની ,, ... | અંગ્રેજ અને મરેઠા સરદાર ગોખલે ,, ...... ...... | મરેઠાનો પરાજય થયો. |

## લોર્ડ આમ્હર્સ્ટ ૧૮૨૩—૧૮૨૮.

| | | | |
|---|---|---|---|
| ૧૮૨૪ | રંગુનની (પ્હેલી) ,, | અંગ્રેજ અને બ્રહ્મીઓ વચ્ચે | બ્રહ્મી લોક હાર્યા. |
| ૧૮૨૫ | પ્રોમની ,,.... ... | અંગ્રેજ અને બ્રહ્મીઓ ,,... | બ્રહ્મી લોકનો પરાજય થયો. |
| ૧૮૨૬ | પગામ ,,... ... | બ્રહ્મી સરદાર મહાનેમિયો અને અંગ્રેજ સરદાર સર આર્ચિબોલ્ડ કેમ્પબેલ ,, ......... | બ્રહ્મી લોક હાર્યા. |

## લોર્ડ વિલ્યમ બેન્ટિક ૧૮૨૮—૧૮૩૫.

## લોર્ડ ઓકલેન્ડ ૧૮૩૬—૧૮૪૨.

| | | | |
|---|---|---|---|
| ૧૮૪૦ | પરવાનની લડાઇ. | દોસ્ત મહમદ અને અંગ્રેજ સરદાર સેલ વચ્ચે ...... | દોસ્ત મહમદ હાર્યો. |

## લોર્ડ એલેનબરો ૧૮૪૨—૧૮૪૪.

| | | | |
|---|---|---|---|
| ૧૮૪૨ | ટેઝીન ઘાટની લડાઇ ......... | અફગાન લોક અને અંગ્રેજ સરદાર પોલક વચ્ચે...... | અફગાન લોકો હાર્યા. |
| ૧૮૪૨ | નોની ,, ... ... | સમસુદીન અને અંગ્રેજ સરદાર નોટ ,, | સમસુદીન હાર્યો. |
| ૧૮૪૨ | નેદાન ,, ... ... | સમસુદીન અને અંગ્રેજ સરદાર નોટ | સમસુદીનનો પરાજય થયો. |

| વરસ | લડાઇનાં નામ. | કોણની વચ્ચે | પરિણામ. |
|---|---|---|---|
| ૧૮૪૩ | મિયાનીની લડાઈ | સિંધના અમીરો અને અંગ્રેજ સરદાર સર ચાર્લસ નેપિયર,, | અમીરો હાર્યા. |
| ૧૮૪૩ | હૈદ્રાબાદ (બીજી) | સિંધના અમીરો અને સર ચાર્લસ નેપિયર .......... | અમીરો હાર્યાં. |
| ૧૮૪૩ | મહારાજપુર ,,.... | મરેઠા અને અંગ્રેજ સરદાર સર હ્યુ ગોફ ,, ... ... | મરેઠાનો પરાજય થયો. |
| ૧૮૪૩ | પનિયાર ........ | મરેઠા અને અંગ્રેજ સરદાર ગ્રે,, | મરેઠા હાર્યાં. |

## સર હેન્રિ હાર્ડિંજ ૧૮૪૪—૧૮૪૮.

| વરસ | લડાઇનાં નામ. | કોણની વચ્ચે | પરિણામ. |
|---|---|---|---|
| ૧૮૪૫ | મુદકીની લડાઈ... | શીખ લોક અને અંગ્રેજ સરદાર સર હ્યુ ગોફની વચ્ચે. | શીખ લોક હાર્યાં |
| ૧૮૪૫ | ફિરોજ શેહેર ... | અંગ્રેજ અને શીખ લોક,, | શીખ લોકનો પરાજય થયો. |
| ૧૮૪૬ | બદીવાલ........ | ગુલાબસિંહ અનેઅંગ્રેજ સરદાર સર હેરિ સ્મિથ ,, ... | અંગ્રેજોને હાનિ પ્હોંચી. |
| ૧૮૪૬ | અલિવાલ ... ... | શીખ લોક અને અંગ્રેજ સરદાર સર હેરિ સ્મિથ ., ... | શીખ લોક હાર્યાં. |
| ૧૮૪૬ | સોબ્રોન ........ | શીખ લોક અને સર હેરિ સ્મિથ તથા સર હ્યુ ગોફ...... | શીખ લોકો હાર્યા |

## અર્લ ઓફ ડેલહોસી ૧૮૪૮—૧૮૫૬.

| વરસ | લડાઇનાં નામ. | કોણની વચ્ચે | પરિણામ. |
|---|---|---|---|
| ૧૮૪૮ | કિનેરીની લડાઈ. | શીખ લોક અને અંગ્રેજ સરદાર કોર્ટલેન્ટ ,, | શીખ લોકોનો પરાજય થયો. |
| ૧૮૪૮ | સદુસેન ,, | લાલમૂળરાજ અને અંગ્રેજ સરદારો એડવર્ડસ અને કોર્ટલેન્ટ ,, | લાલમૂળરાજનો પરાજય થયો. |
| ૧૮૪૯ | રામનગરની લડાઇ | શેરસિંગ અને હ્યુ ગોફની વચ્ચે | શેરસિંગ હાર્યો. |
| ૧૮૪૯ | ચિલિયનવાલા ,, | શેરસિંગ અને હ્યુ ગોફની ,, | શેરસિંગ હાર્યો પણ અંગ્રેજોને બહુ ખમવું પડયું. |
| ૧૮૪૯ | ગુજરાતની ,, | શીખ લોકો અને લોર્ડ ગોફ તથા વિશની વચ્ચે. | શીખ લોકનો પરાજય થયો. |
| ૧૮૫૨ | રંગુનની (બીજી) લડાઈ. | બ્રહ્મી લોક અને અંગ્રેજો ,, | બ્રહ્મી લોક હાર્યાં. |
| ૧૮૫૨ | મેગુની લડાઈ. | બ્રહ્મી લોક અને અંગ્રેજ ,, | બ્રહ્મી લોકનો પરાજય થયો. |

## અર્લ કેનિંગ ૧૮૫૬—૧૮૬૨.

# હિંદુસ્તાનમાં જાણવા લાયક બનેલી મુખ્ય બીનાઓ—વરસ સાથે.

| વરસ. | બીનાઓ. |
|---|---|
| **ઇ. સ. પૂર્વે.** | |
| ૧૩૦૮ | મિસર દેશના સિસોસ્ત્રિસ રાજાની હિંદુસ્તાનપર ચઢાઇ. |
| ૫૧૮ | ઇરાનના રાજા દારાએ હિંદુસ્તાનપર ચઢાઇ કરી. |
| ૩૨૭ | મહાન સિકંદરની ચઢાઇ. |
| ૩૨૩ | મહાન સિકંદર મરણ પામ્યો. |
| ૩૧૨ | સેલ્યુકસે મગધના રાજા ચંદ્રગુપ્ત જોડે સંધિ કરી. |
| ૨૨૬ | અશોક મરણ પામ્યો. |
| **ઇ. સ.** | |
| ૫૭૦ | મુસલમાનોનો પેગમ્બર હજરત મહમદ જન્મ્યો. |
| ૬૩૨ | મહમદ મરણ પામ્યો. |
| ૬૬૪ | આરબ લોકો કાબુલ સુધી વધી આવ્યા. |
| ૭૧૨ | મહમદ કાસિમે સિંધ જીત્યું. |
| ૯૭૬ | અલપ્તગીને ગિઝનીમાં રાજ્ય સ્થાપ્યું. |
| ૯૭૭ | અલપ્તગીન મરણ પામ્યો—સબક્તગીન ગાદીએ બેઠો. |
| ૯૯૭ | સબક્તગીન મરણ પામ્યો—મહમદ ગિઝનવી ગાદીએ બેઠો. |
| ૧૦૦૧ | મહમદ ગિઝનવીની પ્હેલી ચઢાઇ—લાહોરના રાજા જયપાળ ઉપર. |
| ૧૦૦૪ | ,, ,, બીજી ચઢાઇ—ભાટીઆના રાજા વિજયરાય ઉપર. |
| ૧૦૦૫ | ,, ,, ત્રીજી ચઢાઇ—અબ્દુલ ફાતલોદી ઉપર. |
| ૧૦૦૮ | ,, ,, ચોથી સ્વારી—લાહોરના અનંગપાળ ઉપર. |
| ૧૦૧૦ | ,, ,, પાંચમીસ્વારી—મુલતનાપર. |
| ૧૦૧૧ | ,, ,, છઠ્ઠી સ્વારી—સ્થાનેશ્વર ઉપર. |
| ૧૦૧૪-૧૦૧૫ | ,, સાતમી તથા આઠમી સ્વારી—કાસ્મીર પર. |
| ૧૦૧૯ | ,, ,, નવમી સ્વારી—કનોજપર. |
| ૧૦૨૨-૧૦૨૩ | ,, દશમી તથા અગીઆરમી સ્વારી-કલીંજર પર. |
| ૧૦૨૪ | ,, ,, બારમી સ્વારી સોમનાથ ઉપર. |
| ૧૦૩૦ | મહમદ ગિઝનવી મરણ પામ્યો. |
| ૧૧૫૨ | અલાઉદ્દીન ઘોરીએ ગિઝની બાળી નાંખ્યું. |
| ૧૧૮૬ | ગિઝની વંશની સમાપ્તિ થઇ. |
| ૧૧૮૬ | મહમદ ઘોરીએ લાહોર જીતી લીધું. |

ઈ. સ. બીનાઓ.

૧૧૯૪ મહમદ ઘોરીએ કનોજ તથા બનારસ જીતી લીધાં.

૧૨૦૩ ,, ,, ગુજરાત, અયોધ્યા, બંગાળા, તથા બહાર જીત્યાં.

૧૨૦૬ મહમદ ઘોરીને ગખ્ખર લોકે મારી નાંખ્યો—ઘોરીવંશની સમાપ્તિ થઈ.

૧૨૦૬ કુતુબદ્દીન સુલતાન થયો.

૧૨૧૦ ,, મરણ પામ્યો—આરામ ગાદીએ બેઠો.

૧૨૧૧ અલ્તમસ ગાદીએ બેઠો.

૧૨૧૭ મોગલ સરદાર જેંઘિસખાંની ચઢાઇ.

૧૨૩૬ રૂકનુદ્દીન ગાદીએ બેઠો.

૧૨૩૬ રજીઆબેગમ ગાદીએ બેઠી.

૧૨૩૯ બેરામ ગાદીએ બેઠો.

૧૨૪૧ મસુદ ગાદીએ બેઠો.

૧૨૪૬ નાસિરૂદ્દીન ગાદીએ બેઠો.

૧૨૬૫ ગ્યાસુદ્દીન બલબન ગાદીએ બેઠો.

૧૨૭૯ બંગાળામાં બંડ.

૧૨૮૭ કૈકુબાદ ગાદીએ બેઠો.

૧૨૯૦ જલાલુદ્દીન ખિલજી ગાદીએ બેઠો—ગુલામ વંશની સમાપ્તિ થઈ.]

૧૨૯૪ અલાઉદ્દીને દક્ષિણપર ચઢાઇ કરી.

૧૨૯૫ અલાઉદ્દીન બાદશાહ થયો.

૧૨૯૭ અલાઉદ્દીને ગુજરાત જીત્યું.

૧૨૯૮ મોગલ લોકના સરદાર કતલગખાંને અલાઉદ્દીને હરાવ્યો.

૧૩૦૦ અલાઉદ્દીને રણસ્થંભોરનો કિલ્લો જીત્યો.

૧૩૦૩ અલાઉદ્દીને ચિતોડનો કિલ્લો જીતી લીધો.

૧૩૦૬–૧૩૧૨ મલિક કાફુરે દક્ષિણપર ચઢાઇ કરી.

૧૩૧૫ અલાઉદ્દીન મરણ પામ્યો—ઉમર ગાદીએ બેઠો.

૧૩૧૬ મલિક કાફુરનું ખૂન થયું.

૧૩૨૦ ખુશરૂખાં ગાદીએ બેઠો—ખિલજી વંશની સમાપ્તિ થઈ.

૧૩૨૦ ગ્યાસુદ્દીન તઘલખ ગાદીએ બેઠો.

૧૩૨૫ મહમદ તઘલખ ગાદીએ બેઠો.

૧૩૪૭ બ્રાહ્મણી વંશની સ્થાપના.

૧૩૫૧ મહમદ તઘલખ ઠઠ્ઠા શહેરમાં મરણ પામ્યો—ફિરોઝશાહ ગાદીએ બેઠો.

૧૩૮૮ ગ્યાસુદ્દીન બીજો ગાદીએ બેઠો.

૧૩૮૯ અબુબકર ગાદીએ બેઠો.

ઈ. સ. બીનાઓ.
૧૩૮૯ નાસીરૂદ્દીન ગાદીએ બેઠો.
૧૩૯૨ સિકંદર ગાદીએ બેઠો.
૧૩૯૨ મહમદશાહ ગાદીએ બેઠો.
૧૩૯૮ તૈમુરલંગની ચઢાઇ.
૧૪૦૫ તૈમુરલંગ મરણ પામ્યો.
૧૪૧૨ મહમદશાહ મરણ પામ્યો—તઘલખ વંશની સમાપ્તિ થઇ.
૧૪૧૨ દોલતખાં લોદીએ દિલ્હીમાં ૧૫ માસ રાજ્ય ચલાવ્યું.
૧૪૧૪ સૈયદ ખીજરખાં ગાદીએ બેઠો.
૧૪૨૧ ,, મુબારક ગાદીએ બેઠો.
૧૪૩૫ ,, મહમદ ગાદીએ બેઠો.
૧૪૪૪ ,, આલમ ગાદીએ બેઠો.
૧૪૫૦ બહલોલ લોદી દિલ્હીનો ધણી થઇ પડયો—સૈયદ વંશની સમાપ્તિ થઇ.
૧૪૬૯ શીખ લોકોનો ધર્મ સ્થાપનાર નાનક જન્મ્યો.
૧૪૮૨ બાબર જન્મ્યો.
૧૪૮૭ બાર્થોલિમોડિયાસે કેપ ઓફ ગુડ હોપની પ્રદક્ષિણા કરી.
૧૪૮૮ સિકંદર લોદી ગાદીએ બેઠો.
૧૪૯૨ કોલમ્બસે અમેરિકા શોધી કાઢયો.
૧૪૯૪ બાબર કાબુલની ગાદીએ બેઠો.
૧૪૯૮ વાસ્કોડિગામા કાલિકટ બંદરે ઉતર્યો.
૧૫૦૦ કાબ્રાલે બ્રાઝિલ શોધી કાઢયો. [પસંદ કર્યાં.
૧૫૦૨ વાસ્કોડિગામાએ બીજી સફરમાં વેપાર અર્થે કોચિન અને કાનાનોર.
૧૫૦૫–૧૫૦૯ ફ્રાન્સિસ્કો અલ્મૈડા પ્હેલો પોર્ટુગીઝ સુબો નિમાયો.
૧૫૦૯–૧૫૧૫ આલ્ફોન્સો આલ્બુકર્ક સુબો નિમાયો.
૧૫૦૭ હુમાયુ જન્મ્યો.
૧૫૧૦ આલ્ફોન્સો આલ્બુકર્કે ગોવા જીત્યું.
૧૫૧૦ ,, ,, ઓર્મઝ બેટ જીતી લીધો.
૧૫૧૧ ,, ,, મલાયા દ્વિપકલ્પમાં મલાક્કા જીતી લીધો.
૧૫૧૫ ,, ,, ગોવા આગળ મરણ પામ્યો.
૧૫૧૭ ઇબ્રાહીમ લોદી ગાદીએ બેઠો.
૧૫૨૬ બાબર ગાદીએ બેઠો—લોદી વંશની સમાપ્તિ.
૧૫૨૮ ચંદેરિનો ઘેરો.
૧૫૨૯ બાબરે બંગાળા અને બહાર પ્રાંતો જીત્યા.

ઇ. સ. બીનાઓ.

૧૫૩૦ બાબર મરણ પામ્યો—હુમાયું ગાદીએ બેઠો.
૧૫૩૪ હુમાયુંએ ચાંપાનેરનો કિલ્લો જીતી લીધો.
૧૫૩૯ શિરશાહે પટણા અને કાશી વચ્ચે હુમાયુંને ઘેરી લીધો.
૧૫૩૯ નાનક મરણ પામ્યો.
૧૫૪૦ શિરશાહ ગાદીએ બેઠો.
૧૫૪૩ અકબર અમરકોટ આગળ જન્મ્યો.
૧૫૪૪ હુમાયું ઇરાન ગયો.
૧૫૪૫ શિરશાહ કલિંજરને ઘેરે ઘાલતાં મરણ પામ્યો—સલિમશાહ ગાદીએ [બેઠો.
૧૫૪૭ હુમાયુંએ કાબુલ તથા કંદહાર જીતી લીધાં.
૧૫૫૩ હુમાયુંએ પોતાના ભાઇ કામરાનની આંખો ફોડાવી નાંખી.
૧૫૫૩ ફિરોઝ ગાદીએ બેઠો.
૧૫૫૩ મહમદ આદિલશાહ ગાદીએ બેઠો.
૧૫૫૬ હુમાયુંએ ગાદી પાછી મેળવી.
૧૫૫૬ હુમાયું મરણ પામ્યો—અકબર ગાદીએ બેઠો.
૧૫૬૦ અકબરે એના પ્રધાન બેહેરામખાનના હાથમાંથી સત્તા છિનવી લીધી.
૧૫૬૦ બેહેરામને કોઇ પઠાણે મારી નાંખ્યો.
૧૫૬૭ અકબરે ચિતોડનો કિલ્લો જીતી લીધો.
૧૫૭૨ વરાડનું રાજ્ય અહમદનગર સાથે જોડાયું.
૧૫૭૩ અકબરે ગુજરાત વશ કર્યું.
૧૫૭૬ ,, બંગાળા પાછું જીતી લીધું.
૧૫૭૯ સ્ટિવન્સ પ્હેલો હિંદુસ્તાનમાં આવ્યો.
૧૫૮૬ અકબરે કાસ્મીર સર કર્યું.
૧૫૯૨ ,, અયોધ્યા તાબે કર્યું.
૧૫૯૨ ,, સિંધ જીત્યું.
૧૫૯૪ ,, કંદહાર પાછું મેળવ્યું.
૧૫૯૫ ,, અહમદનગર જીતવા લશ્કર મોકલ્યું.
૧૫૯૬ હૌટમેને સુમાત્રામાં કોઠી ઘાલી.
૧૫૯૯ અકબરનો દીકરો મોરાદ મરણ પામ્યો.
૧૫૯૯ અહમદનગરની ચાંદબીબી મરણ પામી.
૧૬૦૦ "બ્રિટિશ ઇન્ડિસમાં વેપાર કરનારી કમ્પની અને અધિકારી" ઉભી થઇ.
૧૬૦૧ અકબરે ખાનદેશ જીતી લીધો.
૧૬૦૪ અકબરનો દીકરો ડેનિયલ મરણ પામ્યો.

ઇ. સ. બીનાઓ.

૧૬૦૫ અકબર મરણ પામ્યો—સલીમ ગાદીએ બેઠો. [આવ્યો.
૧૬૦૭ "ઇસ્ટ ઇન્ડિયા કંપની" તરફથી કેપ્તન હોકિન્સ સલીમની દરબારમાં
૧૬૧૦ ડચ લોકે પોર્ટુગીઝ લોક પાસેથી મસાલાના બેટ જીતી લીધા.
૧૬૧૧ જાંહાંગીર નુરજહાં સાથે પરણ્યો. [દરબારમાં આવ્યો.
૧૬૧૫ ઇંગ્લાંડના પ્હેલા જેમ્સ રાજા તરફથી સર ટોમસ રો જાંહાંગીરની
૧૬૧૬ અંગ્રેજોએ બેન્ડમમાં કોઠી ઘાલી.
૧૬૨૧ સલીમનો દીકરો ખુશરૂ મરણ પામ્યો.
૧૬૨૩ અમ્બોયનાના ટાપુમાં વલંદા લોકે અંગ્રેજોને મારી નાંખ્યા.
૧૬૨૩ શાહજહાંએ જાંહાંગીર સામે બંડ કર્યું.
૧૬૨૬ જાંહાંગીરનો દીકરો પરવીઝ મરણ પામ્યો.
૧૬૨૬ મહોબતખાંએ જાંહાંગીરને કેદ કર્યો.
૧૬૨૬ મલિક અંબર મરણ પામ્યો.
૧૬૨૭ જાંહાંગીર મરણ પામ્યો—શાહજહાં ગાદીએ બેઠો.
૧૬૨૭ શિવાજી સ્યુનરીના કિલ્લામાં જન્મ્યો.
૧૬૨૯ ખાજહાં લોદીએ શાહજહાં સામે બંડ ઉઠાવ્યું.
૧૬૩૦ અહમદનગરનું રાજ્ય મોગલ રાજ્ય સાથે જોડાઇ ગયું.
૧૬૩૧ શાહજહાંએ બંગાળામાંનાં પોર્ટુગીઝ થાણાં લઇ લીધાં.
૧૬૩૯ અંગ્રેજ લોકે ફોર્ટ સેન્ટ જ્યોર્જ કિલ્લો બાંધ્યો.
૧૬૪૦ ડચ લોકે મલાક્કા જીતી લીધો.
૧૬૪૬ નુરજહાં મરણ પામી.
૧૬૫૭ શાહજહાં માંદો પડયો.
૧૬૫૭ બીદરનું રાજ્ય મોગલ રાજ્ય સાથે જોડાઇ ગયું.
૧૬૫૮ ઔરંગજેબે શાહજહાંને કેદ કરી પોતાના નામની દુવાઇ ફેરવી
૧૬૫૯ „ દારાને મારી નાંખ્યો.
૧૬૫૯ શિવાજીએ અફજલખાંને મારી નાંખ્યો.
૧૬૬૦ સુજા આરાકાન આગળ મરણ પામ્યો.
૧૬૬૧ મુરાદને ઔરંગજેબે મારી નાંખ્યો.
૧૬૬૨ અંગ્રેજોને પોર્ટુગલના રાજા પાસેથી મુંબઇ મળ્યું.
૧૬૬૩ શિવાજીએ સુરત લુટયું.
૧૬૬૪ શાહજી મરણ પામ્યો.
૧૬૬૮ શિવાજીએ બીજાપુર અને ગોવલકોંડાના રાજા પાસેથી ખંડણી લીધી.
૧૬૬૮ શાહજહાં મરણ પામ્યો

| ઈ. સ. | બીનાઓ. |
|---|---|
| ૧૬૬૮ | "કમ્પનીને" મુંબઇ મળ્યું. |
| ૧૬૭૩ | શિવાજીએ સતારા જીતી લીધું. |
| ૧૬૭૪ | શિવાજીનો રાયગઢમાં રાજ્યાભિષેક થયો. |
| ૧૬૭૪ | ફ્રેન્ચ સરદાર માર્ટિને પોન્ડિચેરી વસાવ્યું. |
| ૧૬૭૬ | નારોળમાં બંડ. |
| ૧૬૭૬ | શિવાજીએ કર્ણાટકપર ચઢાઇ કરી. |
| ૧૬૭૭ | જોધપુરનો જસવંતસિંહ મરણ પામ્યો. |
| ૧૬૮૦ | શિવાજી મરણ પામ્યો–સંભાજી ગાદીએ બેઠો. |
| ૧૬૮૬ | ઔરંગજેબે સિકંદર આદિલશાહને હરાવી બિજાપુર જીત્યું. |
| ૧૬૮૭ | ,, અબુલ હુસેનને હરાવી ગોવળકોંડા જીત્યું. |
| ૧૬૮૮ | ફ્રેન્ચ લોકે ચંદ્રનગર વસાવ્યું. |
| ૧૬૮૯ | ઔરંગજેબે સંભાજીને મારી નંખાવ્યો–રાજારામ ગાદીએ બેઠો. |
| ૧૬૯૧ | અંગ્રેજ લોકે ફોર્ટ સેન્ટ ડેવિડ બાંધ્યો. |
| ૧૬૯૮ | "હરીફ" કમ્પની ઉભી થઇ. |
| ૧૭૦૦ | ઔરંગજેબે સતારા જીત્યું. |
| ૧૭૦૦ | અંગ્રેજ લોકે ફોર્ટ વિલિયમ બાંધ્યો. |
| ૧૭૦૦ | રાજારામ મરણ પામ્યો–શિવાજી ૨ જો ગાદીએ બેઠો. |
| ૧૭૦૧ | અંગ્રેજ એલચી સર વિલિયમ નોરિસે ઔરંગજેબની ભેટ લીધી. |
| ૧૭૦૨ | હૈદર જન્મ્યો. |
| ૧૭૦૭ | ઔરંગજેબ અહમદનગરમાં મરણ પામ્યો–શાહઆલમ ૧ લો ગાદીએ બેઠો. |
| ૧૭૦૮-૧૭૪૮ | શાહુ મોગલ લોકના હાથમાંથી છુટો થયો અને ગાદીએ બેઠો. |
| ૧૭૦૯ | બન્ને કમ્પનીઓ જોડાઈ ગઇ અને "ધી યુનાઇટેડ ઇસ્ટ ઇન્ડયા કમ્પની" થઈ. |
| ૧૭૧૨ | જહાંદરશાહ ગાદીએ બેઠો. |
| ૧૭૧૩ | ફરૂખશિર ગાદીએ બેઠો. |
| ૧૭૧૪-૨૦ | બાલાજી વિશ્વનાથ પ્હેલો પેશ્વા થયો. |
| ૧૭૧૬ | ફરૂકશિરે હેમિલ્ટનને જાગીર આપી. |
| ૧૭૧૯ | મહમદશાહ ગાદીએ બેઠો. |
| ૧૭૨૦-૪૦ | બાજીરાવ બીજો પેશ્વા થયો. |
| ૧૭૨૪ | નિઝામ-ઉલ-મુલ્ક દક્ષિણમાં સ્વતંત્રપણે રાજ્ય કરવા લાગ્યો. |
| ૧૭૩૫ | કલાઇવ જન્મ્યો. |
| ૧૭૨૫ | ફ્રેન્ચ લોકે માહી વસાવ્યું. |
| ૧૭૨૫ | જાફરખાં મરણ પામ્યો–સુજાતુખાં બંગાળાની ગાદીએ બેઠો. |

ઇ. સ. બીનાઓ.

૧૭૩૨ હેસ્ટિંગ્સ જન્મ્યો.
૧૭૩૮ નાદિરશાહની દિલ્હીપર ચઢાઇ.
૧૭૩૯ મરેઠા લોકે પોર્ટુગીઝ લોક પાસેથી વસાઇ જીતી લીધું.
૧૭૪૦–૧૭૬૧ ત્રીજો પેશ્વા બાલાજી બાજીરાવ.
૧૭૪૦ સુજાખાં મરણ પામ્યો.
૧૭૪૦ અલિવર્દીખાં બંગાળાનો ધણી થયો.
૧૭૪૧ મરેઠા લોકે ચંદાસાહેબને સતારામાં કેદ કર્યો.
૧૭૪૨ ડુપ્લી પોન્ડિચરીનો હાકેમ થયો.
૧૭૪૪ ક્લાઇવ હિંદુસ્તાનમાં આવ્યો.
૧૭૪૪ અલીમહમદે ઓરિયામાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું.
૧૭૪૬ ફ્રેન્ચ લોકે સેન્ટ જ્યોર્જ તથા દેવિડ ઉપર હુમલો કર્યો.
૧૭૪૭ નાદિરશાહને મારી નાંખ્યો.
૧૭૪૮ અહમદશાહ અબદલીની બીજી સ્વારી.
૧૭૪૮–૧૭૭૭ રામરાજા ગાદીએ બેઠો.
૧૭૪૮–૧૭૫૪ અહમદશાહ ગાદીએ બેઠો.
૧૭૪૮ ડુપ્લીએ ચંદાસાહેબને છોડવ્યો.
૧૭૪૮ નીઝામ-ઉલ-મુલ્ક મરણ પામ્યો.
૧૭૪૮ "એકસલા શાપેલ"નું તહનામું (યુરોપમાં)
૧૭૪૮ અંગ્રેજોને દેવિકોટ મળ્યું.
૧૭૫૦ હૈદ્રાબાદ તેમજ આર્કટમાં ગાદી બાબત લડાઇ ચાલી.
૧૭૫૧ ક્લાઇવે આર્કટ છાપો મારી લઇ લીધું.
૧૭૫૧ ડુપ્લીએ "ડુપ્લી ફતેહઆબાદ" વસાવ્યું.
૧૭૫૧ ક્લાઇવે કંજીવરમ જીતી લીધું.
૧૭૫૨ ચંદાસાહેબને તંજોરના લશ્કરે મારી નાંખ્યો.
૧૭૫૨ ક્લાઇવે કોવેલોંગ અને ચિંગલપટ જીતી લીધાં.
૧૭૫૩ લાબોર્ડોને મરણ પામ્યો.
૧૭૫૪ ડુપ્લીને ફ્રાન્સ પાછો બોલાવ્યો.
૧૭૫૪–૧૭૫૯ આલમગીર ૨ જો ગાદીએ બેઠો.
૧૭૫૫ ગોડ્યુ ગવર્નર નીમાયો.
૧૭૫૬ સુરાજાદૌલા બંગાળા, બહાર અને ઓઢિયાનો નવાબ થયો.
૧૭૫૬ મરેઠા લોકે શ્રીરંગપટણને ઘેરો ઘાલ્યો.
૧૭૫૬ સુરાજાદૌલાએ કાસીમ બજાર લુટયું

ઈ. સ. બીનાઓ.

૧૭૫૬ સુરાજદ્દૌલાએ ફોર્ટ વિલિયમ જીતી લીધો.
૧૭૫૬ અંધારી કોટડી (બ્લેક હોલ.)
૧૭૫૬ કલાઈવે તુલાજી આંગરિયાનો ઘેરિયાગઢ જીતી લીધો.
૧૭૫૭ કલાઈવે ચંદ્રનગર જીતી લીધું
૧૭૫૭ અહમદશાહ અબદલીએ દિલ્હીપર પાછી ચડાઈ કરી.
૧૭૫૭ સુરાજદ્દૌલાને મિરાને મારી નાંખ્યો
૧૭૫૮ ફોર્ટ સેન્ટ દેવિડ ફ્રેન્ચ લોકે તોડી નાંખ્યો.
૧૭૫૮ કલાઈવ બંગાળાનો હાકેમ નીમાયો
૧૭૫૯-૧૮૦૬ શાહઆલમ ૨ જો ગાદીએ બેઠો.
૧૭૫૯ કર્નલ ફોર્ડે ડચ લોકને હરાવ્યા.
૧૭૫૯ ,, ,, મછલીપટમ જીતી લીધું
૧૭૬૦ મિરજાફરનો દીકરો મિરાન મરણ પામ્યો.
૧૭૬૦ બુસ્સિ કેદ પકડાયો.
૧૭૬૧ હૈદર મૈસૂરનો ધણી થયો.
૧૭૬૧-૧૭૭૨ ચોથો પેશ્વા માધવરાવ.
૧૭૬૧ અંગ્રેજ લોકે પોન્ડિચરી જીતી લીધું.
૧૭૬૧ ,, ,, થિયાગઢ અને ગિંજી કિલ્લા જીતી લીધા.
૧૭૬૩ હૈદરે બેડનોરનો કિલ્લો જીતી લીધો.
૧૭૬૩ પટણામાં અંગ્રેજોને કાપી નાંખ્યા.
૧૭૬૩ અંગ્રેજ લોકે મોંગિર જીત્યું.
૧૭૬૪ મેજર મન્રોના હાથ નીચેના સિપાઈઓએ બંડ કર્યું.
૧૭૬૪ દુપ્લી મરણ પામ્યો.
૧૭૬૫ કલાઈવના બંગાળામાં સુધારા.
૧૭૬૫ મિરજાફર મરણ પામ્યો.
૧૭૬૬ કોન્ટ-ડી-લાલીને ફાંસી દીધી.
૧૭૬૬ હૈદરે કાલિકટ જીત્યું.
૧૭૬૭ કલાઈવ છેલ્લીવારે હિંદુસ્તાન છોડી ગયો.
૧૭૬૮ કર્નલ પોપે નિઝામના રાજ્યપર હુમલો કર્યો.
૧૭૬૯ મંદ્રાસમાં સંધિ.
૧૭૭૧ મરેઠા લોકે નજિબખાંને હરાવી દિલ્હી તાબે કર્યું.
૧૭૭૨-૧૭૭૩ નારાયણરાવ પાંચમો પેશ્વા થયો.
૧૭૭૩ "રેગ્યુલેટિંગ એકટ" પસાર થયો.

ઇ. સ. બીનાઓ.

૧૭૭૩ બનારસની સંધિ.
૧૭૭૪ કલાઇવ મરણ પામ્યો.
૧૭૭૪ હેસ્ટિંગ્સ પ્હેલો ગવર્નર જેનરલ નિમાયો.
૧૭૭૪ બંગાળામાં નવા સુધારા.
૧૭૭૪ રોહિલા લોકને હેસ્ટિંગ્સે હાંકી કાઢયા.
૧૭૭૪-૧૭૯૫ માધવરાવ નારાયણ છઠ્ઠો પેશ્વા થયો.
૧૭૭૫ સુરતમાં રઘુનાથરાવે અંગ્રેજો સાથે સંધિ કરી.
૧૭૭૫ મેજર લોરેન્સ મરણ પામ્યો.
૧૭૭૬ પુરંધર મુકામે તહનામું.
૧૭૭૬ નંદકુમારને ફાંસી લીધી.
૧૭૭૭-૧૮૧૮ શાહુ ૨ જો ગાદીએ બેઠો.
૧૭૭૯ વડગામની સંધિ.
૧૭૮૦ અંગ્રેજ લોકે વસઇ જીતી લીધું.
૧૭૮૦ રણજીતસિંહ જન્મ્યો.
૧૭૮૦ કર્નલ ગોડાર્ડે ડભોઇ અને અમદાવાદ જીતી લીધાં.
૧૭૮૦ કર્નલ પોફમે લાહરનગર અને ગ્વાલિયર જીતી લીધાં.
૧૭૮૦ કર્નલ બેલીનો પરાજય.
૧૭૮૧ અંગ્રેજ લોકે ડચ લોકના નેગાપટણ અને ત્રિંકોમાલી જીતી લીધાં.
૧૭૮૨ સાલબાઈની સલાહ.
૧૭૮૨ કર્નલ બ્રથ્વેટનો પરાજય.
૧૭૮૨ હૈદર ચિતોડમાં મરણ પામ્યો.
૧૭૮૩ જેનરલ મેથ્યુસનો પરાજય.
૧૭૮૩ બુસિસ મરણ પામ્યો.
૧૭૮૩ સર. ઈ. કુટ મરણ પામ્યો.
૧૭૮૪ મેંગ્લોરનું કર્નલ કેમ્પબેલે સંરક્ષણ કર્યું.
૧૭૮૪ મેંગ્લોર મુકામે સલાહ.
૧૭૮૪ મિ૦ ફોકસનું બિલ.
૧૭૮૪ મિ૦ પિટનું બિલ પસાર થયું.
૧૭૮૫ હેસ્ટિંગ્સ ઈંગ્લાન્ડ ગયો.
૧૭૮૬-૧૭૯૩ લોર્ડ કાર્નવોલિસ.
૧૭૮૮-૧૭૯૫ હેસ્ટિંગ્સની તપાસ.

ઇ. સ. બીનાઓ.

૧૭૮૯–૯૦ ટીપુએ ત્રાવણકોરપર હુમલો કર્યો.
૧૭૯૦ લોર્ડ કોર્નવોલિસે બેંગ્લોર છાપો મારી લઇ લીધું.
૧૭૯૧ અંગ્રેજ લોકે નંદીદુર્ગ જીતી લીધું.
૧૭૯૧ અંગ્રેજ લોકે સિમોગા જીતી લીધું.
૧૭૯૨ શ્રીરંગપટણ આગળ સલાહ.
૧૭૯૩–૯૮ સર જોન શોર.
૧૭૯૪ માધુજી સિંધિયા મરણ પામ્યો.
૧૭૯૫–૧૮૧૮ બાજીરાવ ૨ જો સાતમો પેશ્વા થયો.
૧૭૯૮ રણજીતસિંહ પંજાબનો હાકેમ થયો.
૧૭૯૮–૧૮૦૫ લોર્ડ મોર્નિંગ્ટન.
૧૭૯૯ ટીપુ મરણ પામ્યો.
૧૮૦૦ લોર્ડ લેક હિંદુસ્તાનમાં સેનાધિપતિ નિમાયો.
૧૮૦૦ નાના ફડનવીસ મરણ પામ્યો.
૧૮૦૦ નિઝામ સાથે તહનામું.
૧૮૦૧ કર્ણાટક અંગ્રેજોનું ખાલસા થયું.
૧૮૦૧ અયોધ્યામાં સુધારો.
૧૮૦૧ જશવંતરાવ હોલ્કરે પેશ્વા બાજીરાવ ૨ જાને પુનામાંથી નસાડી મૂક્યો.
૧૮૦૨ વસઇની સંધિ.
૧૮૦૩ પેશ્વાને અંગ્રેજોએ પાછો ગાદીએ બેસાડ્યો.
૧૮૦૩ વેલેસ્લિએ અહમદનગર જીત્યું.
૧૮૦૩ લોર્ડ લેકે દિલ્હીના પાદશાહને છોડ્યો.
૧૮૦૩ અંગ્રેજોએ જાલના જીત્યું.
૧૮૦૩ દેવગામ આગળ સંધિ.
૧૮૦૩ સિરજીઅંજનગામની સંધિ.
૧૮૦૪ કર્નલ મોન્સન મુકંદ્રાની નાળમાં ઘેરાઇ ગયો.
૧૮૦૪ અંગ્રેજોએ દીગ શેહેર જીત્યું.
૧૮૦૫ વિક્રમશાહ ગાદીએ બેઠો.
૧૮૦૫ લોર્ડ કોર્નવોલિસ ગાઝીપુરમાં મરણ પામ્યો.
૧૮૦૫–૧૮૦૭ સર જયોર્જ બાર્લો.
૧૮૦૫ ભરતપુરનો ઘેરો.
૧૮૦૫ ભરતપુરના રાજા સાથે સંધિ.

ઈ. સ. બીનાઓ.

૧૮૦૫ હોલ્કર તથા સિંધિયા સાથે સંધિ.
૧૮૦૬-૧૮૩૭ અકબર ૨ જો ગાદીએ બેઠો.
૧૮૦૬ વેલોર, સિકંદ્રાબાદ, વલાજાબાદ અને નંદીદુર્ગમાં બંડ.
૧૮૦૭-૨૩ લોર્ડ મિન્ટો.
૧૮૦૭ મદ્રાસમાં બંડ.
૧૮૦૯ લોર્ડ મિન્ટોએ રણજીતસિંહ સાથે સંધિ કરી.
૧૮૦૯ લોર્ડ લેક મરણ પામ્યો.
૧૮૦૯ અંગ્રેજોએ જાવા, બુર્બોન અને આઇલ ઓફ ફ્રાન્સ જીત્યાં.
૧૮૧૦ મોરિશિયસ અંગ્રેજોએ જીત્યું.
૧૮૧૩ ગંગાધર શાસ્ત્રીને પંઢરપુરમાં મારી નાંખ્યો.
૧૮૧૪-૨૩ મોઇરાનો અર્લ.
૧૮૧૫ અંગ્રેજોએ મલુન, રામગઢ અને અલ્મોરાના કિલ્લા જીત્યા.
૧૮૧૬ સિગાઉલીની સંધિ.
૧૮૧૭ હોલ્કરના સરદારોનું બંડ.
૧૮૧૭ પેશ્વા સાથે પુનામાં નવું તહનામું.
૧૮૧૮ મંડેસરનું તહનામું.
૧૮૧૮-૪૦ પ્રતાપસિંહ ગાદીએ બેઠો.
૧૮૧૮ પેશ્વાનો છેલ્લો પ્રયત્ન.
૧૮૧૮ હેસ્ટિંગ્સ મરણ પામ્યો.
૧૮૧૮ અંગ્રેજોએ સતારા જીત્યું.
૧૮૧૯ ,, અશીરગઢ જીત્યું.
૧૮૨૩-૨૮ લોર્ડ આમ્હર્સ્ટ.
૧૮૨૩ બ્રહ્મી લોકે શાહપુરીનો બેટ કબજે કર્યો.
૧૮૨૪ અંગ્રેજોએ રંગુન તથા કેમેન્ડિન જીત્યાં.
૧૮૨૫ ,, માર્તબાન, ડોનાબ્યુ, પ્રોમ, અને આરાકાન જીત્યાં.
૧૮૨૫ બરાખપુરમાં બંડ.
૧૮૨૫ બ્રહ્મી લોકોનો સરદાર મહાબંદુલા ડોનાબ્યુની લડાઇમાં માર્યો ગયો.
૧૮૨૬ યન્ડબુની સલાહ.
૧૮૨૬ ભરતપુરનો કિલ્લો જીત્યો.
૧૮૨૭ દોલતરાવ સિંધિયા મરણ પામ્યો.
૧૮૩૪ કુર્ગનું રાજ્ય ખાલસા થયું

ઈ. સ. બીનાઓ.

૧૮૩૬–૪૨ લોર્ડ ઓકલેન્ડ.
૧૮૩૭–૬૨ મોગલવંશનો છેલ્લો રાજા મહમદ બહાદૂરશાહ.
૧૮૩૯ અંગ્રેજોએ કરાંચી જીતી લીધું.
૧૮૩૯ રણજીતસિંહ મરણ પામ્યો.
૧૮૩૯ અંગ્રેજોએ ગિઝની જીત્યું.
૧૮૩૯ શાહસુજાને અંગ્રેજોએ પાછો ગાદીએ બેસાડયો.
૧૮૪૦ દોસ્ત મહમદ મેકનોટનને શરણ થયો.
૧૮૪૦ નાગપુરનો રાજા આપા સાહેબ મરણ પામ્યો.
૧૮૪૦–૪૮ આપા સાહેબ.
૧૮૪૧ કાબુલમાં દંગો.
૧૮૪૧ મેકનોટન અને બર્ન્સને મારી નાંખ્યા.
૧૮૪૨ શાહસુજાને બળવાખોરોએ મારી નાંખ્યો.
૧૮૪૨ અંગ્રેજોએ ઇસ્તલિફ લૂંટયું.
૧૮૪૩ સિંધ ખાલસા થયું.
૧૮૪૪–૪૮ સર હેન્રિ હાર્ડિંજ.
૧૮૪૫ રોબર્ટ સેલ મરણ પામ્યો.
૧૮૪૫ રાણી ચાંદકુંવરે પોતાના દીકરા ધુલીપસિંહના નામની દુવાઇ ફેરવી.
૧૮૪૬ લાહોરની સલાહ.
૧૮૪૮–૫૬ અર્લ ઓફ ડેલહૌસી.
૧૮૪૯ પંજાબ ખાલસા થયું.
૧૮૪૯ સતારા ખાલસા થયું.
૧૮૪૯ લાલમૂળરાજને કેદ કર્યો.
૧૮૫૨ પેગુ જીતી લીધો.
૧૮૫૩ નાગપુર ખાલસા થયું.
૧૮૫૩ છેલ્લો પેશ્વા બાજીરાવ ૨ જો મરણ પામ્યો.
૧૮૫૬–૬૨ અર્લ કેનિંગ.
૧૮૫૬ અયોધ્યા અને તંજોર ખાલસા થયા.
૧૮૫૬ ઇરાન સાથ લડાઇ–બુશાયર જીત્યું.
૧૮૫૭ હિંદુસ્તાનમાં બળવો.
૧૮૫૭ કંતાન જીત્યું.
૧૮૫૮ હિંદુસ્તાનનું રાજ્ય ઈંગ્લાંડના ગાદીપતિને સ્વાધીન થયું.

ઈ. સ. બીનાઓ.

૧૮૬૦ લોર્ડ ડેલહોસી મરણ પામ્યો. [ પિ થઇ.

૧૮૬૨ મહમદ બહાદુરશાહ રંગુનમાં મરણ પામ્યો–મોગલ વંશની સમા

૧૮૬૨ લોર્ડ કેનિંગ મરણ પામ્યો.

૧૮૬૩ દોસ્ત મહમદ મરણ પામ્યો.

૧૮૬૩ લોર્ડ એલગીન મરણ પામ્યો.

૧૮૬૯–૭૦ ડયુક ઓફ એડીનબરો આવ્યો.

૧૮૭૨ લોર્ડ મેઓનું ખુન.

૧૮૭૨–૭૬ લોર્ડ નોથબ્રુક.

૧૮૭૫ મુલ્હારરાવને પદભ્રષ્ટ કર્યો.

૧૮૭૫–૭૬ પ્રિન્સ ઓફ વેલ્સ આવ્યો.

૧૮૭૬–૮૦ લોર્ડ લિટન.

૧૮૭૯ લોર્ડ લોરેન્સ મરણ પામ્યો.

૧૮૮૦–૮૪ લોર્ડ રિપન.

૧૮૮૫–૮૮ લોર્ડ ડફ્રિન.

૧૮૮૫–૧૮૮૬ બ્રહ્મદેશ ખાલસા કર્યો.

૧૮૮૮–૯૩ લોર્ડ લેન્સડૌન.

૧૮૮૯–૯૦ પ્રિન્સ ઓફ વેલ્સનો વડો દીકરો, તે આપણી મહારાણીનો પૌત્ર પ્રિન્સ આલબર્ટ વિકટર હિંદુસ્તાનમાં આવ્યો.

૧૮૯૧ મિરઝનાઇ, ચિનલુશાઈ, કાળા પર્વત અને મણીપુરની ચઢાઈઓ.

૧૮૯૨ પ્રિન્સ આલબર્ટ વિકટર મરણ પામ્યો.

૧૮૯૩ મહારાજા ધુલીપસિંહ વિલાયતમાં મરણ પામ્યો.

૧૮૯૪–૯૯ લોર્ડ એલ્ગીન.

૧૮૯૫ ચિત્રાલપર ચઢાઇ.

૧૮૯૫ રોયલ કમિશન હિંદુસ્તાનનો લખલૂટ ખરચ તપાસવા નિમાયું.

૧૮૯૬ આપણી મહારાણીનો જમાઈ બેટેનબર્ગનો શાહજાદો એશાન્ટિમાં તાવથી મરણ પામ્યો.

૧૮૯૬ હિંદુસ્તાનમાં બ્યુબોનિક પ્લેગ શરૂ થયો.

૧૮૯૭ તા૦ ૨૧ તા૦ ૨૨ જુનના દિવસો ડાયમંડ જુબિલી માટે તહેવાર તરીકે પાળવામાં આવ્યા.

૧૮૯૯–૧૯૦૪, અને ૧૯૦૫–૫ લોર્ડ કર્ઝન

ઈ. સ. બીનાઓ.

૧૯૦૧ આપણી મહારાણી વિક્ટોરિયાનું મરણ.

૧૯૦૩ ઈંગ્લાંડમાં આપણી મહારાણીનો દીકરો ૭મો એડવર્ડ ગાદીએ બેઠો તે માટે દિલ્હીમાં એક અતિ મ્હોટું દરબાર ભરાયું.

૧૯૦૪ સતારાનો રાજા રાજારામ મરણ પામ્યો; આનાસાહેબે રાજ્ય ગાદી લીધી.

૧૯૦૩-૪ તીબેટ ઉપર ચઢાઇ.

૧૯૦૫ નામદાર પાટવી કુંવર અને યુવરાણી (પ્રિન્સ અને પ્રિન્સેસ ઓફ વેલ્સ) હિંદુસ્તાનમાં આવ્યાં.

૧૯૦૫ લોર્ડ મિન્ટો.

૧૯૧૦ ઈંગ્લાંડમાં આપણા શહેનશાહ સાતમા એડવર્ડનું મરણ.

૧૯૧૦ લોર્ડ હાર્ડિંજ.

૧૯૧૧ ઈંગ્લાંડમાં આપણા મરહુમ શહેનશાહ સાતમા એડવર્ડના દીકરા પાંચમા જ્યોર્જનો રાજ્યાભિષેક.

